# નવીન વ્યાકરણ

## ભાગ ૩જો

પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાનાં ઉપલાં
ધોરણો તથા ટ્રેનિંગ સંસ્થા માટે

લેખક તથા પ્રકાશક,
**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;**
હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૨જી     સને ૧૯૩૧     પ્રત ૨,૦૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
**એસ. બી. શાહની કું.**
પાનકોર નાકે-અમદાવાદ.

***

કિંમત બાર આના

# નવીન વ્યાકરણ

## ભાગ ૩જો

પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાનાં ઉપલાં
ધોરણો તથા ટ્રેનિંગ સંસ્થા માટે

લેખક તથા પ્રકાશક,
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;
હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૨૭ સને ૧૯૩૧ પ્રત ૨,૦૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કું.
પાનકોર નાકા-અમદાવાદ.

*
*

કિંમત બાર આના

# અર્પણ પત્રિકા

શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ,

એમ. ઈડી.

એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, દક્ષિણ વિભાગ,

ધારવાડ.



આપે મને ટ્રેનિંગ સંસ્થાઓમાં કેળવણી સંબંધી જ્ઞાન
મેળવવાની અને અખતરા કરવાની જે તક, સરળતા
અને ઉત્તેજન આપ્યાં હતાં તે ઋણ કંઈક
દરજ્જે અદા કરવાનો આ પ્રસંગ લઈ
**નવીન વ્યાકરણ** નામનું આ
પુસ્તક આપને હું સપ્રેમ
અર્પણ કરૂં
છું.

લિ૦

મૂ. હી. ચોકસી

# ઉપોદ્ઘાત

આ વ્યાકરણમાળાના ભાગ ૧લા માં જણાવ્યા મુજબ તેના બીજા અને ત્રીજા ભાગમાં કેન્દ્રાનુસાર પદ્ધતિ મુજબ આ વિષયનું વિવિધ રીતે નિરૂપણ કર્યું છે. ભાષા અને વ્યાકરણનો સંબંધ, અક્ષર-વિન્યાસ, જુદી જુદી જાતની સંધિ, વાક્યમાં આવતાં જુદાં જુદાં પદોની વિશેષ હકીકત, અને તે ઉપરાંત પૂર્વગ, સમાસ, વાક્યવિચાર તથા વિરામ-ચિહ્નો વગેરે બાબતનું પણ વિવેચન આ ભાગમાં કરવામાં આવ્યું છે. ભાગ ૨જામાં જુદાં જુદાં પદોની વધારે હકીકત ઉપરાંત વાક્યપૃથક્કરણ, જુદી જુદી જાતનાં મનોયત્ન અને દાખલાથી સરળ અને રસિક થાય તે માટે ખાસ કાળજી રાખવામાં આવી છે. આ પુસ્તકમાં પણ તેજ બાબતોનું વિવેચન વધારે હકીકત સાથે શાસ્ત્રીય રીતે કરવામાં આવ્યું છે. તેની સાથે વિદ્યાર્થીઓ જાતે પણ આ વિષય સમજી શકે તે માટે ઘણા દાખલાથી અને સ્પષ્ટીકરણથી તે સરળ કરવામાં આવ્યો છે. વાચનમાળામાંથી જુદી જુદી જાતનાં બંધબેસતાં વાક્યો શોધી કાઢી દરેક પાઠમાં તે મૂકવામાં આવ્યાં છે. "દાખલા ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી દાખલા ઉપર જવું" એ વ્યાકરણશિક્ષણના સુપ્રસિદ્ધ નિયમનો બનતા સુધી અમલ કરવામાં આવ્યો છે. આ પુસ્તક રચવામાં જે ગુજરાતી તથા અંગ્રેજી વ્યાકરણની મદદ લેવામાં આવી છે તેના કર્તાઓનો હું ઉપકાર માનું છું. રા. રા. પરમાનંદ ધનેશ્વર વ્યાસ. બી. એ. એમણે આ ભાગ રચવામાં જે ઉપયોગી સૂચના કરી છે, તે માટે હું તેમનો અંતઃકરણ-પૂર્વક આભાર માનું છું. આ પુસ્તકની બીજી આવૃત્તિમાં વિદ્યાર્થીઓને તે વધારે ઉપયોગી થાય તેવી દૃષ્ટિથી કેટલાક સુધારા વધારા કર્યા છે. ખાસ કરીને તેમાં સંયોગીકરણ, કવિતાવિચાર અને અલંકારનાં પ્રકરણો ઉમેરવામાં આવ્યાં છે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.
તા. ૨૮-૨-૩૧

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી.

# અનુક્રમણિકા


| | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| પાઠ | ૧લો | ભાષા અને વ્યાકરણનો સંબંધ ... | ૧—૬ |
| પાઠ | ૨જો | અક્ષરવિચાર ... ... ... | ૬—૧૨ |
| પાઠ | ૩જો | સંધિ ... ... ... ... | ૧૨—૧૯ |
| પાઠ | ૪થો | શબ્દવિન્યાસ ... ... ... | ૧૯—૨૨ |
| પાઠ | ૫મો | નામ ... ... ... ... | ૨૨—૨૮ |
| પાઠ | ૬ઠ્ઠો | સર્વનામ ... ... ... | ૨૮—૩૪ |
| પાઠ | ૭મો | વિશેષણ ... ... ... | ૩૪—૪૦ |
| પાઠ | ૮મો | જાતિ ... ... ... | ૪૧—૪૭ |
| પાઠ | ૯મો | વચન ... ... ... | ૪૭—૫૦ |
| પાઠ | ૧૦મો | વિભક્તિના અર્થ ... ... | ૫૦—૬૪ |
| પાઠ | ૧૧મો | ક્રિયાપદ ... ... ... | ૬૫—૬૯ |
| પાઠ | ૧૨મો | કાળ અને અર્થ ... ... | ૬૯—૭૭ |
| પાઠ | ૧૩મો | પ્રયોગ ... ... ... | ૭૭—૮૧ |
| પાઠ | ૧૪મો | મૂળ અને સાધિત ધાતુ ... ... | ૮૧—૮૬ |
| પાઠ | ૧૫મો | કૃદંતનો ઉપયોગ ... ... | ૮૬—૯૩ |
| પાઠ | ૧૬મો | અવ્યયના પ્રકાર ... ... | ૯૩–૧૧૧ |
| પાઠ | ૧૭મો | પૂર્વગ અને પ્રત્યય ... ... | ૧૧૨–૧૧૯ |
| પાઠ | ૧૮મો | સમાસ ... ... ... | ૧૨૦–૧૨૮ |
| પાઠ | ૧૯મો | વિરામચિહ્ન ... ... ... | ૧૨૮–૧૩૬ |
| પાઠ | ૨૦મો | વાક્યવિચાર ... ... ... | ૧૩૬–૧૪૧ |
| પાઠ | ૨૧મો | વાક્યપૃથક્કરણ ... ... ... | ૧૪૧–૧૫૪ |
| પાઠ | ૨૨મો | વાક્યના પ્રકાર-વિશેષ હકીકત ... | ૧૫૪–૧૭૩ |
| પાઠ | ૨૩મો | સંયોગીકરણ ... ... ... | ૧૭૩–૧૭૯ |
| પાઠ | ૨૪મો | વાક્યપૃથક્કરણના નમુના ... ... | ૧૮૦–૧૮૬ |
| પાઠ | ૨૫મો | પદચ્છેદના નમુના ... ... | ૧૮૭–૧૯૨ |
| પાઠ | ૨૬મો | કવિતાવિચાર ... ... ... | ૧૯૨–૨૦૨ |
| પાઠ | ૨૭મો | અલંકાર ... ... ... | ૨૦૨–૨૧૨ |

# નવીન વ્યાકરણ

## ભાગ ૩ જો

## પાઠ ૧ લો

### ભાષા અને વ્યાકરણનો સંબંધ

**૧. ભાષાના અભ્યાસની અગત્ય:—**

આપણા વિચાર તથા લાગણી આપણે મુખ્યત્વે શબ્દોદ્વારા જણાવીએ છીએ. ભાષાનું ટુંકામાં ટુંકું અંગ વાક્ય છે. તે આપણા વિચારનું બાહ્ય સ્વરૂપ છે. તેના દરેક શબ્દનો અરસ્પરસ સંબંધ અંગરૂપ છે, એટલે અમુક વાક્યમાં આપણે જડ પદાર્થની માફક ગમે તેમ શબ્દ લઈને મૂકી શકતા નથી. જો તેમ થાય તો તેથી તેનો વિપરીત અર્થ થાય છે. આવી રીતે વાક્યમાં વપરાએલા શબ્દો એકબીજાની સાથે સાપેક્ષક સંબંધ ધરાવે છે; અને તેમના આવા સંબંધને લીધેજ તેનો અમુક અર્થ ફલિત થાય છે. ભાષા એ આવા અર્થયુક્ત શબ્દોની રચના છે અને તેથી અમુક સંબંધમાં વપરાતા શબ્દનો એક પ્રકારનો અનન્ય અર્થ ઉદ્દભવે છે. આવી રીતે ભાષાના અભ્યાસમાં શબ્દોનો પરસ્પર સંબંધ તથા તેના વ્યાપારનો વિચાર આવશ્યક લાગે છે.

જ્યારે શબ્દોનો પરસ્પર સંબંધ જાણવામાં આવતો નથી, ત્યારે લેખકનો ધારેલો વિચાર સમજી શકાતો નથી; અને તેથી કોઈ કોઈ-

વાર તો ઘણો અનર્થ થાય છે. આ કારણને લીધે શબ્દોના યથાર્થ અર્થ સમજવા માટે તેમનો પરસ્પર સંબંધ જાણવાની ખાસ જરૂર છે, કારણકે શબ્દ એ વિચારનો બાહ્યાકાર છે; અને તેમનો અરસ્પરસ ઘણો ગાઢ સંબંધ છે. વળી આપણે શબ્દો વડે આપણા વિચાર બીજી વ્યકિતઓને જણાવીએ છીએ એટલુંજ નહિ પણ તેને લીધેજ આપણા મનમાં વિચારની ક્રિયા ચાલી શકે છે.

પરંપરાથી જે વિચારનો સંગ્રહ કરવામાં આવ્યો હોય છે, તેનો લાભ સમાજની દરેક વ્યકિત ભાષાના અભ્યાસદ્વારા લઈ શકે છે. આ સબબસર ભાષાના સારા અભ્યાસને માટે વિદ્યાર્થીઓએ ઘણી કાળજી રાખવી જોઈએ. ભાષાના અભ્યાસમાં વ્યાકરણ એ મુખ્ય વિષય ગણાય છે; કારણ કે તેના ઉપર ભાષાશુદ્ધિનો આધાર છે; પછી તેનો ઉપયોગ બોલવામાં થતો હોય કે લખવામાં થતો હોય. ભાષાના જે સ્થાપિત નિયમ હોય તે દ્વારાજ તેની શુદ્ધિ જાળવી શકાય છે. જો દરેક વ્યકિત તેની સ્વેચ્છાનુસાર ભાષાનો ઉપયોગ કરે તો સમાજમાં ઘણી અવ્યવસ્થા થઈ જાય, અને તેથી વ્યવહાર અટકી પડે; કારણ કે મનુષ્યો સામાન્ય જ્ઞાનના અભાવે એક બીજાને સમજી શકે નહિ, તેમજ પોતાના વિચાર અન્યને સમજાવી શકે પણ નહિ.' આ કારણને લીધેજ મનુષ્યનો અનુભવ સામાન્ય રીતે દર્શાવવાને અને સમજવાને માટે ભાષાના બંધારણ સંબંધી અમુક નિયમો સ્વીકારવામાં આવ્યા હોય છે. જે વસ્તુ કે બનાવની સામાન્ય સમજણ હોતી નથી તે સંબંધી બોલવા તથા ચાલવાનો વહેવાર પણ થઈ શકતો નથી. આવા સબળ કારણસર દરેક સમાજમાં ભાષાને નિયમિત કરવા માટે વ્યાકરણની યોજના કરવામાં આવી હોય છે.

## ૨. ભાષા અને વ્યાકરણનો સંબંધઃ—

વ્યાકરણમાં નવું ચેતન કે કંઈ નવીન સત્ય ઉપજાવવાની શકિત નથી, પણ તેનું કર્તવ્ય તો ભાષાની અશુદ્ધિને અટકાવવાનું છે. તેમ

જ તેના નિયમોની મદદથી શુદ્ધ બોલવામાં અને લખવામાં આપણને તે મદદ કરે છે. કોઈ પણ માણસ વ્યાકરણની નિપુણતાને લીધે સારો લેખક કે વકતા થઈ શકતો નથી એ વાત ખરી છે. અભણ માણસનો પણ ભાષા ઉપર સારો કાબુ હોય છે; અને તેઓ લાંબા વખત સુધી શુદ્ધ બોલી શકે છે, તથા વ્યાખ્યાન પણ આપી શકે છે. જેવી રીતે શારીરશાસ્ત્રના જ્ઞાનથી જઠરાગ્નિ વધારે પ્રદીપ્ત થતી નથી, તેવી રીતે વ્યાકરણના સારા જ્ઞાનથી કોઈ વ્યકિતમાં સાહિત્યની શક્તિ આવતી નથી; પણ એટલું તો ખરૂં છે કે જે માણસને જઠરનું જ્ઞાન હોય છે, તેને જ્યારે એમાં બગાડ થાય છે ત્યારે તે દૂર કરવાનું સૂઝે છે. તેવીજ રીતે વ્યાકરણના અભ્યાસથી શબ્દના પરસ્પર સંબંધના જ્ઞાનને લીધે ભાષાના દોષો થતા અટકી પડે છે; તથા ભાષા વધારે શુદ્ધ લખી અને બોલી શકાય છે. આ પ્રમાણે ભાષા પરત્વે વ્યાકરણનો સંબંધ છે.

૩. **ભાષા એટલે શું?** આપણા મનના વિચાર કે લાગણી આપણે અમુક ચિહ્નોદ્વારા દર્શાવીએ છીએ. અમુક ઇસારા કે ચેષ્ટાથી આપણો મનોભાવ આપણે બીજાને જણાવીએ છીએ એ ખરૂં, પણ તે સંજ્ઞા અંધારામાં કે દૂરની જગાએ કામમાં આવતી નથી; તેથી આપણા મનના જુદા જુદા વિચાર કે ભાવ આપણે જે નિશ્ચિત સંજ્ઞાદ્વારા જણાવીએ છીએ તેને **ભાષા** કહે છે. ભાષા બે પ્રકારની હોય છે: (૧) બોલેલી અને (૨) લખેલી. લેખી ચિહ્નોદ્વારા દર્શાવેલા વિચારને **લિપિ** કહે છે. પહેલાં બોલીને આપણા વિચાર જણાવવામાં આવતા હતા પણ પાછળથી લેખી ચિહ્નોની શોધ થવાથી તે વિચારને સાંકેતિક સ્થાયી સ્વરૂપ આપવામાં આવ્યું. તેને લીધે સમાજમાં સાહિત્યનો સંગ્રહ થયો, અને તેથી તેનો વિકાસ દિનપ્રતિદિન વિશેષ થવા લાગ્યો.

૪. **ગુજરાતી ભાષા**—આપણી ભાષાનું નામ-'ગુર્જરત્રા'*

* ગુર્જરોને આશ્રય આપનારી ભૂમિ.

=ગુજ્જરત્તા ઉપરથી ગુજરાતી પડયું છે. ગુર્જર લોકોએ બીજાં વિદેશી ટોળાંની માફક હિંદ ઉપર હલ્લો કરી પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં પોતાની સત્તા પ્રથમ જમાવી. પછી રજપુતાના સર કરી ભિન્નમાળ (શ્રીમાળ)માં રાજ્યગાદી સ્થાપી હતી, અને ત્યાંથી તેની સત્તા ભરુચમાં અને મહી નદીના ઉત્તર ભાગમાં ફેલાઈ હતી. ગુર્જર લોક ઉપરથી આપણી ભાષા **ગુજરાતી** કહેવાય છે. સંસ્કૃતમાંથી વિકાર પામીને પ્રાકૃત ભાષા થઈ; અને કાળે કરી તેમાં જે ફેરફાર થયો તેથી તે અપભ્રંશ ગણાઈ. તેમાંથી ગુજરાતી ભાષા નીકળવાથી સંસ્કૃત એ તેનું મૂળ છે. દા. સંસ્કૃત હસ્ત; પ્રાકૃત, હત્થ; અપભ્રંશ, હત્થુ; ગુજરાતી, હાથ છે. આપણી ભાષામાં સંસ્કૃત તેમજ તે ઉપરથી નીકળતા અપભ્રષ્ટ શબ્દો છે. આ ઉપરાંત (૧) ફારસી, (૨) અરબી, (૩) ફિરંગી અને (૪) અંગ્રેજી શબ્દો દાખલ થયા છે. દા. (૧) ફારસીઃ કલમ, ખુરસી, આબરૂ, ફોજદાર. (૨) અરબીઃ હુકમ, ઇન્સાફ, ઉમદા, ખબર, (૩) ફિરંગીઃ ચાવી, પાદરી, બટાટા, હાફૂસ. (૪) અંગ્રેજીઃ બુટ, ટેબલ, દાક્તર, રસીદ.

૫. **વ્યાકરણનો અર્થ**—તેનો શબ્દાર્થ **वि+आ+करण** એટલે **वि**=વિશેષ, **आ**=હદ બતાવનાર ઉપસર્ગ અને **करण** એ **कृ** ધાતુનું ક્રિયાવાચક નામ છે અને તેનો અર્થ 'કરવું' એમ થાય છે; અર્થાત્ ભાષાના ઉપયોગની વિશેષ હદ બતાવનાર જે નિયમો છે તે વ્યાકરણનો સામાન્ય અર્થ છે. ભાષા શુદ્ધ બોલવાના તથા લખવાના નિયમો આપણને વ્યાકરણમાંથી મળે છે. તેનો બીજો અર્થ **व्याक्रियन्ते शब्दा अनेन इति व्याकरणम्**, અર્થાત્ શબ્દોનું સ્પષ્ટીકરણ એટલે શબ્દોની વ્યુત્પત્તિ, તેમનું શુદ્ધ સ્વરૂપ તથા વાક્યમાં શબ્દનો અરસપરસ કેવી રીતનો સંબંધ હોય છે તે તથા તેમનો વ્યાપાર બતાવનાર જે નિયમો શોધી કાઢવામાં આવ્યા છે તે **વ્યાકરણ** કહેવાય છે. આવી રીતે બીજા શાસ્ત્રની માફક પણ વ્યાકરણ એ એક શાસ્ત્ર છે.

**૬. વ્યાકરણના ભાગ**—આપણા વિચારનું ટુંકું અંગ વાક્ય છે. જે શબ્દોથી મનનો પુરો વિચાર સમજાય છે તેને **વાક્ય** કહે છે. આ વાત અગાઉ કહેવામાં આવી છે. જેમ વાક્ય શબ્દોનું બનેલું છે તેમ શબ્દ અક્ષરનો બનેલો હોય છે. ગમે તેમ અક્ષર બોલવાથી કે ગોઠવવાથી શબ્દ બનતો નથી. દા. મકસડ, એ શબ્દ નથી; માત્ર અક્ષરસમૂહ છે. જ્યારે અક્ષરો ઉપરથી અર્થ સમજાય છે, ત્યારે તે **શબ્દ** કહેવાય છે. છગન, એ ત્રણ અક્ષર વગરવિલંબે બોલવામાં આવે છે ત્યારે તેનો **અર્થ** નીકળે છે, તેથી તેને **શબ્દ** કહે છે. જેમ ગમે તેમ શબ્દ મૂકવાથી વાક્ય બનતું નથી, તેમ ગમે તેમ અક્ષરો ગોઠવવાથી શબ્દ ઉપજતો નથી. શબ્દનો અર્થ અવાજ–ધ્વનિ થાય છે. જે અવાજ અર્થયુક્ત હોય છે તે શબ્દ કહેવાય છે. પશુપક્ષીઓ તેમની લાગણી અમુક ધ્વનિથી દર્શાવે છે, પણ તે ધ્વનિ બરાબર જુદા જુદા મનોભાવ વ્યક્ત કરવાને પુરતો નથી, તેથી તેમની ભાષા ઘણી સાદી–બીજરૂપે છે, પણ આપણે આપણા વિચાર અને લાગણીના ઝીણા ઝીણા ભેદ અમુક ધ્વનિ–અવાજદ્વારા દર્શાવી શકીએ છીએ અને તે ધ્વનિ સામાન્ય રીતે સમજાય છે, તેથી આપણી ભાષા વિકાસ પામેલી છે.

૭. શબ્દનો જેટલો ભાગ છૂટો પાડીને સ્પષ્ટ બોલી શકાય છે, તેને **અક્ષર**× કહે છે. કેટલાક એકજ અક્ષરના શબ્દ હોય છે. દા. જો. ખા. કેટલાક શબ્દોમાં બે, ત્રણ, ચાર, પાંચ એમ અક્ષરો હોય છે. મગ, મગન, નડિઆદ, છગનલાલ વગેરે. આવી રીતે ભાષામાં વાક્ય, શબ્દ અને અક્ષર હોય છે, તેથી વ્યાકરણના ત્રણ ભાગ કર-

---

×અક્ષર (અક્ષ્=ફેલાવું, વ્યાપવું), એટલે ભાષામાં બધે વ્યાપેલો ધ્વનિ. આ ઉચ્ચારણનાં જે લેખી ચિહ્નો હોય છે, તેને **વર્ણ** કે અક્ષર પણ કહે છે. વર્ણ્=રંગવું એટલે રંગેલા કે આકારવાળા ચિહ્નો. જે ધ્વનિ નાશ પામતો નથી પણ કુદરતમાં નિત્ય સ્વરૂપે રહે છે તે અક્ષર (અ=નહિ, ક્ષર=નાશવંત) છે, એવો કેટલાક વિદ્વાનોનો મત છે. મનુષ્યે આ ઉચ્ચારો કુદરતમાંથી શોધી કાઢ્યા છે. હાલમાં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો શબ્દનો ધ્વનિ નિત્ય છે એમ માને છે, એટલે બોલનો નાશ થતો નથી એમ તેઓનું માનવુંછે.

વામાં આવ્યા છે. (૧) **અક્ષરવિન્યાસ** (વિ+નિ+આસ–અસ્‌–હોવું વિચારપૂર્વક ગોઠવણી એને વિન્યાસ કહે છે.) એ અક્ષરોની ગોઠવણી છે. અક્ષરો, તેમનું વર્ગીકરણ અને તેમના ઉચ્ચારસ્થાનનો જે વિચાર કરવામાં આવ્યો હોય છે, તે **અક્ષરવિન્યાસ** કહેવાય છે. જે ભાગમાં ભાષાના શબ્દો અને તેમના જુદાં જુદાં રૂપોનું નિરૂપણ થયું હોય છે, તેને **શબ્દવિન્યાસ** કહે છે.

વાકયમાં આવતા શબ્દની ગોઠવણીના નિયમો તથા વાકયો કેવી રીતે ગોઠવાય છે તે વિષયનો જે વિચાર તેને **વાકયવિચાર** કહે છે. આમાં શબ્દોની ગોઠવણી અને તેમના પરસ્પર સંબંધનો સમાવેશ થાય છે.

**પ્રશ્નો:—**

(૧) ભાષા એટલે શું? આપણી અને પ્રાણીની ભાષામાં શો ફેર છે?
(૨) ભાષા અને વ્યાકરણનો કેવો સંબંધ છે?
(૩) 'વ્યાકરણ'નો અર્થ સ્પષ્ટ કરો; વ્યાકરણને શાસ્ત્ર કેમ માનવામાં આવે છે?
(૪) ભાષાનો અભ્યાસ કેમ બહુ ઉપયોગી ગણાય છે?
(૫) અક્ષરવિન્યાસ, શબ્દવિન્યાસ અને વાકયવિન્યાસ વિષે જે જાણતા હો તે કહો.

---

## પાઠ ૨જો

---

### અક્ષરવિચાર

૧ આપણી ગુજરાતી ભાષા, મરાઠી, બંગાળી, હિંદી અને પંજાબી ભાષાની માફક, પ્રાકૃત ઉપરથી ઉતરી આવેલી છે. સંસ્કૃત ભાષાને જે રૂપમાં સામાન્ય લોકો બોલતા હતા તેને **પ્રાકૃત** કહેતા હતા. પ્રાકૃત ઉપરથી અપભ્રષ્ટ અને જુની ગુજરાતી અને તે ઉપરથી

હાલની આપણી ભાષા થઈ છે; તેથી ગુજરાતી ભાષાનો સંસ્કૃત સાથે ગાઢ સંબંધ છે.† આપણી ભાષામાં બે લિપિ વપરાય છે; એક ગુજરાતી અને બીજી બાળબોધ યા દેવનાગરી. ગુજરાતીમાં (૧) અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ ઔ, અં, અઃ (૨) ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્; ળ્. ક્ષ્, જ્ઞ્. એમ બધા મળીને ૪૮ અક્ષરો છે. સંસ્કૃતમાં ૫૨ અક્ષર છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧) अ, आ, इ, ई, उ, ऊ, ए ऐ, ओ, औ, अं, अः, ऋ, ॠ, ऌ, ॡ, (२) क्, ख्, ग्, घ्, ङ्, च्, छ्, ज्, झ्, ञ्, ट्, ठ्, ड्, ढ्, ण्, त्, थ्, द्, ध्, न्, प्, फ्, ब्, भ्, म्, य्, र्, ल्, व्, श्, ष्, स्, ह्, ळ्, क्ष्, ज्ञ्.

આપણી ગુજરાતીમાં સંસ્કૃતનો ઋ વપરાય છે. દા. ઋષિ, ઋતુ, પૃથ્વી, કૃષ્ણ, વગેરેમાં; પણ ॠ ऌ ॡ આ ત્રણ અક્ષરનો ઉપયોગ થતો નથી. તેમજ અં અને અઃ ને જુદા સ્વર તરીકે ગણવામાં આવતા નથી અને क्ष અને ज्ञ એ બે જોડાક્ષર છે, તેથી બધા મળી ગુજરાતીમાં ૪૫ અક્ષરો છે.

૨ 'આશોપાલવ' એ શબ્દમાં 'આ'નો ઉચ્ચાર બીજાની મદદ વગર આપોઆપ થઈ શકે છે; તેમજ તેનો ઉચ્ચાર લંબાવતાં તેનું સરખું રૂપ રહે છે તેથી તેને **સ્વર** કહે છે, પણ 'સો' માં સ્+ઓ છે એટલે સ્ નો ઉચ્ચાર એમને એમ થઈ શકતો નથી; પણ 'ઓ'ની મદદથી તેનો ઉચ્ચાર થઈ શકે છે. એમ સ્વરોની મદદથી બીજા અક્ષરો જેવા કે 'પા'માં પ્+આ, 'લ'માં લ્+અ અને 'વ'માં વ્+અ ના સ્વરથી તેમનો ઉચ્ચાર થઈ શકે છે. આમ જે **અક્ષરનો ઉચ્ચાર સ્વર વિના થતો નથી તેને વ્યંજન કહે છે;** કારણ કે વ્યંજનમાં (વિ=વિશેષ, અંજ્=આંજવું, મેળવવું) કોઈક બીજા અક્ષર (સ્વર) મેળવવા પડે છે.

---

† સંસ્કૃત, मस्तक; પ્રાકૃત, 'मत्था; અપભ્રંશ, मत्थउं; ગુજરાતી, માથું; મરાઠી, माथें; હિંદી, माथा; સિંધી, मथो; પંજાબી, मथ्था; બંગાળી, माथा.

**સ્વર**—સ્વરના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. (૧) હ્રસ્વ સ્વર, (૨) દીર્ઘ સ્વર અને (૩) સંધિસ્વર. અ, ઇ, ઉ, ઋ, એ સ્વરોનું મૂળ-સ્વરૂપ છે; કારણકે તેમના ઉપરથી બીજા સ્વરો થયા છે. તેમનો ઉચ્ચાર ટુંકો છે તેથી તેમને **હ્રસ્વ-લઘુ સ્વર** કહે છે. આ, ઈ, ઊ, એમના ઉચ્ચાર લાંબા થાય છે તેથી તેમને દીર્ઘ કે ગુરુ સ્વર કહે છે. સ્વરનો ત્રીજો ભાગ સંધિસ્વરનો છે બે સ્વર મળવાથી જે નવો સ્વર થાય છે તેને **સંધિસ્વર** કહે છે: અ+ઇ કે ઈ=એ થાય છે. આ પ્રમાણે બધા મળી ૧૦ સ્વરો છે. તેમાં ઋ ઉપર બતાવ્યા પ્રમાણે ઉમેરવાથી ૧૧ સ્વરો થાય છે. ખં (ખ્+અં)એમાં 'ખ' અને માથે બિંદુ મૂકવામાં આવે છે, તેથી તેને **અનુસ્વાર** (અનુ=પછી, સ્વાર=સ્વરની પછી આવે છે તે) કહે છે. ખઃ (ખ્+અ+ઃ) 'ખ'ની પછી આવાં : જે બે બિંદુ ઉપર નીચે મૂકવામાં આવે છે તેને **વિસર્ગ** કહે છે. (**વિ**=વિશેષ, **સૃજ્** ઉત્પન્ન થવું.) એટલે જે જાણે છાતીમાંથી બહાર કાઢેલો-ફેંકેલો હોય અને જેનો 'હ' જેવો ઉચ્ચાર થાય છે. દા. અંગ, મોં, ઈંડું. પ્રાતઃકાળ, અંતઃકરણ.

૩ **વ્યંજન**—આ પ્રમાણે અનુસ્વાર અને વિસર્ગ હંમેશાં સ્વર પછી આવે છે. જે અક્ષરનો ઉચ્ચાર સ્વર વિના થઈ શકતો નથી તેને **વ્યંજન** કહે છે તે બાબત અગાઉ સમજાવી છે. બધા મળી ૩૬ વ્યંજન છે પણ ક્ષ (ક્+ષ) જ્ઞ (જ્+ઞ) એ જોડાક્ષરો છે તેથી બધા મળીને ૩૪ **મૂળાક્ષરો** છે. જે અક્ષરની સાથે બીજો અક્ષર મળેલો હોતો નથી તેને **મૂળાક્ષર** કહે છે. દા. કલમ, મગન, ગરમ, ચોપડી, એ શબ્દોમાં મૂળાક્ષરો છે. જો બે કે વધારે વ્યંજનો ઉચ્ચારમાં સાથે બોલાતા હોય એટલે તેમાં વચ્ચે સ્વર ન આવતો હોય તો તેને જોડવા પડે છે. આવી રીતે જોડેલા અક્ષરને **જોડાક્ષર** કહે છે. દા. કહ્યું, માગ્યું, પુષ્કળ, માહાત્મ્ય; આમાં કહ્+યું, માગ્+યું, પુષ્+કળ, માહા+ત્+મ્+ય જોડેલા છે; એટલે પ્રથમના એક કે તેથી વધારે વ્યંજન અધુરા લખવામાં આવે છે. પણ ઈશ્વર, ખર્ચ, છટ્ઠી, તત્ત્વ, ચંદ્રમા,

સ્વપ્ન, શાસ્ત્ર, મૂર્દ્ધન્ય જેવા શબ્દો આવી રીતે જોડાએલા હોય છેઃ શ્વ=શ્+વ, ર્ચ=ર્+ચ, ટ્ઠી=ટ્+ઠી ત્ત્વ=ત્+ત્+વ, દ્ર=દ્+ર, સ્વ=સ્+વ, પ્ન=પ્+ન, સ્ત્ર=સ્+ત+ર, ર્દ્ધન્ય=ર્ +દ્+ધ, ન્+ય. જ્યારે એક કરતાં વધારે વ્યંજન જોડાએલા હોય છે ત્યારે તેમાં પહેલાં જે ડાબી બાજુ તરફ લખાએલા હોય છે તે પહેલા બોલાય છે. કોઈ વખતે જ્યારે તેઓ જોડાતા નથી ત્યારે તે બોડા લખવામાં આવે છે. દા. ઉદ્‌ગાર, સદ્‌ગુણ. 'અશ્વ,' એમાં શ્+વ છે એટલે શ ને બદલે શ્ર એમ લખવામાં આવે છે. કાનાવાળા વ્યંજન સાથે 'ર' જોડવાથી તે બ્રાહ્મણ, ગ્રહણ, પ્રસન્ન એ રીતે લખાય છે.

| ૪ (૧) સ્વર | (૨) સ્વરનાં ચિહ્ન | (૩) તેનાં નામ |
|---|---|---|
| ક્+અ= ક | નથી | નથી |
| ક્+આ= કા | ા | કાનો |
| ક્+ઇ= કિ | િ | હ્રસ્વ ઇ (હ્રસ્વ અજ્જી) |
| ક્+ઈ= કી | ી | દીર્ઘ ઈ (દીર્ઘ અજ્જી) |
| ક્+ઉ= કુ | ુ | હ્રસ્વ ઉ (હ્રસ્વ વરડુ) |
| ક્+ઊ= કૂ | ૂ | દીર્ઘ ઊ (દીર્ઘ વરડુ) |
| ક્+એ= કે | ે | એક માત્રા |
| ક્+ઐ= કૈ | ૈ | બે માત્રા |
| ક્+ઓ=કો | ો | કાનો માત્રા |
| ક્+ઔ=કૌ | ૌ | કાનો બે માત્રા |
| ક્+અં= કં | ં | અનુસ્વાર (બિંદુ) |
| ક્+અઃ=કઃ | ઃ | વિસર્ગ |

જ્યારે સ્વરાંત વ્યંજનની પછી અને સ્વર રહિત અક્ષરની પહેલાં ર્ આવ્યો હોય તો તે 'ર્' રેફ તરીકે પછીના વ્યંજન ઉપર લખાય છે. જેમકે ધર્મ, મર્મ, કર્મ. એમાં આવા ર્ ને રેફ કહે છે.

આવી રીતે કની સાથે બાર સ્વર આવવાથી કની તેવા બાર અક્ષરની બારાક્ષરી કહેવાય છે. 'ક'ને કંઈ નથી એટલે તેની

આગળ કાનો, માત્રા વગેરે નિશાનીઓ નથી. વ્યંજન સાથે આખા સ્વરને બદલે ઉપર જણાવ્યા મુજબ નિશાનીઓ જોડવામાં આવે છે.

**૫ વ્યંજનનું વર્ગીકરણ**—જે અક્ષરનો ઉચ્ચાર સ્વર વિના થતો નથી એટલે જેમાં સ્વર ઉમેરવાની જરૂર પડે છે તેને **વ્યંજન** કહે છે. એવા ગુજરાતી ભાષામાં ૩૪ વ્યંજનો છે. તે બોલવામાં જુદા જુદા ઉચ્ચારસ્થાનનો ઉપયોગ કરવામાં આવે છે, તેથી તેમના ઉચ્ચાર સ્થાન પ્રમાણે નીચે પ્રમાણે વર્ગ પાડવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| ૧. કંઠસ્થાની કે કંઠય | ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, | હ્, અ, અને વિસર્ગ. |
| ૨. તાળુસ્થાની કે તાલવ્ય | ચ્, છ્, જ્, ઝ્, ઞ, | ય્, શ, ઇ, ઈ. |
| ૩. મૂર્દ્ધસ્થાની કે મૂર્દ્ધન્ય | ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, | ર્, ષ્, ળ્, ઋ. |
| ૪. દંતસ્થાની કે દંત્ય | ત્, થ્, દ્, ધ્, ન્, | લ્, સ્, લૃ |
| ૫. ઓષ્ઠસ્થાની કે ઔષ્ઠય | પ્, ફ્, બ્, ભ્, મ્, | વ્ (દંત્યૌષ્ઠય) ઉ. ઊ, |

આ ૨૫ મૂળાક્ષરને **વર્ગીય** કહે છે. જે ઉપરના વર્ગમાં આવતા નથી તે ઉપર મુજબ ૯ વ્યંજન અવર્ગીય કહેવાય છે, તોપણ તેમને તે વર્ગમાં મૂકી શકાય છે.

**૬ વ્યંજનના પ્રકાર**—વ્યંજનના ઉચ્ચાર કરવામાં જેટલો શ્વાસ-પ્રાણ લેવામાં આવે છે તે પ્રમાણે તેના ત્રણ વર્ગ કરવામાં આવ્યા છેઃ—

અલ્પપ્રાણઃ—જેનો ઉચ્ચાર થોડા શ્વાસથી થાય છે તે.

ક્, ચ્, ટ્, ત્, પ્, ગ્, જ્, ડ્, દ્, બ્, ય્, ર્, લ્, વ્, ળ્.

મહાપ્રાણઃ—જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ લેવો પડે છે તે.

ખ્, છ્, ઠ્, થ્, ફ્, ધ્, ભ્, શ્, ષ્ સ્ હ્.

અનુનાસિકઃ—જેનો ઉચ્ચાર નાકમાંથી થાય છે તે.

ઙ્, ઞ્, ણ્, ન્, મ,

સ્પર્શ વ્યંજન જેનો ઉચ્ચાર કરતી વખતે વાણીસ્થાનનો સ્પર્શ પુરી રીતે થાય છે તે કથી મ સુધીના ૨૫ અક્ષરો છે.

 

અસ્પર્શ વ્યંજન જેનો ઉચ્ચાર કરતી વખતે વાણીસ્થાનનો સ્પર્શ પુરો થતો નથી.

ય્, ર્, લ્, વ્, ળ્, શ્, ષ્, સ્, હ્. તેના બે વર્ગ થાય છે.

(૧) અંતઃસ્થ (અંતઃ=મધ્ય, સ્થા=રહેવું)=મધ્યે રહેનાર, એટલે વાણીસ્થાનને બરાબર સ્પર્શ કર્યા વગર વચલા ભાગથી જેનો ઉચ્ચાર થાય છે તે. ય્, ર્, લ્, વ્, ળ્, આ પાંચ અંતઃસ્થ વ્યંજન છે. કંઈક વ્યંજન અને કંઈક સ્વરને મળતું તેમનું લક્ષણ હોવાથી તેને અર્ધસ્વર પણ કહે છે.

(૨) ઉષ્મા, (ઉષ્ ઉકળવું, જોસમાં આવવું) જેનો ઉચ્ચાર સાપના સુસવાટા જેવો થાય છે તે શ્, ષ્, સ્, હ્

વળી વ્યંજનના ઉચ્ચાર કઠોર કે કોમળ થાય છે તે પ્રમાણે તેના બે ભાગ કરવામાં આવે છે.

**અઘોષ**—જે અક્ષરનો ઘોષ (ઉચ્ચાર) છાતી પર દાબ રાખ્યા સિવાય થાય છે તે. ક, ચ્, ટ્, ત્, પ્, ખ્, છ્, ઠ્, થ્, ફ્, શ્, સ્, ષ. લાકડાના વાસણનો જેવો રણકારો થાય તેવો તેનો ઉચ્ચાર થાય છે તેથી તેને અઘોષ કહે છે.

**ઘોષ**—જેનો ઉચ્ચાર છાતી પર દાબ રાખીને થાય છે તે, ગ, જ્, ડ્, દ, બ્, ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્, ઙ્, , ણ્, ન્, મ, ય્, ર્, લ્, વ્, ળ્, હ્. ધાતુના વાસણ જેવો જેનો રણકારો થાય છે તેવા અક્ષરને ઘોષ કહે છે.

૭ **પ્રશ્નોઃ—**

(૧) સ્વર કોને કહે છે ? વ્યંજન એટલે શું ? ગુજરાતીમાં સ્વર અને વ્યંજન કેટલા છે ?

(૨) સ્વરના કયા ત્રણ ભાગ થાય છે ?

(૩) વ્યંજનના કેટલા વર્ગ પાડવામાં આવ્યા છે? તે દરેકમાં કયા કયા વ્યંજનો આવે છે?

(૪) જોડાક્ષરનો અર્થ દાખલા આપી સમજાવો.

(૫) અલ્પપ્રાણ, મહાપ્રાણ અને અનુનાસિકમાં કયા વ્યંજનો આવે છે?

(૬) સ્પર્શ અને અસ્પર્શ તથા ઘોષ અને અઘોષ વ્યંજનનો અર્થ દાખલા સહિત સમજાવો.

(૭) નીચેના મૂળાક્ષરો કયા વર્ગમાં આવે છે તે જણાવો.

મ્, ડ્, છ્, ય્, ર્, ફ્, સ્ ગ્, ળ્, લ્, વ્, ઇ, ધ્, થ, ષ્

---

## પાઠ ૩ જો

### સંધિઃ ૧. સ્વરસંધિ

૧. (૧) **પરમાર્થ** કરવો અઘરો છે.

(૨) હાલમાં **પુસ્તકાલય** વધતાં જાય છે.

(૩) **ઈશ્વરેચ્છા** બળવાન છે.

(૪) **સૂર્યોદય** પહેલાં ઉઠવું સારૂં છે.

ઉપરનાં વાક્યોમાં પરમાર્થ એ પરમ+અર્થ એવા બે શબ્દનો બન્યો છે. 'પુસ્તકાલય' પુસ્તક અને આલયનો બન્યો છે. તેવી રીતે 'ઈશ્વર' 'ઇચ્છા' નો ઈશ્વરેચ્છા અને 'સૂર્ય' 'ઉદય' મળીને 'સૂર્યોદય' થયો છે.

આવી રીતે જ્યારે બે જુદા જુદા અક્ષરો સાથે આવીને મળી જવાથી નવો અક્ષર થાય ત્યારે તેમની સંધિ (સમ્=સાથે, ધા=ધરવું, રાખવું)–સંધાણ થયું, એમ કહેવાય છે. સંસ્કૃતમાં વાક્યમાં સાથે સાથેનાં પદ એક બીજા સાથે જોડાઈ જાય છે, તેમ ગુજરાતીમાં થતું નથી, પણ જે તત્સમ (તત્=તે, સમ=સરખું) શબ્દો એટલે શુદ્ધ સંસ્કૃત શબ્દો છે તેમાં ફેરફાર થઈ તેઓ જોડાઈ જાય છે. દેશ+અટન=દેશાટન

૨. જ્યારે એક શબ્દને છેડે સ્વર હોય અને તેની પછી બીજા શબ્દના આરંભમાં સ્વર હોય તો તે બંને મળી જઈ નવો સ્વર ઉત્પન્ન થાય છે. સ્વરના આવા મિલનને **સ્વરસંધિ** કહે છે.

| | |
|---|---|
| ૧. પરમ+અર્થ=પરમાર્થ<br>મિષ્ટ+અન્ન=મિષ્ટાન્ન<br>સ્વ+અર્પણ=સ્વાર્પણ<br>જોડ+અક્ષર=જોડાક્ષર | અ+અ=આ. |

આવી રીતે **અ+અ** સ્વર મળવાથી તેમની સંધિ **આ** થાય છે.

| | |
|---|---|
| ૨. વાત+આવરણ=વાતાવરણ<br>ગોળ+આકાર=ગોળાકાર<br>સિંહ+આસન=સિંહાસન<br>પુસ્તક+આલય=પુસ્તકાલય<br>બ્રહ્મ+આનંદ=બ્રહ્માનંદ | અ+આ=આ. |

આવી રીતે **અ+આ** સ્વર મળવાથી તેમની સંધિ **આ** થાય છે.

| | |
|---|---|
| ૩. વિદ્યા+અર્થી=વિદ્યાર્થી<br>મિથ્યા+અભિમાની=મિથ્યાભિમાની<br>રેખા+અંશ=રેખાંશ | આ+અ=આ. |

આવી રીતે **આ+અ** સ્વર મળવાથી તેમની સંધિ **આ** થાય છે.

| | |
|---|---|
| ૪. વિદ્યા+આલય=વિદ્યાલય<br>મહા+આશય=મહાશય | આ+આ=આ. |

આવી રીતે **આ+આ** નો **આ** થાય છે; એટલે આમાં એક આનો લોપ થયો છે.

આ દાખલા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે **અ** કે **આ** પછી **અ** કે **આ** આવે તો તેમની સંધિ **આ** થાય છે.

| | |
|---|---|
| ૩. હરિ+ઇચ્છા=હરીચ્છા<br>પરિ+ઈક્ષા=પરીક્ષા<br>કવિ+ઈશ્વર=કવીશ્વર<br>ગૌરી+ઇચ્છા=ગૌરીચ્છા<br>અર્ધનારી+ઈશ્વર=અર્ધનારીશ્વર | ઇ+ઇ=ઈ<br>ઇ+ઈ=ઈ<br>ઈ+ઇ=ઈ<br>ઈ+ઈ |

ઇ કે ઈ પછી ઇ કે ઈ આવે છે તો ઈ થાય છે.

૪. ભાનુ+ઉદય=ભાનૂદય
સિંધુ+ઊર્મિ=સિંધૂર્મિ
ચમૂ+ઊર્જ=ચમૂર્જ

ઉ+ઉ=ઊ
ઉ+ઊ=ઊ
ઊ+ઊ=ઊ

આ પ્રમાણે ઉ કે ઊ પછી ઉ કે ઊ આવે તો ઊ થાય છે.

૫. ઈશ્વર+ઇચ્છા=ઈશ્વરેચ્છા
રામ+ઈશ્વર=રામેશ્વર
મહા+ઇન્દ્ર=મહેન્દ્ર
મહા+ઈશ=મહેશ

અ+ઇ=એ
અ+ઈ=એ
આ+ઇ=એ
આ+ઈ=એ

આ પ્રમાણે **અ** કે **આ** પછી ઇ કે ઈ આવે છે તો **એ** થાય છે.

૬. સૂર્ય+ઉદય=સૂર્યોદય
ગંગા+ઉદક=ગંગોદક
નવ+ઊઢા=નવોઢા
ગંગા+ઊર્મિ=ગંગોર્મિ

અ+ઉ=ઓ
આ+ઉ=ઓ
અ+ઊ=ઓ
આ+ઊ=ઓ

આવી રીતે **અ** કે **આ** પછી ઉ કે ઊ આવે છે તો **ઓ** થાય છે.

૭. દેવ+ઋષિ=દેવર્ષિ
મહા+ઋષિ=મહર્ષિ

અ+ઋ=અર્
આ+ઋ=અર્

આવી રીતે **અ** કે **આ** પછી ઋ નો અર્ થાય છે, તેની પહેલાંનો સ્વર ઊડી જાય છે.

૮. એક+એક=એકૈક
પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય
ગંગા+એકતા=ગંગૈકતા
મહા+ઐશ્વર્ય=મહૈશ્વર્ય

અ+એ=ઐ
અ+ઐ=ઐ
આ+એ=ઐ
આ+ઐ=ઐ

**અ** કે **આ** પછી **એ** કે **ઐ** આવે છે તેનો **ઐ** થાય છે.

૯. પરમ+ઓઘ=પરમૌઘ
ગંગા+ઓઘ=ગંગૌઘ
ઉત્તમ+ઔષધિ=ઉત્તમૌષધિ
મહા+ઔષધિ=મહૌષધિ

અ+ઓ=ઔ
આ+ઓ=ઔ
અ+ઔ=ઔ
આ+ઔ=ઔ

અ કે આ પછી ઓ કે ઔ આવે છે તો તેનો ઔ થાય છે.

૧૦. ઇતિ+આદિ=ઇત્યાદિ } ઇ+આ=ય્+આ
પ્રતિ+ઉપકાર=પ્રત્યુપકાર } ઇ+ઉ=ય્+ઉ

આવી રીતે ઇ પછી કોઈ પણ **અસવર્ણ** સ્વર આવે છે તો તેનો ય્ થાય છે.

૧૧. મનુ+અંતર=મન્વંતર } ઉ+અ=વ્+અ
મનુ+આદિ=મન્વાદિ } ઉ+આ=વ્+આ
અનુ+ઇત=અન્વિત } ઉ+ઈ=વ્+ઇ

ઉ પછી કોઈ પણ **વિજાતીય** સ્વર આવે છે તો તેનો વ્ થાય છે.

૧૨. પિતૃ+અર્થ=પિત્રર્થ } ઋ+અ=ર્+અ
પિતૃ+આધાર=પિત્રાધાર } ઋ+આ=ર્+આ

ઋ પછી કોઈ જુદો સ્વર આવે છે તો તેનો ર્ થાય છે.

ને+અન=નયન } એ=અય્+અ
નૈ+અક=નાયક } ઐ=આય્+અ
ગો+ઈશ્વર=ગવીશ્વર } ઓ=અવ્+ઈ
નૌ+ઇક=નાવિક } ઔ=આવ્+ઇ

એ, ઐ, ઓ અને ઔ પછી જ્યારે કોઈ સ્વર આવે છે ત્યારે તેમના અનુક્રમે અય્, આય્, અવ્, અને આવ્ થાય છે.

## ૨. વ્યંજનસંધિ

૧. જો બે વ્યંજન સાથે આવે છે તો તેમાંનો એક કે બેઉ બદલાય છે અને જે નવું રૂપ ઉત્પન્ન થાય છે તેને **વ્યંજનસંધિ** કહે છે.

વાક્+પતિ=વાક્પતિ
જગત્+પતિ=જગત્પતિ
ભગવત્+પુરાણ=ભગવત્પુરાણ
સત્+કર્મ=સત્કર્મ

આ દાખલામાં પહેલા શબ્દને છેડે અઘોષ અને બીજા શબ્દની પહેલાં અઘોષ વ્યંજન આવેલા છે તેથી બંને જોડાઈ ગયા છે પણ તેમાં કંઈ ફેરફાર થતો નથી.

૨ વાક્+દાન=વાગ્દાન

સત્+ગુણ=સદ્ગુણ

ભગવત્+ગીતા=ભગવદ્ગીતા

આ દાખલામાં અઘોષની પછી ઘોષ આવવાથી ક અને ત નો ગ્ અને દ્ થયો છે.

સત્+આચાર=સદાચાર

જગત્+ઈશ=જગદીશ

આ શબ્દોમાં ત્ વ્યંજન પછી આ અને ઈ સ્વર આવવાથી તેનો દ્ થાય છે, એટલે કોઈ અઘોષ વ્યંજનની પછી ઘોષ વ્યંજન કે સ્વર આવે તો અઘોષ વ્યંજન બદલાઈ, તેને ઠેકાણે તે વર્ગનો ત્રીજો વ્યંજન આવે છે.

ક્, ચ્, ટ્, ત્, પ્, ને બદલે ગ, જ, ડ્ દ્ બ્ આવે છે.

દા. વાક્+ઈશ=વાગીશ

ષટ્+રિપુ=ષડ્રિપુ

સત્+જન=સજ્જન

ઉત્+લાસ=ઉલ્લાસ

તદ્+લીન=તલ્લીન

તત્+ટીકા=તટ્ટીકા

દંતસ્થાન પછી તાલવ્ય, મૂર્દ્ધન્ય કે લ વ્યંજન આવે તો તે પાછલાના જેવો બદલાય છે.

૪ સત્+શાસ્ત્ર=સચ્છાસ્ત્ર

અર્ધ+શેર=અચ્છેર

દંતસ્થાની પછી જો શ આવે તો દંત્યનો ચ અને શ નો છ થાય છે.

૫ ઉત્+મત્ત=ઉન્મત્ત
જગત્+નાથ=જગન્નાથ
વાક્+મય=વાઙ્મય
ષટ્+માસ=ષણ્માસ

બીજા શબ્દની શરૂઆતમાં અનુનાસિક હોય તો પહેલા શબ્દને છેડે જે અક્ષર આવે તે તેના વર્ગનો અનુનાસિક થાય છે.

### ૩. વિસર્ગસંધિ

૧. નિઃ+આધાર=નિરાધાર
દુઃ+આચાર=દુરાચાર
નિઃ+ઉપાય=નિરુપાય
દુઃ+ગંધ=દુર્ગંધ
નિઃ+મળ=નિર્મળ

વિસર્ગની પહેલાં અ અને આ સિવાયનો સ્વર હોય અને પછી ઘોષ વ્યંજન કે સ્વર આવે તો તે વિસર્ગનો ર્ થાય છે.

દા. નિર્બળ, નિર્દય, નિરુત્તર, નિર્જલ, નિરર્થક, નિર્વિકાર વગેરે.

૨ મનસ્+ગત=મનોગત, તપસ્+ધન=તપોધન, રજસ્+ગુણ=રજોગુણ, મનસ્+વિકાર=મનોવિકાર, તમસ્+ગુણ=તમોગુણ.

આવી રીતે વિસર્ગની પૂર્વે અ અને પછી ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો ઉ થાય ને તે પૂર્વના 'અ' સાથે મળે ત્યારે એ સ્વરને બદલે પાછળના સ્વરનો ગુણાદેશ ઓ થાય છે.

૩. નિઃચલ=નિશ્ચલ
નિઃચય=નિશ્ચય
નિઃચિન્ત=નિશ્ચિન્ત
નિઃશ્વાસ=નિશ્વાસ
નિઃશબ્દ=નિશ્શબ્દ

આવી રીતે વિસર્ગની પછી 'ચ' આવ્યો હોય તો તેનો શ્ થાય છે અને જો તેની પછી શ હોય તો વિસર્ગનો શ્ થાય છે.

૪. નિઃકપટ=નિષ્કપટ.
નિઃફળ=નિષ્ફળ.
નિઃપાપ=નિષ્પાપ.

ઉપરના નિયમ મુજબ વિસર્ગ પછી ક, ખ, પ, ફ, ટ, ઠ, આવે છે તો તેનો ષ્ થઈ જાય છે પણ દુઃખ, અને અંતઃકરણમાં વિસર્ગ રહ્યો છે.

૫. નિઃતેજ=નિસ્તેજ.
દુઃ+તર=દુસ્તર
નિઃ+સાર=નિસ્સાર

વિસર્ગ પછી ત, થ, અને સ આવે તો તેનો સ્ થાય છે.

વળી નિઃસાર અને નિઃસ્પૃહ થાય છે. તેમજ નિઃશંક અને નિઃશેષ પણ થાય છે.

## ૪. અનુસ્વાર સંધિ

૧. સં+આચાર=સમાચાર.
સં+આરંભ=સમારંભ.
સં+ઋદ્ધિ=સમૃદ્ધિ.

અનુસ્વાર પછી સ્વર આવે તો તેનો મ થાય છે.

૨. સં+કલ્પ+સઙ્કલ્પ સં+તાપ=સન્તાપ
સં+ચય=સઞ્ચય સં+ધાન=સન્ધાન
સં+ગમ=સઙ્ગમ સં+પત=સમ્પત્

અનુસ્વાર પછી કોઈ સ્પર્શ વ્યંજન આવે તો તે વ્યંજનના સ્થાનનો અનુનાસિક અક્ષર ઙ, ઞ, ણ, ન, મ, તેને બદલે આવે છે.

જો કે ઉચ્ચાર નાસિકાથી જ થાય છે. તોપણ ગુજરાતીમાં અનુસ્વારજ લખવામાં આવે છે. દા. કાન્તિ, કાંતિ; પ્રાન્ત, પ્રાંત.

૩. સંયોગ, સંલગ્ન, સંવાદ, સંહાર, સંયુક્ત, એમાં અનુસ્વાર પછી અંતસ્થ વ્યંજન આવવાથી તે બિંદુ રૂપે લખાય છે.

૪. પ્રશ્નો:—

(अ) નીચેના શબ્દોની સંધિ કયા નિયમ મુજબ થઈ છે તે સમજાવો:—
સેન્દ્રિય, રત્નાકર, લોકોક્તિ, સ્વાર્પણુ, મહેશ્વર, બારાક્ષરી, આદીશ્વર, ધર્માત્મા, હરીચ્છા, અત્યંત, સદૈવ, મન્વંતર, મહૌષધિ, રમેશ, એકૈક, સૂર્યોદય, દેવર્ષિ, મનોહર, વનૌષધિ, આત્મૈકતા, મહેન્દ્ર, દામોદર, નવોઢા, ન્યૂન, મહર્ષિ, પાવક, ગાયન, પ્રત્યક્ષ.

(ब) જગન્નાથ, ઉદ્ધાર, સદ્બોધ, ઉચ્છ્વાસ, સચ્ચિદાનંદ, જગદાધાર, તન્માત્રા, દિગંબર, ઉદ્ધાર, ષટ્શાસ્ત્ર, શિરચ્છત્ર, ષટ્પદ, વિષય, ઉલ્લંઘન, સન્મુખ, તદ્ધિત, વાગ્દાન.

(क) દુર્દશા, તિરસ્કાર, નિષ્કારણુ, સંવાદ, નીરસ, દુશ્ચરિત, નિષ્ફળ, પુનઃકથન, નીરોગી, નિઃશેષ, સંલગ્ન, નિસ્સંશય, નમસ્કાર, સંકટ.

(૫) નીચેનાં પદોની સંધિ કરો અને તે કેવી રીતે થાય છે તે કહો.

દીપ+આવલી, અદ્રિ+ઇન્દ્ર, કપિ+ઈશ્વર, સપ્ત+ઋષિ, જીર્ણ+ઉદ્ધાર, ફલ+આહાર, ગુરુ+ઉત્સવ, યથા+ઇષ્ટ, દેવ+ઐશ્વર્ય, પ્રીતિ+અર્થ, મનુ+ઓઘ, પિતૃ+ઔત્સુક્ય, ગો+ઈશ, રાજા+ઔદાર્ય, અનુ+ઇષણુ, સમુદ્ર+ઊર્મિ, સદા+એવ, મહી+ઈશ, શરત્+કાલ, ષટ્+આનન, વાક્+મય, ઉત્+શિષ્ટ, અધસ્+પતન, ષટ્+માસ, દિક્+અંત, સ્પર્શ+ઇન્દ્રિય, ચક્ષુસ્+ઇન્દ્રિય, નૈ+અક, પ્રતિ+અક્ષ, જગત્+ઈશ, દિશ્+પાલ, તત્+મય, શિર+છત્ર નિસ્+પ્રયોજન.

---

## પાઠ ૪ થો

---

### શબ્દવિન્યાસ

૧. શબ્દો અને તેમનાં રૂપાખ્યાનથી જે વિવિધ રૂપો થાય છે તેનો વિચાર શબ્દવિન્યાસમાં આવે છે. શબ્દનો અર્થ ધ્વનિ–અવાજ

થાય છે. તેના બે પ્રકાર છેઃ ધ્વનિમય, અને વર્ણમય. પદાર્થથી થતો અવાજ તથા પશુ, પ્રાણીઓ જે અવાજ કરે છે તે ધ્વનિમય છે. આપણે જે ઉચ્ચાર કરી બોલીએ છીએ તે વર્ણમય શબ્દ છે. કેટલાક ધ્વનિ અર્થ વગરના હોય છે, પણ જે ધ્વનિથી આપણા મનના વિચાર કે લાગણીનો અર્થ સમજાય છે તેને **શબ્દ** કહે છે. 'જા', 'તું', એકાક્ષરી શબ્દ છે. લાવ, ચોપડી, મૃગજળ, પ્રાણજીવન, એ અનેકાક્ષરી શબ્દ છે. શબ્દના બે પ્રકાર છેઃ સિદ્ધ અને સાધિત. જે શબ્દ બીજા કોઈ ઉપરથી થતો નથી પણ પોતે મૂળ રૂપે છે તેને **સિદ્ધ** શબ્દ કે **ધાતુ** કહે છે. દરેક ભાષાનો વિકાસ આવા ધાતુઓ ઉપરથી થાય છે.

૨. ગમ્, કૃ, અસ્, યા, દા વગેરે ધાતુઓ છે. સિદ્ધ શબ્દના બે પેટાભાગ છે–**આશ્રયદાયક** અને **ઉપસંગી.** જે મૂળ શબ્દ બીજાને વળગવા દે છે, એ **આશ્રયદાયક** અને જે બીજાને વળગે છે તે **ઉપસંગી** છે. દા.

| | | | | |
|---|---|---|---|---|
| પ્ર<br>અંતઃ<br>અધિ | } | કરણ | સં<br>અભિ<br>પ્ર | } હાર. |

'કરણ' અને 'હાર' એ આશ્રયદાયક શબ્દ છે અને 'સં', 'અભિ', 'પ્ર', 'અંતઃ', અને 'અધિ' એ ઉપસંગી છે.

સિદ્ધ શબ્દ ઉપરથી જે શબ્દ ઉત્પન્ન થાય છે તે **સાધિત** છે. તેના બે વિભાગ છેઃ **પ્રાત્યયિક** અને **સામાસિક.**

આશ્રયદાયક શબ્દની જોડે પ્રત્યય લગાડવાથી જે શબ્દ થાય છે તે પ્રાત્યયિક છે. દા. 'વચ્' ઉપરથી વાચન, કૃ ઉપરથી કરણ. કરણને ઉપસર્ગ લગાડવાથી પ્રકરણ, અંતઃકરણ થાય છે.

બે કે વધારે શબ્દોના સમાસથી (સાથે આવીને) જે શબ્દ થાય છે તે **સામાસિક** શબ્દ કહેવાય છે. વિદ્યાભ્યાસ, માબાપ, દિગંબર વગેરે.




૩. શબ્દના બે મુખ્ય પ્રકાર છે: (૧) જેના રૂપમાં જાતિવચન અને વિભક્તિ પ્રમાણે ફેરફાર થઈ શકે છે તેને **આખ્યેય** કહે છે.

(૧) આપણે જે કંઈ જોઈએ છીએ કે અનુભવીએ છીએ તે શબ્દોદ્વારા દર્શાવીએ છીએ. વાક્યમાં વપરાએલા શબ્દો એકબીજાની સાથે પરસ્પર સંબંધ રાખે છે. જે શબ્દો વાક્યમાંના અર્થનો વિશેષ ભાર ઝીલે છે, એટલે જે પ્રધાન સત્તા ધરાવે છે, તેને **પ્રધાન શબ્દ** કહે છે. તે નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ છે. તેનાં રૂપાખ્યાન થાય છે, તેથી તે **આખ્યેય** વર્ગમાં આવે છે.

(૨) જે શબ્દનું રૂપાખ્યાન થતું નથી, એટલે જેના રૂપમાં જાતિ, વચન અને વિભક્તિ પ્રમાણે ફેરફાર થતો નથી, તેને **અવ્યય** કહે છે. ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી અને કેવળપ્રયોગી એ અવ્યય છે. ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયી એમની વાક્યમાં ઓછી સત્તા હોવાથી તેમને **મધ્યમ શબ્દ** કહે છે. કેવળપ્રયોગીને વાક્યના બીજા શબ્દો સાથે સંબંધ હોતો નથી તેથી તે છુટો રહે છે. આવી રીતે તેનો કેવળ પ્રયોગ એટલે ફક્ત ઉપયોગ જ થાય છે તેથી તેનું તે નામ આપવામાં આવ્યું છે.

**૪. પ્રશ્નો:—**

(૧) શબ્દ એટલે શું? તેના બે પ્રકાર ગણાવો.
(૨) ઉપસર્ગી અને આશ્રયદાયક એ શબ્દોને દાખલા આપી સમજાવો.
(૩) પ્રત્યયિક અને સામાસિક શબ્દોનું સ્પષ્ટીકરણ કરો.
(૪) વાક્યનાં ક્યાં પદો આખ્યેય કહેવાય છે?

(૫) અવ્યયનો શો અર્થ થાય છે ?
(૬) પ્રધાન શબ્દ અને મધ્યમ શબ્દો કોને કહે છે ?

---

## પાઠ ૫ મો

---

### નામ

૧ વાકયમાં જે પ્રધાન શબ્દ હોય છે તેના મુખ્ય વિભાગ—૧. નામપદ અને ૨. ક્રિયાપદ છે. પ્રાણી, પદાર્થ, વિચાર, લાગણી, ક્રિયા કે ગુણ બતાવનાર પદને **નામ** કહે છે. જે પદ ક્રિયા, સ્થિતિ કે હોવાપણું બતાવે છે તેને **ક્રિયાપદ** કહેવામાં આવે છે. વાકયમાં ક્રિયાપદ એ મુખ્ય પદ છે, કારણકે તેના વગર અર્થ થઈ શકતોજ નથી. નામ (નમ=નમવું) એ ગૌણ પદ છે કારણકે તેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે; તેથી તે **નામ** કહેવાય છે. નામના મુખ્ય બે પ્રકાર છે: (૧) ઇન્દ્રિયગમ્ય–જે પ્રાણી કે પદાર્થ ઇન્દ્રિયોથી ઓળખી શકાય છે તે. દા. ઝાડ, પક્ષી, નદી, પાણી, સોનું, લશ્કર, હાથી, ગાય, મનહરલાલ, (૨) મનોગમ્ય–જેનો ભાવ, ગુણ કે ક્રિયા મનથી સમજી શકાય છે તે. દા. ૧ પ્રમાણિકતા, ખૂબસુરતી, આળસ, પિળાશ, શૌર્ય, ભજન, વગેરે. ઇન્દ્રિયગમ્ય નામના બે ભાગ પડે છે: (૧) સંજ્ઞાવાચક નામ અને (૨) જાતિવાચક નામ. એકજ પદાર્થ, પ્રાણી કે સ્થળની જે ખાસ **સંજ્ઞા** આપવામાં આવી હોય છે તેને **સંજ્ઞાવાચક નામ** કહે છે.

૨. મુંબઈ, હિમાલય, સિંધુ, કાળિદાસ, જમશેદ, પારિસ, રામાયણ, કાંકરીઉં—પદાર્થનાં આ જે નામ આપવામાં આવ્યાં છે તે તેના ગુણ લક્ષમાં રાખીને આપવામાં આવ્યાં નથી. દા. **કાંતિ**. એ એક મરજી મુજબ અમુક માણસને માટે નક્કી કરેલી **સંજ્ઞા** છે. જો તેને બદલે **શાંતિ** એવી બીજી સંજ્ઞા આપી હોત તો તે પણ ચાલત. તે એકજ વસ્તુને લાગુ પડે છે. પંજાબ, હિમાલય, કાઠિઆવાડ જેવાં વિશેષ નામે

તેમના અમુક ધર્મ ધ્યાનમાં રાખીને આપવામાં આવ્યાં છે. સંજ્ઞાવાચક નામ આગળ સંખ્યાવાચક શબ્દ સાધારણ રીતે મૂકવામાં આવતો નથી; કારણકે અમુક એકજ પદાર્થનું તે નામ છે. દા. બે હિમાલય, એમ કહેવાતું નથી, પણ જ્યારે 'અકબર એ બીજો હર્ષ છે' એમ કહેવામાં આવે, ત્યારે **હર્ષ** એ જાતિવાચક નામ થાય છે; કારણકે તે એક કરતાં વધારે વ્યક્તિને લાગુ પડે છે. પ્રેમાનંદ એ ગુજરાતનો શેક્સ્પીઅર છે. ત્યાં **શેક્સ્પીઅર** જાતિવાચક નામ તરીકે વપરાયું છે.

૩. ઘણા પદાર્થ અને પ્રાણી આપણા જોવામાં આવે છે. તેમજ આપણા મનમાં અનેક પ્રકારના વિચાર અને લાગણી ઉદ્ભવે છે. જ્યારે તે વિષે કંઈ કહેવું પડે છે, ત્યારે તેનું આપણે એક નામ ઉચ્ચારીએ છીએ. તેમના સંબંધી કંઈ નામ બોલ્યા સિવાય કોઈ પણ જાતનો વહેવાર થઈ શકતો નથી. જ્યાં અગણિત જુદા જુદા પદાર્થ છે ત્યાં દરેકને જુદું જુદું નામ આપવાથી તેનો પાર આવે નહિ. તેમજ મનને તે ઓળખવાનું સુગમ પણ પડે નહિ. આ કારણથી **લાઘવન્યાયે** જે પ્રાણી કે પદાર્થમાં સામાન્ય ગુણ માલમ પડે છે, તેને એક સામાન્ય નામ આપવામાં આવે છે. દા. હાથી, ઘોડો, ઝાડ, નદી, પર્વત. જે જે પ્રાણીમાં 'હાથી'ને લગતા સામાન્ય ગુણ જેવા કે આકાર, રૂપ, રંગ વગેરે જોવામાં આવે છે, તેને હાથીનું નામ આપવામાં આવ્યું છે. આવી રીતે વિચાર કરવાની અને બોલવાની સગવડ ખાતર જે પદાર્થ કે પ્રાણીમાં અમુક સામાન્ય ધર્મ જોવામાં આવે છે, તેના વર્ગ પાડી અમુક નામ આપવામાં આવે છે. આવા સાધારણ ધર્મને અંગે પાડેલાં નામને **જાતિવાચક** નામ કહે છે; કારણકે અમુક ગુણ પ્રમાણે પદાર્થના પાડેલા વર્ગને **જાતિ** કહે છે. 'પોપટ' એ પદ હરકોઈ પોપટને લાગુ પડે છે. જંગલના યા પાંજરામાંના અમુક પોપટને પણ તે લાગુ પાડી શકાય છે.

૪. પ્રજા, લશ્કર, કાફલો, ટોળું, સંઘ, મંડળી, જેવાં નામ મરજી માફક આપવામાં આવ્યાં નથી, પણ તેમાંની વ્યક્તિના **સામાન્ય**

ગુણ પ્રમાણે તે પાડવામાં આવ્યાં છે. 'ટોળું' અને 'સંઘ' એ નામના અમુક જુદા જુદા સામાન્ય ધર્મ છે, અને તેથી 'ટોળું' એ 'સંઘ' નથી એ ખરૂં, પણ તે નામ જાતિવાચક નામથી જુદાં પડે છે; કારણકે આ નામ તો તેમના આખા **સમૂહને** લાગુ પડે છે. આવી રીતે તે નામ આખા સમૂહને લાગુ પડવાથી **સમૂહવાચક** કહેવાય છે. પણ તેમાંની અમુક એક **વ્યક્તિને** આપણે 'ટોળું' કે 'સંઘ' કહેતા નથી. આ પ્રમાણે સમૂહવાચક નામ બીજી રીતે જોતાં જાતિવાચક છે. ઘી, દૂધ, બાજરી, સોનું, ઘઉં, આ નામ અમુક પદાર્થને બીજા પદાર્થથી ઓળખાવવાને માટે તેમના સામાન્ય ગુણને અનુસરી આપવામાં આવ્યાં છે; તેથી તે પણ એક રીતે જોતાં જાતિવાચક નામ છે.

૫. અહિંસા, ક્રોધ, ઈર્ષા, વૃદ્ધિ, બુદ્ધિ, ધોળાશ, ચતુરાઈ અને ખૂબસુરતી જેવાં નામ ઇંદ્રિયોથી જાણી શકાતાં નથી પણ મનથી ઓળખાય છે. ક્રિયા, ગુણ કે ભાવ બતાવનાર નામ **ભાવવાચક** કહેવાય છે, ધોળું દૂધ, ધોળો કાગળ, ધોળો કોટ, ધોળી ટોપી, આવી વસ્તુઓ ઉપરથી 'ધોળાશ' એ ગુણ ગ્રહણ કરવામાં આવે છે, તેથી તે ભાવવાચક (ભાવ=વિચાર) નામ છે. 'ધોળાશ' એ ધોળી વસ્તુથી અન્ય ગુણ છે. કોઈ ધોળી વસ્તુ આપણે જોઈ શકીએ છીએ, પણ ધોળાશ આપણા જોવામાં આવતી નથી. તે તો મનથી જ જાણી શકાય છે. તેવીજ રીતે ખૂબસુરતી, ચતુરાઈ, મોટાઈ, એ ભાવદર્શક નામ હોઈ ભાવવાચક કહેવાય છે.

(૧) મનુષ્યમાં બુદ્ધિ, લાગણી અને ઇચ્છા એ મુખ્ય **શક્તિઓ** છે.
(૨) છોકરાની **સાચાઈથી** તે બહુ ખૂશ થયો.
(૩) ગામડાંમાં સાધુ ઘણાં **ભજન** ગાય છે.

આ દાખલામાં 'શક્તિ' 'સાચાઈ,' 'ભજન' એ ભાવ બતાવવાને બદલે જુદી જુદી શક્તિઓ, સાચાં કામ, તથા ભજનોનો નિર્દેશ કરે છે, તેથી તે જાતિવાચક નામ થાય છે. આવી રીતે સંજ્ઞાવાચક નામની માફક ભાવવાચક નામ પણ જાતિવાચક નામ તરીકે વપરાય છે.

## ૬. ભાવવાચક નામ

**પ્રત્યય** (અ) વિશેષણ ઉપરથી.

આશ—ખાટું, ખટાશ
મીઠું, મિઠાશ
તીખું, તિખાશ
રાતું, રતાશ

આઈ—ભલું, ભલાઈ
ગરીબ, ગરિબાઈ
મોટું, મોટાઈ
ચોકસ, ચોકસાઈ
ચતુર, ચતુરાઈ
ઉંચું, ઉંચાઈ
મર્દ, મર્દાઈ

પણ— શૂરો, શૂરપણ
શાણો, શાણપણ
ડાહ્યો, ડહાપણ
ઘરડું, ઘડપણ

આણ—ઉંચું, ઉંચાણ
નીચું, નિચાણ
ઉંડું, ઉંડાણ

પ, પો—મોટું, મોટપ
ઉણું, ઉણપ
અંધ, અંધાપો
બુઢ્ઢો, બુઢ્ઢાપો

તા— મધુર, મધુરતા
સુંદર, સુંદરતા
ગુરુ, ગુરુતા
મૃદુ, મૃદુતા
કુશળ, કુશળતા
દુષ્ટ, દુષ્ટતા
નવિન, નવિનતા

અ— ગુરુ, ગૌરવ
લઘુ, લાઘવ
પુરુષ, પૌરુષ

(બ) નામ ઉપરથી

ત્વ— સત્, સત્ત્વ
દાસ, દાસત્વ
સ્ત્રી, સ્ત્રીત્વ
કવિ, કવિત્વ

આઈ— શેઠ, શેઠાઈ
પંડિત, પંડિતાઈ
માણસ, માણસાઈ

(क) ક્રિયાપદ ઉપરથી

અન— ભજવું, ભજન
વાંચવું, વાચન
ગાવું, ગાયન
મરવું, મરણ
તરવું, તારણ
પોષવું, પોષણ
ચાલવું { ચાલન / ચલન

આટ— ચળકવું, ચળકાટ
ગભરાવવું, ગભરાટ

આવ—ચઢવું, ચઢાવ
પડવું, પડાવ
ઢોળવું, ઢોળાવ

ણ— ઘુંચવવું, ઘુંચવણ
કહેવું, કહેણ

ણું— ચાવવું, ચાવણું
ભરવું, ભરણું
દળવું, દળણું
બેસવું, બેસણું

તા— કરવું, કર્તા
હરવું, હર્તા
ભરવું, ભર્ત્તા

૭. પ્રશ્નો:—(૧) સંજ્ઞાવાચક નામ કોને કહે છે ? તે જાતિવાચક નામ ક્યારે થાય છે ?

(૨) સમૂહવાચક અને જાતિવાચક નામમાં શો તફાવત છે ?

(૩) ભાવવાચક નામનો અર્થ દાખલા સહિત સમજાવો.

(૪) નીચેનાં પદ ઉપરથી જે નામ થાય તે જણાવો:—
લાંબું, સાચું, ગળ્યું, બનાવવું, ચઢવું, વેચવું, ચણવું, ઉઘરાવવું, લઘુ, કરવું, આંકવું, કાળું, જડ, ગાંડો, સ્થિર, શૂર, સુંદર, દીન, નબળું, ભણવું, વિરાગી, સતી, ખરાબ, ઓળખવું, ઉષ્ણ.

૮. નીચેનાં વાક્યોમાંથી જુદાં જુદાં **નામ** કારણ સહિત બતાવો:-

(૧) સર ટોમસરોએ પોતાની મુસાફરીનો હેવાલ લખ્યો છે. જહાંગીરના હુકમથી તેની આગતાસ્વાગતા સારી કરવામાં આવી. સુબાએ તેના સામાનની ઝડતી લેવા માંડી. તેણે દરીઆકાંઠે આવી ગેરવ્યવસ્થા ચાલતી જોઈ.

(૨) સુરતથી બુરાનપુર અને ચિતોડ થઈ તે અજમેર જઈ પહોંચ્યો. ઉજ્જડ અને આબાદ શહેર વચ્ચેનો તફાવત નવાઈ જેવો લાગ્યો. અકબરના મરણ પછી રાજ્યનો બંદોબસ્ત તૂટવા માંડયો હતો. જહાંગીરની જાહોજલાલી જોતાં તેનાં પોતાનાં નજરાણાં જૂજ જણાયાં.

(૩) દહાડે દારૂ પીવાના બનાવ વિષે વાત કરવાની પણ મના હતી. જહાંગીર કોઈ વખત ક્રૂરતાથી વર્તતો. કળાનો તથા હુન્નરનો તેને શોખ હતો.

(૪) જહાંગીરના જન્મ દિવસે તેની તુલા થતી. તે ક્રિયા જોઈ સર ટોમસરોને બહુ આશ્ચર્ય લાગ્યું. રત્નોથી, સોનાથી, રૂપાથી, કીનખાબથી, તેજાનાથી, ઘીથી, દાણાથી, એમ એક પછી એક જુદી જુદી વસ્તુઓથી પાદશાહની તુલા થઈ.

(૫) શાહજહાંને પોતાની જાહોજલાલી અને ભપકાનો વધારે શોખ હતો, તેથી તે દબદબાભર્યા દરબારો ભરતો અને અદ્દભુત શોભાવાળાં મકાનો બંધાવતો.

(૬) આપણે ત્યાંથી ગળી, તજ, લવંગ, એલચી, સૂંઠ, નાળિએર, ખાંડ, કાપડ અને જવાહીર પરદેશ મોકલવામાં આવતું; તેના બદલામાં સોનું, રૂપું, તાંબું, કલાઈ, હાથીદાંત અહીં આવતાં.

(૭) ઉષ્ણકટિબંધમાં સિંહ, વાઘ, દીપડા, વરૂ, નાગ, મગર, હાથી, વગેરે પ્રાણીઓ થાય છે.

(૮) આપણે ત્યાં ઘણા પ્રેમાનંદની જરૂર છે.

(૯) તેણે ઘણાં ભજન કીર્તન કર્યાં હતાં. (૧૦) ગામમાં મરકીથી બહુ મરણ થવાથી કેશવને બહુ ગભરાટ થયો.

૯. નીચેનાં **નામ** વાકયમાં વાપરો અને તે કઈ જાતનાં છે તે કહોઃ—

અગ્નિ, સુધારો, શોધક, સ્મૃતિ, મન, જન્મંડળ, ક્ષમા, ફરજ, સુથાર, તપાસ, પૃથ્વી, વહેંચણી, પ્રભુ, શૂદ્ર, વિદ્યા, ગૃહસ્થ, મૃત્યુ,

સંતતિ, સંન્યાસી, સંઘ, શ્રમ, વ્યવસ્થા, પિરામીડ, જામફળ, સોક્રેટીસ, સિદ્ધાંત, કાફલો, મહારાષ્ટ્ર, કવિ, વાસના, મરી, ઝુમખું, ખાંડ, ધર્મ.

---

## પાઠ ૬ ઠ્ઠો

### સર્વનામ

૧. મનહરલાલ બજારમાં ફરવા નીકળ્યા, ત્યારે રસ્તામાં મનહરલાલના મિત્ર શંકરલાલ મનહરલાલને મળ્યા એટલે મનહરલાલે શંકરલાલને પૂછ્યું, કે શંકરલાલ આજે કેમ મોડા નીકળ્યા છો?

આ વાકયમાં મનહરલાલ અને શંકરલાલ વારંવાર આવે છે તે ઘણું કઢંગુ લાગે છે અને વારંવાર તે નામો આવવાથી ગુંચવાડો થાય છે તેથી તેને બદલે નીચે પ્રમાણે લખવાથી તેનો અર્થ સ્પષ્ટ થાય છે:—

મનહરલાલ બજારમાં ફરવા નીકળ્યા ત્યારે રસ્તામાં **તેમના** મિત્ર શંકરલાલ **તેમને** મળ્યા, એટલે **તેમણે તેમને** પૂછ્યું કે **તમે** આજે કેમ મોડા નીકળ્યા છો? 'તેમના', 'તેમને', 'તેમણે' 'તેમને', અને 'તમે' એ પદો મનહરલાલ અને શંકરલાલને માટે વાપરવામાં આવ્યાં છે; એટલે તે બધાં (સર્વ)નામ બદલ આવે છે તેથી તે સર્વનામ છે.

૨. સર્વનામ ૭ પ્રકારનાં છે: (૧) પુરુષવાચક, (૨) સ્વવાચક, (૩) પ્રશ્નાર્થક, (૪) દર્શક, (૫) સંબંધી અને (૬) અનિશ્ચિત. તેમાં પુરુષવાચક અને સ્વવાચક સર્વનામ ફક્ત નામને બદલે વપરાય છે, તેથી તેને **વિશેષસર્વનામ** કહે છે. પ્રશ્નાર્થક, દર્શક, સંબંધી અને અનિશ્ચિત સર્વનામ ગુણ બતાવે છે, તેથી તેમને **વિશેષણ સવનામ** કહે છે.

૩. **મારાથી, હુંથી, મુજથી, હુંમાં, મારામાં,** એ પહેલા પુરુષ 'હું' નાં રૂપાખ્યાન છે. તેમાં 'મારાથી' અને 'મારામાં' એ રૂપ સાધારણ રીતે વપરાય છે. મુજને, મુજથી, હુંથી, હુંમાં, એ રૂપો વપરાતાં નથી, પણ મુજને, મુજથી એ કવિતામાં વપરાય છે. 'તે' એ ત્રીજો પુરુષવાચક સર્વનામ છે, તેનું નારીજાતિ 'તેણી' અંગ્રેજી રૂઢિને અનુસરી વાપરવામાં આવે છે, પણ તે બરાબર નથી. ગુજરાતીમાં 'તે' નર અને નારી બંને જાતિ માટે વપરાય છે.

**'અમે'** લેખક, છાપાના તંત્રી તથા રાજા અને મોટા માણસો પોતાને માટે વાપરે છે. **અમારો** આ અભિપ્રાય નથી. **અમે** સરકારને આવો કાયદો નહિ કરવા સૂચના કરીએ છીએ.

અમોને, તમોને, અમોથી, તમોથી, એ રૂપો માનાર્થે પણ ક્વચિત્ વપરાય છે.

**'અમે'** એ બોલનાર માણસ બીજાને સાથે રાખી બોલતો નથી એમ સૂચવે છે, પણ **'આપણે'** એમાં બોલનાર અને જેની સાથે તે વાત કરે છે એ બંનેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. દા. 'આપણે હવે આ કામ તરત કરવું જોઈએ.' કેટલીક વખત **'આપણે'** 'હું' ના અર્થમાં વપરાય છે; **આપણે** આવું કામ કરવાના નથી.

૧. મારે આ કામ કરવાનું છે. (ચોથી કર્તાના અર્થમાં)

૨. મારે આ કામ કરવું જોઈએ. (ત્રીજી કર્તા અર્થે)

૩. અમારે નિશાળ જવાનો વખત થયો. (ચોથી છઠ્ઠીના અર્થમાં)

૪. તમારે ઘેર મોહન આવ્યો નહિ. (છઠ્ઠી સાથે સાતમી)

આ પ્રમાણે 'મારે', 'અમારે', 'તમારે', રૂપોની કઈ વિભક્તિ છે તે સ્પષ્ટ જાણવા તેમને બદલે 'તે' નું રૂપ મૂકવું જોઈએ.

૧. તેને આ કામ કરવાનું છે.

૨. તેણે આ કામ કરવું જોઈએ.

૩. તેમને નિશાળે જવાનો વખત થયો.

૪. તેમને ઘેર મોહન આવ્યો નહિ.

'તું' વહાલ કે તિરસ્કાર બતાવવા અથવા પરમેશ્વર કે મા માટે વપરાય છે. દા. તું હવે ડાહ્યો થયો છે. હે પ્રભુ, તું અમારાં પાપ માફ કર. પ્રભો તું આદિ છે. તું અહીંથી તરત જા.

૪. ૧. છોકરા **પોતાને** ઘેર ગયા.

૨. છોકરા **પોતપોતાને** ઘેર ગયા. પહેલા વાકયમાં બધા છોકરાનું ઘર એકજ હતું એમ સમજાય છે, પણ બીજામાં દરેક છોકરો પોતાના જુદે ઘેર ગયો એમ જણાય છે.

'પોતપોતાના' અને 'પોતાને' એ **પૃથકાર્થકસ્વવાચક** સર્વનામ કહેવાય છે.

૫. **'આ'** પાસેના પદાર્થ માટે વપરાય છે. 'આ ચોપડી પડી ગઈ' **'એ'** તેનાથી આઘેની વસ્તુ બતાવવા વપરાય છે. 'એ છોકરો હઠીલો છે'. **'તે'** દૂરનો પદાર્થ બતાવે છે, પણ **પેલો** વધારે દૂરની વસ્તુ બતાવે છે. 'તે ઝાડ પડી ગયું'. 'પેલો છોકરો નાસે છે'.

૫. '**કોણ**' એ ફક્ત સજીવ પદાર્થને માટે વપરાય છે. 'આ કોણ સાંભળશે? 'કોણ' એ કવિતામાં વિશેષણ તરીકે વપરાય છે;

"કોણ દેશનો રાજા કહાવે."

કયો, કઈ, કયું, એ પદાર્થ તેમજ સજીવ વસ્તુ માટે વપરાય છે. અમુક પદાર્થ કે પ્રાણીને સ્પષ્ટ જાણવા વાસ્તે તે વપરાય છે, પણ 'કોણ' અમુક વ્યક્તિ જાણવા માટે વપરાતું નથી. દા. 'કોણ ગયું'? એ અમુક વ્યક્તિને ઉદ્દેશીને સવાલ નથી; પણ તમે કે બીજો કોઈ માણસ છે એ તેનાથી સમજાય છે; એટલે તે સંબંધી કંઈ જાણતા નથી. કયો માણસ અહીંથી નાઠો? એમાં અમુક નિશ્ચિત વ્યક્તિ જાણવાને માટે પ્રશ્ન પૂછયો છે. 'શું' નિર્જીવ પદાર્થ માટે વાપરવામાં આવે છે. 'તે શું કરે છે' તે સમજાતું નથી. 'શો' નું બહુવચન 'શા' અને 'શું' નું 'શાં' થાય છે. 'આનો શો ફાયદો છે'? કરકસરથી શા લાભ થાય છે તે જણાવો. 'એનું શું કૃત્ય એવું હતું'? 'એનાં શાં કૃત્ય એવાં હતાં'? તે એમ શેણે કરે છે. (શા માટે)

| ૬. દર્શકસર્વનામ | વિશેષણ | | ક્રિયાવિશેષણ |
|---|---|---|---|
| આ | આવો | આવડો | આટલો, આમ |
| એ | એવો | એવડો | એટલો, એમ, અહીં |
| તે | તેવો | તેવડો | તેટલો, તેમ, ત્યાંએ, ત્યાં |
| જે | જેવો | જેવડો | જેટલો, જેમ. |

'જ્યાં', 'આમ', 'એમ', 'જેમ', 'તેમ', એ ક્રિયાવિશેષણ છે, પણ તેને કોઈ વખત વિભક્તિના પ્રત્યય લાગે છે. દા. આમથી, એમનો, આમનો, જેમનું, જ્યાંના.

દા. (૧) આમથી તેમ મધમાખી ભમે છે.
(૨) ચંદુલાલ **એમનો** ગયો.
(૩) તમે **આમના** જશો નહિ.
(૪) ઘરમાં બધું **જેમનું** તેમ પડ્યું છે.
(૫) જ્યાંના ત્યાંના છોકરા અહીં રમવા આવે છે.

હરકોઈ, હરેક, સહુ, એકલો, થોડાક, કોઈ, કોઈ એક, કંઈ, કોઈ, કંઈ એક, કંઈક, કોક, ફલાણો, અમુક, કેટલાક, સર્વ, કશો, બીજાં, કોઈ, કોઈ એક, એ સર્વનામ સજીવ વસ્તુ માટે વાપરવામાં આવે છે. કંઇ, કાંઈ એ જડ વસ્તુ માટે વપરાય છે. હરકોઈ, હરકંઈ, દરેક, હરેક હંમેશાં એકવચનમાં વપરાય છે. કોઈ, કંઈ, કોઈ વખતે ક્રિયાવિશેષણ જેવાં વપરાય છે.

દા. (૧) મેળામાં **કેટલાક** લડી પડ્યા.
(૨) કોઈ જાણી જોઈને ભૂલ કરતો નથી.
(૩) જંગલમાં શિકારીને વાઘનો **કશો** પત્તો લાગ્યો નહિ.
(૪) શંકરને ખાવામાંથી કંઈ મળ્યું નહિ.
(૫) તમને હવે એમાંથી **કાંઈ** મળશે ?
(૬) **હરકોઈ** પોતાનો સ્વાર્થ જુએ છે.
(૭) આમાં વળવાનું કંઈ નથી; તેથી તે કાંઈ હઠવાનો નથી.

હું **એકલો** જવાનો નથી. એમાં એકજ વસ્તુ બતાવવા 'એકલો' વપરાયું છે.

૭. **જેને** ઇનામ મળ્યું **તે** છોકરો અહીંઆં નથી.

આ વાક્યમાં 'જે' સાપેક્ષ સર્વનામ છે, કારણકે તે **'તે'**ની **અપેક્ષા** રાખે છે. **જે** અને **તે** એ બંને સંબંધી સર્વનામ છે, કારણ કે 'જે' ને 'તે'ની સાથે સંબંધ છે. કેટલીક વાર 'જે' અધ્યાહાર હોય છે; જેમકે તમારે (જે) બોલવું હોય **તે** બોલજો.

૮. તમે **એકબીજાની** સાથે બોલતા નથી. 'જે' અને 'તે'નો **પરસ્પર** સંબંધ છે. આડોશીપાડોશીનો **અન્યોઅન્ય** આપવાલેવાનો રિવાજ હોય છે. એકબીજા, અન્યોન્ય, પરસ્પર, એ **અન્યોન્યવાચક** સર્વનામ છે.

૯. ઘણાં સર્વનામ વિશેષણ તરીકે વપરાય છે.

(૧) લશ્કરમાંથી **કેટલાક** સિપાઈઓ જંગલમાં ગયા.
(૨) ચોપડીનાં **બીજાં** પાનાં હવે ફાડશો નહિ.
(૩) રસ્તામાં **એકલો** માણસ મુંઝાય છે.
(૪) ભાગ્યેજ **કોઈ** માણસ સુખમાં પ્રભુને સંભારે છે.
(૫) દરેક પ્રાણી પોતાની જાનની સંભાળ રાખે છે.

ઉપરના દાખલાથી ઉપર સમજાય છે કે જ્યારે સર્વનામ પછી નામ આવે છે ત્યારે તે વિશેષણ તરીકે ગણાય છે. જેવી જાતનું સર્વનામ હોય છે તેવી જાતનું તે વિશેષણ થાય છે.

| સર્વનામ. | વિશેષણ. |
|---|---|
| (૧) જે ફરે તે ચરે. | જે માણસ ફરે તે ચરે (સંબંધી) |
| (૨) તે કંઈ કરતો નથી. | તે કંઈ ઉદ્યમ કરતો નથી. (અનિશ્ચિત) |
| (૩) તે હજુ રસ્તામાં ઉભો રહ્યો છે. | તે છોકરો હજુ રસ્તામાં ઉભો રહ્યો છે (દર્શક). |

## પ્રશ્નો:—

**૧૦.** વિશેષ સર્વનામ અને વિશેષણ સર્વનામમાં શો ફેર છે ?

(૧) 'અમે', 'આપણે', 'આપ', અને 'તું' જે અર્થમાં વપરાતાં હોય તેના દાખલા આપો.

(૨) 'કોણ', 'કયું' અને 'શું' કેવી રીતે વપરાય છે ?

(૩) સાપેક્ષ અને સંબંધી સર્વનામથી તમે શું સમજો છો ? દાખલા આપી તે સ્પષ્ટ કરો.

(૪) અન્યોન્યવાચક અને પૃથક્કાર્થક સ્વવાચક સર્વનામના દાખલા આપો.

**૧૧** નીચેનાં વાક્યોમાંથી જુદી જુદી જાતનાં **સર્વનામ** તેનાં કારણ આપી શોધી કાઢો:—

(૧) આપણે દરરોજ ઘણાં યંત્ર જોઈએ છીએ અને તેમનો ઉપયોગ કરીએ છીએ; પરંતુ યંત્ર એટલે શું એવો પ્રશ્ન કોઈ આપણને પૂછે તો તેનો ઉત્તર આપણે ભાગ્યેજ આપી શકીશું. (૨) જે ઊંટ જંગલમાં ભટકતું હતું તે ફકીરના જોવામાં આવ્યું નહોતું. (૩) સગાંવહાલાંએ અરસ્પરસ હળીમળીને ચાલવું જોઈએ. (૪) કોઈ-કોઈના પેટની વાત એકબીજાને કહેતું નથી. (૫) મેળામાંથી નવરંગ શું લાવ્યો ? (૬) છોકરા આવ્યા હતા તે સર્વ સીનેમામાંથી પોતપોતાને ઘેર ગયા. (૭) તમારા જેવા બાહોશ અને તાલમબાજ બહુ થોડા હશે. (૮) દરેકે પોતાના શરીરની સંભાળ રાખવી. (૯) એવો તે શો એનો જુલમ કે આખું ગામ તેનાથી ત્રાસી ગયું છે ? (૧૦) તમે તેને કંઈ આવું કહ્યું હશે નહિતો એ શેનો રિસાય. (૧૧) શારદા કાયદો પ્રજાને હિતકર્તા છે એમ અમારૂં દૃઢ માનવું છે. (૧૨) જેણે જુઓ પુરણ રક્ષણ કીધું તેને પ્રભાત સમયે પ્રથમ સ્મરૂંરે. (૧૩) શું, આ સૃજ્યાં પવન પાવક પાણી ઈશે ! પ્રાણીતણું જીવન એ ત્રણ નિત્ય દિસે. (૧૪) પિતા પેસો આગ્રે જગત વીંટતો સાગર

રહે; દયાના, પુણ્યોના તુજ પ્રભુ મહાસાગર ભણી, (૧૫) કોઈના પણ મનને ઉદ્વેગ થાય એવું કઠોર વચન બોલવું નહિ. (૧૬) એણે ચાર પગથીઆંની નીસરણી કરી છે તે વાજબી છે. (૧૭) કોણે બૂમ મારી, એ મારા સાંભળવામાં આવ્યું નથી. (૧૮) તેવાની સાથે તમારે જવું હોય તો જજો. (૧૯) જે ભાવે તે ખાઓ. (૨૦) શબ્દ અને વિચારનો પરસ્પર સંબંધ છે.

**૧૨.** નીચેનાં સર્વનામ વાક્યમાં વાપરોઃ—

પોતપોતાની, શાં, કોણ, જે, આપ, અમે, (એકવચનમાં) મારામાં, આપણે, પોતાનું, પેલી, કંઈ, કોઈ, હરેક, અમુક, બીજાં, કયો.

---

# પાઠ ૭ મો.

---

## વિશેષણ*

૧. કોઈપણ વિષય વિષે સ્પષ્ટ બોલતાં આપણે અમુક શબ્દ બોલીએ છીએ. દા. ચકલી, સત્ય, પાણી, લશ્કર, આવ, દોડ, ખા. જુદા જુદા વિષયનું આપણને જે જ્ઞાન થાય છે તે આવી રીતે અમુક સંજ્ઞા આપી આપણે દર્શાવીએ છીએ. (૧) વરસાદ પડયો, પક્ષી ઊડયું આ વાકયોમાં 'વરસાદ' અને 'પક્ષી' એ નામ વિષે જે કંઈ સમજીએ તે પુરો અર્થ છે, પણ જ્યારે 'બહુ વરસાદ પડયો', 'ચાર પક્ષી ઊડયાં', એમ કહીએ છીએ ત્યારે પ્રથમના કહેવાથી જે અર્થ સમજાયો હતો તેનાથી વધારે (વિશેષ) અર્થ 'બહુ' અને 'ચાર' શબ્દોથી જણાય છે, તેથી તે શબ્દો નામનો વધારાનો અર્થ બતાવે છે; એટલે તેને **વિશેષણ** કહે છે.

---

* વિશેષણ (વિ–વિશેષદર્શક ઉપસર્ગ, શેષ બાકી અને અન કૃદંત પ્રત્યય) એટલે અધુરો–બાકીનો અર્થ પુરો કરનાર શબ્દ.

| ૨ अ | ब |
|---|---|
| (૧) **બે** છોકરા રમે છે. | (૧) **ધોળી** ગાય ઉભી છે. |
| (૨) **ત્રણ** પતંગ કપાઈ ગયા. | (૨) **લાલ** ઘોડો દોડયો. |
| (૩) **ચાર** પૈસા પડી ગયા. | (૩) **નાની** છોકરી વાંચે છે. |
| (૪) **પાંચ** માણસ માંદાં છે. | (૪) **સુંદર** પક્ષી ગાય છે. |

ઉપર પ્રમાણે **अ** ખાનાનાં વાકયોમાં 'બે', 'ત્રણ' 'ચાર' અને 'પાંચ' એ અનુક્રમે 'છોકરા' 'પતંગ' 'પૈસા' અને 'માણસ' ની **સંખ્યા** બતાવી તેમના **અર્થ**માં વધારો કરે છે. તેવીજ રીતે **ब** ખાનાનાં વાકયોમાં 'ધોળી' 'લાલ', 'નાની', અને 'સુંદર' એ અનુક્રમે 'ગાય' 'ઘોડો' છોડી અને પક્ષીનો ગુણ બતાવી તેમના **અર્થ**માં વધારો કરે છે. આ ઉપરથી એ નિયમ નીકળે છે કે જે **શબ્દો નામનો** ગુણ કે **સંખ્યા બતાવી તેમના અર્થમાં વધારો કરે છે તે વિશેષણ કહે-વાય છે.**

૩ **બે** છોકરા, **ત્રણ** પતંગ, **ચાર** પૈસા, **પાંચ** માણસ **ધોળી** ગાય, **લાલ** ઘોડો, **નાની** છોકરી, **સુંદર** પક્ષી એમાં બે, ત્રણ, ચાર, પાંચ, ધોળી, લાલ, નાની અને સુંદર, એ વિશેષણો તેમનાં વિશેષ્યની હદ બતાવે છે. પૈસા એમ કહેવું તેના કરતાં બે પૈસા કહેવાથી તેનો અર્થ નિશ્ચિત, મર્યાદિત થાય છે; એટલે પ્રથમના કરતાં પૈસાની સંખ્યા ઓછી છે. 'ગાય,' એ શબ્દના કરતાં 'ધોળી ગાય' એ શબ્દોથી 'ગાય'નો અર્થ નિયમિત થાય છે, તેથી વિશેષણથી વિ-શેષ્યનો અર્થ મર્યાદિત થાય છે. જો કે વિશેષણ નામનો અર્થ સ્પષ્ટ કરે છે પણ તેની સાથે તેને મર્યાદિત પણ કરે છે.

૪. જે વિશેષણને વિશેષ્યનાં જાતિવચન અને વિભક્તિના પ્રત્યયો લાગતાં નથી તે **અવિકારી** અને જેને લાગે છે તે **વિકારી** કહે-વાય છે. આવી રીતે તેના રૂપ પ્રમાણે વિશેષણના વિકારી અને અવિકારી એવા બે પ્રકાર છે. દા. (૧) 'લાલ ઘોડો', 'લાલ ઘોડા',

'લાલ ઘોડી', 'લાલ ઘોડાં', કહેવાય છે. પણ (૨) રાતો ઘોડો, રાતી ઘોડી, રાતું ઘોડું, રાતાં ઘોડાં થાય છે. આ પ્રમાણે વિશેષ્યના રૂપ મુજબ, પહેલી જાતના વિશેષણમાં વિકાર (ફેરફાર) થતો નથી પણ બીજામાં વિકાર થાય છે. વિશેષણનો વિશેષ્ય આવેલો હોય છે ત્યારે વિભક્તિ કે બહુવચનના પ્રત્યય સાધારણ રીતે વિશેષ્યને લાગે છે. દા. ડાહ્યા માણસને, ડાહ્યા માણસો, પણ ડાહ્યાને માણસને નહિ. તેમજ ડાહ્યાઓ માણસો નહિ. પણ ડાહ્યે છોકરે કલમ આપી અને ઉઘાડે ડીલે ટાઢ વાય છે, તે ઉંચે શિખરે પહોંચ્યો એમ કહેવાય છે. રાતો ઘોડો એનું રૂપ વિભક્તિના પ્રત્યય લગાડતાં, રાતા ઘોડાને, રાતા ઘોડાથી થાય છે. તેમજ ધોળું ઈંડું, ધોળાં ઈંડાંને, ધોળા ઈંડાંમાંથી થાય છે; એટલે વિકારી વિશેષણમાં નરજાતિમાં 'ઓ' નો 'આ' થાય છે, અને નાન્યતરજાતિમાં બહુવચન કરવાથી 'ઉ' નો 'આં' થાય છે.

૫. જ્યારે એકલું વિશેષણ હોય છે ત્યારે નામની માફક તેને પ્રત્યય લાગે છે, (૧) **ગાંડાને** હવે કોણ ગણે ? (૨) **સૌ પૈસાદાર**નું છે. (૩) **આંધળાને** ખાવાનું આપો.

વિકારી વિશેષણને વિશેષ્યના ઓ, ઈ, અને ઉં, એ એકવચનના પ્રત્યય લાગે છે. **સારો છોકરો, સારી છોકરી, સારૂં છોકરૂં;** પણ બહુવચનમાં **સારા છોકરા, સારાં છોકરાં, સારી છોકરીઓ** એમ થાય છે; એટલે ઓ અને ઉં નો આ અને આં થાય છે, પણ નારીજાતિમાં કંઈ ફેરફાર થતો નથી.

૬. વિશેષણના અર્થ પ્રમાણે તેના બે પ્રકાર થાય છેઃ (૧) ગુણવાચક અને (૨) સંખ્યાવાચક. ધોળું, ખાટું, આળસુ, ડાહ્યો, સુંવાળું, એ ગુણવાચક વિશેષણ છે; અને ત્રણ, પાંચ, ચોથું, બહુ, ઓછું એ સંખ્યાવાચક વિશેષણ છે તે બાબત અગાઉ સ્પષ્ટ કરી છે. સંખ્યાવાચકના પાછા બે વિભાગ છેઃ (૧) **નિશ્ચિત સંખ્યાવાચકઃ** દસ, બાર; ત્રીજું, અડધું, (૨) **અનિશ્ચિત સંખ્યાવાચકઃ** ઘણું, બહુ,

થોડું. નિશ્ચિત સંખ્યાવાચકમાં જે વિશેષણ ક્રમ બતાવે છે એ **સંખ્યાક્રમવાચક** વિશેષણ છે; જેમકે એક, બે, ત્રણ, ચાર, જે સંખ્યાનો ક્રમ પુરો કરે છે તે **સંખ્યાપૂરક** છે. દા. પહેલો, બીજો, ત્રીજો. પા, અડધો, પોણો, દોઢ અને સાડાચાર એ **સંખ્યાંશવાચક** વિશેષણ છે. એકવડું, એકગણું, બેવડું, બમણું, તેવડું, ત્રણગણું, ચોવડું, ચોગણું, એ **સંખ્યાઆવૃત્તિ વાચક** વિશેષણ છે. જે વિશેષણમાં સંખ્યાસમૂહનો અર્થ માલમ પડે છે તેને **સંખ્યાસમૂહવાચક** કહે છે, પણ તે નામ તરીકે વપરાય છે. દા. ચોક, પંજો, છકો, દશક, સેંકડો. જ્યારે સંખ્યાવાચક વિશેષણ-નો જે આંકડો હોય તેની બધી વસ્તુ વિષે કહેવું હોય, ત્યારે તેના છેલ્લા અક્ષરમાં 'એ' ઉમેરાય છે. 'એ' પૂર્ણતાના અર્થમાં વપરાય છે; એટલે કે તે બધી સંખ્યાના અર્થમાં વપરાય છે, દા. વર્ગમાં **ત્રીસ** છોકરા છે તે **ત્રીસે** આજ હાજર છે. ત્રીસે તંદુરસ્ત છે. ત્રીસે ઉપલા વર્ગમાં જશે. જ્યારે સંખ્યાવાચક વિશેષણ નામ વગર એકલું વપરાય છે ત્યારે તેને નામ પ્રમાણે વિભક્તિઓ લાગે છે. દા. ત્રણ ત્રણની હાર કરો. ચારથી આ ઉંચકાશે નહિ. પા, અડધો, પોણો, એક, સવા, અને દોઢ એ એકવચનમાં વપરાય છે. પોણાબે અને તે પછીની સંખ્યા બહુવચનમાં આવે છે. દા. દોઢ રૂપીઓ પણ પોણાબે રૂપીઆ; અડધો રોટલો, પણ બે રોટલા.

૭. (૧) તેને **એક હજાર** રૂપીઆ ખોટ ગઈ. (૨) ગમને **એક સો** ચોપડીઓ વેચી. આ વાકયોમાં એક હજાર અને એક સો બહુવચનમાં વપરાયાં છે. સંખ્યાસમૂહવાચક વિશેષણ નામ તરીકે વપરાય છે. દા. અમારે વીસ છકડાં કેરી આવી. ત્રણ દસ-કામાં બે દસકા નાખીએ તો બધા મળીને પાંચ દસકા થાય. શાંતિ વારેવારે ચોકો અને પંજો રાખી મૂકે છે. સંખ્યાક્રમવાચક વિશેષણ અમુક હારમાં કોઈ વસ્તુ કેટલામી છે તે બતાવે છે. ચોથો, છઠ્ઠો અને વીસમો છોકરો આજે ગેરહાજર છે. એક, બે, ત્રણ, ચાર

અને ૭ એ સંખ્યાઓ સિવાયની બાકીની સંખ્યાને છેડે જો મો (નરજાતિ) મી (નારીજાતિ) અને મું (નાન્યતરજાતિ) લગાડવામાં આવે તો ક્રમવાચક સંખ્યા આવે છે. દા. સાતમો છોકરો, સાતમી છોકરી, સાતમું છોકરૂં. બે ત્રણ ચાર અને છનું ક્રમવાચક રૂપ બીજો, ત્રીજો, ચોથો અને છઠ્ઠો છે. તેણે ઘણાં **બારમાં** ખાધાં; એમાં બારમાં એ વિશેષણ નામ તરીકે બહુવચનમાં વપરાયું છે. **અમુક સંખ્યા કેટલી વખત છે તે** સંખ્યાઆવૃત્તિવાચક વિશેષણ બતાવે છે. દા. મેં તેને **બેવડો** કાગળ વાળવા કહ્યું હતું, પણ **ત્રેવડો** વાળી તેણે તે બગાડયો. પાંચ અને તે પછીની સંખ્યાઓને છેડે 'ગણું' અને 'મણું' લગાડવાથી સંખ્યાઆવૃત્તિવાચક વિશેષણ થાય છે. દા. બારગણું, બસોગણું વગેરે.

૮. કોઈ પ્રાણી કે પદાર્થનો બીજા સાથે ઓછોવત્તો ગુણ બતાવનાર જે મુકાબલો થાય છે તેને **તુલના** કહે છે. મગન કરતાં છગન વધારે હોશિયાર છે. પ્રાણી એ મનુષ્ય કરતાં બુદ્ધિમાં ઓછું છે. સાત મણકા નવથી ઓછા છે પણ પાંચથી વધારે છે. છગનમાં મગન કરતાં હોશિયારીનો ગુણ વધારે છે. પ્રાણીમાં મનુષ્ય કરતાં ઓછી બુદ્ધિ છે એમ બતાવ્યું છે. આવી રીતે ઓછાવત્તા ગુણનો મુકાબલો જેની સાથે કરવાનો હોય તેને 'કરતાં' અને 'થી' લગાડીને તે થાય છે. જેનો મુકાબલો કરવાનો હોય તેના નામ પછી 'વધારે' કે 'ઓછું' મૂળ વિશેષણ સાથે વાપરવું પડે છે. આવી તુલનાને **અન્યસાપેક્ષક** કહે છે. (અન્ય=બીજું, સાપેક્ષક=અપેક્ષા રાખનારૂં)

૯. (૧) **સૌથી** વધારે બુદ્ધિમાન પ્રાણી મનુષ્ય છે. (૨) હિંદ**માં** **સર્વથી** મોટામાં મોટું શહેર કલકત્તા છે. (૩) નાના**માં** નાની ચીજનો તિરસ્કાર કરવો નહિ. (૪) **સૌ કરતાં** સારો રસ્તો આ છે. (૫) **સર્વમાં** હિમાલય ઉંચામાં ઉંચો પર્વત છે. આ **સર્વસાપેક્ષક તુલના**ના દાખલા છે; કારણ કે તેમાં અમુક વર્ગની બધી (સર્વ) વ્યક્તિ કરતાં ઓછો કે વત્તો ગુણ બતાવ્યો છે. અમુક એક વ્યક્તિનો

આવી રીતે ગુણવાચક વિશેષણની આગળ 'સર્વે' 'સૌ', 'થી,' 'કરતાં' અને 'માં' લગાડવામાં આવે છે.

ગુરુતર, ગુરુતમ, લઘુતર, લઘુતમ, એ સંસ્કૃત રૂપો છે. સંસ્કૃતમાં તર, અને તમ તુલનાવાચક પ્રત્યય છે. સ્વાદિષ્ઠ, જ્યેષ્ઠ, બલિષ્ઠ, જેવાં રૂપોમાં સંસ્કૃતનો ઇષ્ઠ પ્રત્યય લાગેલો છે. આપણી ભાષામાં એવા પ્રત્યય લગાડાતા નથી.

## પ્રશ્નો:—

૧૦ (૧) વાક્યમાં વિશેષણનું શું કર્તવ્ય છે?
(૨) વિશેષણના મુખ્ય બે પ્રકાર દાખલા આપી સમજાવો.
(૩) વિકારી અને અવિકારી વિશેષણનો ભેદ બરાબર સ્પષ્ટ કરો.
(૪) નિશ્ચિત સંખ્યાવાચક અને અનિશ્ચિત સંખ્યાવાચકમાં શો તફાવત છે?
(૫) સંખ્યાક્રમવાચક અને સંખ્યાંશવાચક વિશેષણના ત્રણ ત્રણ દાખલા આપો.
(૬) સર્વસાપેક્ષક અને અન્યસાપેક્ષક તુલના દાખલા આપી સમજાવો.

૧૧ નીચેનાં વાક્યોમાં જુદાં જુદાં **વિશેષણ** કારણ સહિત ઓળખાવોઃ-

(૧) જવાળામુખી પર્વતો બહુધા એકલા જોવામાં આવતા નથી. (૨) આંદામાનની પાસેના એક નાના ઉજ્જડ બેટમાં માત્ર એક બળતો જ્વાળામુખી છે. (૩) હમણાં જે ઠેકાણે એવા પર્વતો છે તે ઠેકાણે આંચકા લાગે છે. (૪) મુકુંદનો ગઈ કાલે પહેલો નંબર હતો, આજે ચોથો છે. (૫) રજપુતોની જબરી કુમકથી તેણે તેના મહાન શત્રુનો નાશ કર્યો. (૬) પારકાનું ભલું કરવાની વૃત્તિ પ્રશંસનીય છે. (૭) બંને જણ ખેતરમાં પેઠાં, વાડ ઉંચી અને મજબુત હતી. (૮) જો, રાત કેવી નિર્મળ છે! (૯) આ અમૃત જેવાં ચીભડાં ખાઓ. (૧૦)

કોઈ વાર જૂજ બેદરકારીથી ઘણું નુકસાન થાય છે. (૧૧) ભૂકંપના આંચકાથી ઘણો વિનાશ થાય છે, અને થોડા વખતમાં હજારો માણસ નિરાધાર થાય છે. (૧૨) મુકુંદ તો બમણું ત્રમણું અને ચારગણું ખાવું આપ્યે ધરાતો નથી. (૧૩) જેટલી કાળજી કપડાંની રાખો છો, તેટલી અભ્યાસની રાખો તો સારૂં. (૧૪) વખત એવો આવ્યો છે કે કોઈ કોઈની કશી સંભાળ રાખતું નથી. (૧૫) પહેલાં અડધા પછી પા અને પછી પોણાના ઘડીઆ લેવા જોઈએ. (૧૬) દોઢ, અઢી અને સાડાત્રણ કાગળ લઈને તેણે નમુનો તૈયાર કર્યો. (૧૭) મોહન કરતાં મનુ ગણિતમાં વધારે હોશિયાર છે. (૧૮) આ વર્ગમાં મગને સારામાં સારી રીતે કવિતા ગાઈ. (૧૯) સૂર્યમંડળમાં સૂર્ય મોટામાં મોટો આકાશી ગોળો છે. (૨૦) તે ઘણા રૂપીઆ કમાયો, પણ થોડાકે તેણે સંઘર્યા નહિ. (૨૧) હાલમાં લોકો બારમું અને તેરમું ખાવાની વિરુદ્ધ છે. (૨૨) ત્રણ દશકામાં પાંચ મણકા નાખીએ તો પાંત્રીસ થાય. (૨૩) ચોવીસ પૈસા એ છ પૈસાથી ચારગણા છે. (૨૪) પહેલા નંબરનું ઇનામ લેવું એ તીવ્ર બુદ્ધિનો પ્રભાવ છે. (૨૫) ત્રણ સૈકા પહેલાં આ શહેર આબાદ હતું.

**૧૨** નીચેનાં વિશેષણ વાકયમાં વાપરો:—

**(अ)** કુશળ, આઠ, છટ્ઠો, અઢી, એકસો, દસગણું, લીલું, ભલાની (નામ), ભવ્ય, લોભી, વિશ્વાસુ, નીચું, પાપી, ત્રણત્રણ, જરા, પાંચેક, જંગલી, હલકું, ગરમ.

**(ब)** ઉપરનાં વિશેષણોમાં જે ગુણવાચક વિશેષણ હોય તેના ઉલટા અર્થવાળાં વિશેષણો વાકયમાં વાપરો.



# પાઠ ૮ મો

## જાતિ

૧. કુદરતમાં સજીવ અને નિર્જીવ સૃષ્ટિ હોય છે. જે સજીવ વસ્તુ છે તેના લિંગ પ્રમાણે નર અને નારી જાતિના બે ભેદ હોય છે; તેથી જે પ્રાણી, નર કે નારી જાતિનાં હોય છે તેમની જાતિ સહેલાઈથી જાણી શકાય છે. જે નિર્જીવ-જડ વસ્તુ છે તેમની જાતિ નક્કી કરવી મુશ્કેલ છે, કારણકે તે વસ્તુઓ ત્રણે જાતિમાં બોલાય છે. દા. (૧) લોટો, ખડીઓ, જોડો, પથરો; (૨) ગાડી, ચોપડી, ખુરસી, સાડી; (૩) ગાડું, રૂ, આંસુ; આવી રીતે નિર્જીવ વસ્તુની જાતિ જાણવાને કોઈ સામાન્ય નિયમ નથી. બીજી ભાષામાં પ્રાણી-વાચક નામ નર કે નારી જાતિમાં ગણાય છે, અને જડ પદાર્થ નાન્યતર જાતિમાં હોય છે; પણ આપણી ભાષામાં જાતિ શોધવાનો આવો સરળ નિયમ નથી.

૨. લિંગ એ નર કે નારીનો ભેદ બતાવવાનું કુદરતી ચિહ્ન છે. જાતિ એ લિંગ બતાવનાર શબ્દ છે. પ્રાણીની જાતિ કુદરતી હોય છે, તેથી તેને **પ્રાકૃતિક જાતિ** કહે છે; અને જે નામની જાતિ કુદરતી લિંગ પ્રમાણે હોતી નથી પણ રૂઢિને અનુસરી નક્કી થઈ છે, તેને **સાંકેતિક જાતિ કહે છે.** કુતરો, રાજા, પુરુષ, ઘોડો, મનમોહન, મગન, એવાં નામ **પ્રાકૃતિક જાતિનાં** છે, પણ વડ, ધર્મ, અગ્નિ, લાડુ, એ નામની જાતિ **સાંકેતિક** ( કૃત્રિમ ) છે; કારણકે બોલવામાં નર જાતિનાં છે પણ કુદરતી લિંગ નરનું નથી. તેવી રીતે શાંતા, છોકરી, ગાય, ભેંસ, સાસુ, એ કુદરતી રીતે નારી જાતિનાં નામ છે પણ વાત, ખાંડ, આશા, બુદ્ધિ, વસ્તુ, એ પણ નારી જાતિનાં નામ છે.

૩. વનસ્પતિનાં નામ પણ જુદી જુદી જાતિમાં બોલાય છે. દા. (૧) પીપળો, લીમડો, વડ, નર જાતિમાં છે; (૨) ખજુરી, પીપળ,

નારી જાતિમાં છે; (ક) ઝાડ, ઘાસ એ નાન્યતર જાતિમાં બોલાય છે. આવી રીતે આપણી ભાષામાં ચોક્કસ નિયમના અભાવે કોઈપણ નામની જાતિ નક્કી કરવી અઘરી પડે છે. જેમની માતૃભાષા ગુજરાતી હોય છે તેમને તે અઘરૂં લાગતું નથી, પણ વિદેશીને બોલવાની અને લખવાની રીત ઉપરથી જાતિ ઓળખવામાં ઘણી અડચણ પડે છે.

માખી, જૂ, જળો, એ નારી જાતિમાં બોલાય છે, પણ એ વર્ગમાં 'નર' તો હોવોજ જોઈએ, તેમજ 'ચાંચડ', 'મચ્છર,' 'કાચબો,' એ નામ નરજાતિનાં છે, પણ તે વર્ગમાં નારીજાતિ તો હશેજ. તેમજ તીડ, ઊંટ, એ નાન્યતર જાતિમાં બોલાય છે, પણ તેમાં નર અને નારી જાતિના ભેદ છે. આ ઉપરથી સમજાશે કે જડ તેમજ ચેતનવસ્તુની જાતિ, બોલવાની અને લખવાની રૂઢિ મુજબ નક્કી થાય છે.

૪. સાધારણ રીતે જે નામને છેડે 'ઓ' આવે છે અને જેને 'કેવો' લાગે છે તેની નર જાતિ છે. નામને છેડે 'ઈ' હોય છે અને જેને 'કેવી' લાગે છે તે નારી જાતિમાં છે અને જેને છેડે 'ઉં' આવે છે અને 'કેવું' લાગે છે તે નાન્યતર જાતિમાં હોય છે. આ કારણથી નર જાતિના નામને કોઈ પણ **ઓકારાંત** વિશેષણ લાગુ પડે છે. દા. **ઉંચો** માણસ, **કાળો** નાગ, **રાતો** ઘોડો. નારી જાતિના નામને **ઈકાંરાત** વિશેષણ લાગુ પડે છે; **ઉંચી** પીપળ, **કાળી** બિલાડી, **રાતી** ઘોડી. નાન્યતર જાતિના નામને **ઉકારાંત** વિશેષણ લાગુ પડે છે, દા. ઉંચું ઝાડ, **કાળું** લુગડું, **રાતું** ઘોડું. 'ઓ', 'ઈ', અને 'ઉં', એ સ્વરો નામને છેડે આવતા હોય તો તે અનુક્રમે નર, નારી અને નાન્યતર જાતિનાં હોય છે એવો સામાન્ય નિયમ છે, પણ તેમાં કેટલાક નીચે પ્રમાણે અપવાદ છેઃ—

### ઓકારાંત

નર જાતિ—છોકરો, ઘોડો, પાડો, વછેરો.
નારી જાતિ—જળો, ગળો.
નાન્યતર જાતિ—મોં.

### ઈકારાંત

નારી જાતિ—છોકરી, ઘોડી, સ્ત્રી, પ્રીતિ, જાતિ, વાડી, ગાડી.

નર જાતિ—મણિ, હાથી, કોળી, કવિ, ધોબી, વાઘરી, સોની.

નાન્યતર જાતિ—ઘી. બી, પાણી, મોતી, દહીં.

### ઉકારાંત

નાન્યતર જાતિ—છોડું, છોકરૂં, પશુ, રૂ, લીંબુ, જાંબુ.

નર જાતિ—વાયુ, ગુરુ, લાડુ, શત્રુ.

નારી જાતિ—ઋતુ, વસ્તુ, વહુ, સાસુ, ધાતુ,

**૫.** કેટલાંક નામનાં રૂપ **ત્રણે જાતિમાં** થાય છે.

ઘોડો, ઘોડી, ઘોડું; છોકરો, છોકરી, છોકરૂં.

કેટલાંક નામને નર અને નારીનાં બંને રૂપ હોય છે.

કાકો-કાકી, દીકરો-દીકરી, રોટલો-રોટલી, દાદો-દાદી, ઓરડો-ઓરડી.

કેટલાંક નામની એકજ જાતિ હોય છે. દા. ખડીઓ, દરીઓ, દરવાજો, લડવૈયો, નોળીઓ.

કેટલાંક નારી જાતિમાંજ હોય છે. દા. મલાઈ, વાઈ, રાઈ, સીડી.

કેટલાંક ફક્ત નાન્યતર જાતિમાં હોય છે. મગતરૂં, ઊંટ, તીતર, માથું, પાંદડું, લૂ, આંસુ.

નર કે નારી બંને જાતિમાં વપરાતાં નામ. વખત, વિધિ, ચા, તપાસ, તમાકુ, શોધ, અને ચાલ છે.

. નર કે નાન્યતર જાતિ—મત, માણુસ, પત્ર, હિંદુસ્તાન.

નારી કે નાન્યતર જાતિ-સોપારી, ઘડિઆળ, જનોઈ, ઓળખાણ.

ત્રણે જાતિમાં આવરદા વપરાય છે.

**૬.** **૧. નારી જાતિ જુદા શબ્દથી**

| નર | નારી |
|---|---|
| બાપ | મા |
| મોર | ઢેલ |

| | |
|---|---|
| વર | વહુ |
| સસરો | સાસુ |
| રાજા | રાણી |
| ભાઈ | બેન |
| પાડો | ભેંસ |

## નારી જાતિ પ્રત્યયથી

| | | |
|---|---|---|
| | નર | નારી |
| (૧) આ. | બાળ | બાળા |
| | શિક્ષક | શિક્ષિકા |
| | કાંત | કાંતા |
| | પ્રિય | પ્રિયા |
| | કોકિલ | કોકિલા |

(૨) ઈ. કુમાર–કુમારી, દેવ–દેવી, નટ–નટી, તરુણ–તરુણી. પુત્ર–પુત્રી.

(૩) આણી. ગોર–ગોરાણી, શેઠ–શેઠાણી, ક્ષત્રિય–ક્ષત્રાણી. પટેલ–પટલાણી, જેઠ–જેઠાણી.

(૪) એણ–ણ. ઘાંચી–ઘાંચેણ–ચણ, વાણીઓ–વાણીએણ–અણ. સુતાર–સુતારેણ–રણ. નાગ–નાગેણ–ગણ. મોચી–મોચેણ–ચણ.

(૫) ડી. હજામ–હજામડી, ભીલ–ભીલડી, ઊંટ–ઊંટડી, લાડુ–લાડુડી. (તે લઘુતાવાચક પણ છે.)

(૬) ણી. ચંડાળ–ચંડાળણી, પિશાચ–પિશાચણી.

૭. અમુકનું જેવું રૂપ સંસ્કૃતમાં છે તેવું ગુજરાતીમાં રહ્યું હોય છે તે શબ્દને **તત્સમ** કહે છે, તેથી તેમની જાતિ ઘણુંખરૂં મૂળ સંસ્કૃત પ્રમાણે હોય છે. દા. ગુરુ, પતિ, આત્મા નરજાતિમાં છે. દયા, નીતિ, દાસી, નારી જાતિમાં છે. વન, વચન, નાન્યતરજાતિમાં છે.

| સંસ્કૃત | જાતિ | ગુજરાતી | જાતિ. |
|---|---|---|---|
| વસ્તુ | નાન્યતર | વસ્તુ | નારી |
| અક્ષિ | નાન્યતર | આંખ | નારી |
| મિત્ર | ,, | મિત્ર | નર |
| યશ | ,, | યશ | નર |
| પક્ષી | નર | પક્ષી | નાન્યતર |
| અગ્નિ | નર | અગ્નિ | નર અને નારી |
| તારા | નારી | તારા | નર |

૮. નામની જાતિ ઓળખવાને કોઈ સામાન્ય નિયમ આપણી ભાષામાં નીકળી શકતો નથી, એ બાબત આગળ કહેવામાં આવી છે. કેટલાંક નામને છેડે ઓ, ઈ કે ઉ (સાનુસ્વાર) ઉપરથી નર, નારી નાન્યતર જાતિ જણાઈ આવે છે; ઘોડો, ઘોડી, ઘોડું. પણ કેટલાંક નામ એવાં છે કે તેનો **અંત્યાક્ષર એકજ હોય** છે છતાં તે ત્રણે જાતિનાં નામ હોય છે. દાઃ—

**અકારાંત**—નર. છોડ, વાઘ, દેશ, પગ, લાગ, આકાર.
નારી. આંખ. વાત, લાત, લગામ, પાટ, જાત, ગાય, ચીજ.
નાન્યતર. ઘર, નામ, ઝાડ, નાક, ઊંટ, ખેતર.

**આકારાંત**—નર. પિતા, દેવતા, ચંદ્રમા, વક્તા, કર્તા, વા.
નારી. નર્મદા, દયા, આશા, કૃપા, માયા, પ્રજા.
નાન્યતર. ધોધા, કલકત્તા, સારસા.

**ઇકારાંત**—નર. કવિ, અગ્નિ, સિપાઈ, હાથી, ધોબી, દરજી.
નારી. ગાડી, છોકરી, વાડી, છોડી, બુદ્ધિ, પ્રીતિ.
નાન્યતર. પાણી, મરી, મોતી, દહીં, ઘી.

**ઉકારાંત**—નર. શત્રુ, વાયુ, લાડુ, ગુરુ, સાધુ, બંધુ.
નારી. સાસુ, વહુ, ઋતુ, વસ્તુ, લૂ, ધાતુ.
નાન્યતર. પશુ, લીંબુ, આંસુ, રૂ.

**એકારાંત**—નર. જે, (જય) ભે, (ભય) મે, (મેહ) વે, (વેહ).
નારી. ચે, (ચેહ) લે, (લેહ).
નાન્યતર. તાલે (નસીબ).

**ઐકારાંત**—નર. ખૈ (ક્ષય).
નારી. રજૈ.
નાન્યતર. દૈ. (દૈવ).

**ઓકારાંત**—નર. ઘોડો, પાડો, પો.
નારી. ઘો, જળો, છો.
નાન્યતર. મોં.

**ઔકારાંત**—નર. રૌરૌ.
નારી. ગૌ. (ગાય)
નાન્યતર. મૌ.

૬. નીચેનાં નરજાતિનાં નામની નારી જાતિ કહો:—

વર, કાંત, ઊંટ, પટેલ, ઘાંચી, ભાઈ, સોની, મોર, શિક્ષક, પિશાચ, નાગ, મોર, બાળ, દેવ, શિષ્ય, પાંડો, મોચી, હજામ.

(૯) પ્રશ્નો:—

(૧) પ્રાકૃતિક અને સાંકેતિક જાતિનો ભેદ સમજાવો.

(૨) આપણી ભાષામાં જાતિ ઓળખવાની શી મુશ્કેલી છે?

(૩) કોઈ પણ નામની જાતિ ઓળખવાનો સરળ નિયમ શો છે? નર, નારી અને નાન્યતર જાતિના પાંચ પાંચ દાખલા આપો.

(૪) નારી જાતિ જુદા શબ્દથી અને પ્રત્યયથી થાય છે, તે દરેક રીતના ત્રણ ત્રણ દાખલા આપો.

(૫) કેટલાંક નામ એક કરતાં વધારે જાતિમાં વપરાય છે, તે દાખલા આપી સમજાવો.

(૬) ઈકારાંત અને ઓકારાંત નામના ત્રણે જાતિના બબ્બે દાખલા આપો.

**(૧૦)** નીચેનાં વાકયોમાંથી નામની જાતિ શોધી કાઢો.

(૧) તંબાકુની તપાસ પ્રથમ ફિરંગી લોકોએ કરી હતી. (૨) ઘઉં, બાજરી, જુવાર, મગ અને તુવેર આ સાલ સારાં પાકયાં છે. (૩) રાજાનો મહિમા હવે ઓછો થયો છે. (૪) માગશર માસમાં ટાઢ થોડી પડે છે. (૫) આટલાંટિક ઓળંગી અમેરિકા જવાય છે. (૬) ઘીમાં પાણી ભળતું નથી. (૭) ઘોઘા એ હવે આબાદ બંદર નથી. (૮) ઐની દવા હજુ મળી આવી નથી. (૮) ઋતુના ફેરફારની અસર પશુપક્ષી ઉપર થાય છે (૯) જમીનમાં સારૂં બી વાવવાથી પાક સારો થાય. (૧૦) વા વાવાથી નળીઉં ખસ્યું. (૧૧) કન્યાની કેળવણી માટે વધારે શિક્ષિકાની જરૂર છે. (૧૨) જુના કાળમાં ગુરુનો આશ્રમ વનમાં હતો. (૧૩) રડવા કુટવાનો ચાલ સારો નથી. (૧૪) આ લેખ સંબંધી સ્પષ્ટ મત આપશો. (૧૫) હિંદુસ્તાનમાં મિલ ઉદ્યોગ વધતો જાય છે.

---

## પાઠ ૯ મો

---

### વચન

૧ કોઈ પ્રાણી કે પદાર્થ વિષે બોલતાં તે એક કે વધારે વસ્તુ છે એવું જેનાથી સમજાય તેને **વચન** કહે છે. જ્યારે આપણે એક વસ્તુને માટે બોલીએ છીએ–એટલે તેમાં જ્યારે એકપણાનો અર્થ હોય છે, ત્યારે તેને **એકવચન** કહે છે. જ્યારે તેમાં અનેકપણાનો અર્થ હોય છે, ત્યારે તેને **બહુવચન** કહે છે.

સાધારણ રીતે નામને 'ઓ' પ્રત્યય લગાડવાથી તેનું બહુવચન થાય છે. દા. રાજા, રાજાઓ, ચોપડી, ચોપડીઓ; પશુ, પશુઓ;

દેવતા, દેવતાઓ; માતા, માતાઓ. પણ જે ઓકારાંત નરજાતિનાં નામ છે તેમનું બહુવચન. 'ઓ' નો 'આ' કર્યા પછી બહુવચનનો પ્રત્યય લગાડાય છે. દા. છોકરો–છોકરાઓ; ઘોડો–ઘોડાઓ, પાટડો–પાટડાઓ. જે નામ ઉંકારાંત નાન્યતરજાતિનાં હોય છે, તેમનું બહુવચન કરતી વખતે 'ઉં' નો 'આં' થાય છે; અથવા તે પછી બહુવચનનો પ્રત્યય લગાડાય છે. દા. ઘોડું–ઘોડાં–ઘોડાંઓ, છાપરૂં–છાપરાં–છાપરાંઓ; ઈંડું–ઈંડાં–ઈંડાંઓ.

અકારાંત નામનું બહુવચન કરતી વખતે તેનો છેડાનો 'અ' કાઢી નાખી, બહુવચનનો 'ઓ' પ્રત્યય લગાડાય છે. ઘણું ખરૂં તેવા નામનું બહુવચન મૂળ રૂપે છે રહે છે. દા. બળદ, બળદ–બળદો; માણસ, માણસ–માણસો; ગામ–ગામ–ગામો. ઘો, જળો, મોં, જેવાં નામને બહુવચનનો પ્રત્યય લાગતો નથી. આપણે 'ઘોઓ' એમ કહેતા નથી.

૨ જ્યારે નામની સાથે એક કરતાં વધારે સંખ્યાવાચક શબ્દો તથા સર્વ, સઘળા, કેટલાએક, બહુ, ઘણું, એવા બહુવચન બતાવનાર શબ્દો આવે છે, ત્યારે તે સાધારણ રીતે એકવચનમાં રહે છે. દા. રાજાએ હજાર ગાય દાનમાં આપી; કેટલાએક માણસ આશ્ચર્ય પામ્યા; સર્વ પ્રાણીની આવી ટેવ છે. સમૂહવાચક તેમજ દ્રવ્યવાચક નામ એકવચનમાં વપરાય છે. દા. સહરામાં મોટો કાફલો ગયો હતો, પણ હંમેશાં ઘણા કાફલા રણમાં જોવામાં આવે છે. અહીંઆં 'કાફલા' એ જાતિવાચક નામ તરીકે વપરાયું છે. ઘી, તલ, દૂધ, ગોળ, સોનું, રૂપું, બાજરી, કપાસ, જવ, દ્રવ્યવાચક નામ જયારે તેની જુદી જુદી જાત બતાવે છે, ત્યારે તે બહુવચનમાં વપરાય છે. દા. તેણે ઘાટઘાટનાં પાણી પીધાં. અહીંઆં ત્રણ જાતનાં ઘી મળે છે. ચણા, ઘઉં, મગ, મઠ, અડદ, તલ, વખાણ, લાડ, વેવલાં એ બહુવચનમાં વપરાય છે. દા. 'મેં ચણા લીધા; 'ઘઉં મોંઘા હતા; તલ સારા નથી; તેનાં બહુ વખાણ થયાં.

૩ સંજ્ઞાવાચક અને ભાવવાચક નામ એકવચનમાં વપરાય છે, પણ જ્યારે તે જાતિવાચક તરીકે વપરાય છે ત્યારે તે બહુવચનમાં હોય છે.

છે. **કાળિદાસ** જેવા કવિ થોડા માલમ પડે છે; તેનાં કીર્તન સાંભળવા લોકની ઠઠ જામે છે. તેનાં પાપ તેને નડયાં. કેટલીક વખતે એકવચનમાં નામ માનાર્થે બહુવચનમાં વપરાય છે. ગુરુજી વખતસર **આવ્યા** હતા. શેઠ ફરવા **ગયા** હશે. આપ કેમ **પધાર્યા** હતા? **અમારો** અભિપ્રાય નીચે પ્રમાણે છે. સંસ્કૃતમાં દ્વિવચન વપરાય છે પણ ગુજરાતીમાં તેનો અર્થ બહુવચનમાં લેવાય છે.

૪. પ્રશ્નો:—

(૧) આપણી ભાષામાં સાધારણ રીતે કેવી રીતે બહુવચન થાય છે? તેમાં જે અપવાદ હોય તે જણાવો.

(૨) ઓકરાંત, ઉકારાંત તથા અકારાંત નામનું બહુવચન કરતી વખતે શો ફેરફાર કરવો પડે છે? તેના દાખલા આપો.

(૩) સમૂહવાચક, સંજ્ઞાવાચક અને ભાવવાચક નામ સાધારણ રીતે કયા વચનમાં હોય છે? તેમાં કયારે ફેરફાર થાય છે?

(૪) કેટલાંક એકવચનનાં નામ બહુવચનમાં કયારે વપરાય છે? આ બાબત દાખલાથી સ્પષ્ટ કરો.

ચરોતરમાં ઘર, ઘરાં; ઝાડ, ઝાડાં; ખેતર, ખેતરાં; માણસ, માણસાં. આ પ્રમાણે અકારાંત નામનું બહુવચન થાય છે. કાઠિઆ-વાડમાં ગાયું, ભેસું, બકરીયું એવાં બહુવચનનાં રૂપ છે.

૫. નીચેનાં વાકયોમાંથી નામ કે સર્વનામનાં **જાતિ અને વચન** શોધી કાઢો, અને જેનું એકવચન હોય તેનું બહુવચન કરો, તથા બહુવચનનું એકવચન કરો:—

(૧) સાંપ્રતકાળમાં કોઈને ભૂગોળનું જ્ઞાન સંપાદન કરવું હોય છે, તો ભૂગોળવિદ્યાનું એકાદ પુસ્તક લઈ નકશાની મદદથી તેનો અભ્યાસ કરીને તે મેળવે છે; પરંતુ એમ ધારો કે ભૂગોળવિદ્યાનું પુસ્તક અને નકશા સમુળગા મળતા નથી તો ભૂગોળનું જ્ઞાન મેળ-વવાને કેટલી બધી મહેનત પડશે! (૨) ગઈ સાલ બાજરી અને

જાર સારી થઈ હતી. (૩) મહારાજ પધાર્યા છે, એ સાંભળી ઘણાં લોકો દર્શન કરવા ગયા. (૪) કરાંચી, મુંબઈ અને કલકત્તા એ જાણીતાં બંદરો છે. (૫) ખેતરમાં મગ જોવામાં આવતા નથી. (૬) રજે પાતળી હોવાથી સખત ટાઢમાં તે કામ આવતી નથી. (૭) આંખ, કાન, મોં, દાંત, અને નખ સ્વચ્છ રાખવાં જોઈએ. (૮) રેલમાં દશેક ધોબી તણાઈ ગયા. (૯) જાપાનમાં ઘર નીચાં હોય છે. (૧૦) આ વસંતઋતુમાં ઘણાં ભાષણ થવાનાં છે. (૧૧) નર્મદા, તાપી, વાત્રક, સિંધુ, એ નદીઓ ક્યાં છે તે જાણો છો? (૧૨) તમે ચંદ્રમાની કળાનું ચિત્ર ઘણું સુંદર કાઢ્યું છે. (૧૩) કુતરાએ ઢેલનાં પીંછાં વીખી નાખ્યાં. (૧૪) પદાર્થની મૂળ સ્થિતિમાં હરકોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન કરનાર બળ એ કાર્યશક્તિ છે. (૧૫) ઋષભદેવે જ્ઞાનનો, અહિંસાનો, સત્યનો, બ્રહ્મચર્યનો અને ચોરી ન કરવાનો ઉત્તમ બોધ લોકોમાં ફેલાવ્યો. (૧૬) એવા દરદીનાં કપડાં, ચાદર, ઓસિકાં, બિછાનું વગેરે ચીજો બાળી નાખવી. (૧૭) ઔષધિમાં સિંકોના, અફીણ, ગાંજો, તમાકુ, ચા, ગુંદ વગેરે થાય છે. (૧૮) કોયલા, લોખંડ, સિંધવ, સોનું, કલાઈ વગેરેને ખનીજ કહે છે. (૧૯) વાઘ, ચિત્તા, બિલાડી, રીંછ, દીપડા, વરૂ, ડુક્કર, ગેંડા, અને હરણ, એ જંગલનાં જાનવરો છે. (૨૦) ગાય, બકરાં, ઊંટ, ગધેડાં, કુતરાં, ઘેટાં, એ પાળવા લાયક જાનવરો છે.

---

## પાઠ ૧૦ મો

---

### વિભક્તિના અર્થ

૧. આપણને જે પદાર્થ કે ભાવનું જ્ઞાન થાય છે તેને અમુક સંજ્ઞા આપી આપણે તે દર્શાવીએ છીએ. જ્યારે શબ્દોને સંબંધપૂર્વક ગોઠવવાથી બરાબર અર્થ સમજાય છે, ત્યારે તેમનું વાક્ય બને છે. શબ્દોનો એકબીજા સાથે સંબંધ પહેલાં જુદા જુદા શબ્દથી થતો હોવો જોઈએ. દા. 'પાંજરૂં પોપટ' એ શબ્દસમૂહથી સ્પષ્ટ અર્થ

સમજાતો નથી. પણ 'પાંજરા**માં** પોપટ', 'પાંજરા**ની બહાર** પોપટ'; 'પાંજરા **આગળ** પોપટ' એમ બીજા શબ્દો વડે તેમનો સંબંધ બતાવવાથી તેમનો સ્પષ્ટ અર્થ નીકળે છે. આવી રીતે વાક્યમાં નામનો જે સંબંધ બીજા નામ કે ક્રિયાપદ સાથે હોય તે બતાવવા હાલમાં પ્રત્યય લગાડવામાં આવે છે. દા. પાંજરા**માં** પોપટ છે, આ પાંજરા**નો** પોપટ છે; પોપટ પાંજરે બેઠો છે. આવી રીતે નામને જે **પ્રત્યયો** લગાડી તેનો બીજા પદ સાથેનો સંબંધ બતાવવામાં આવે છે, તેને **વિભક્તિ** કહે છે. જુદી જુદી વિભક્તિના જુદા જુદા પ્રત્યયો છે અને તે કારણથી **નામનો જુદો જુદો અર્થ** સમજાય છે, તેથી આપણે હવે તેના અર્થ જોઈએ.

'મગન બજારમાં શાક લઈને તેની દુકાને બેઠો અને પછી તેણે નોકરને ઘેર આપવા કહ્યું.' આ વાક્યમાં 'બજાર**માં**' 'તે**ની**' 'દુકા**ને**' 'તેણે,' 'નોકર**ને**' એ શબ્દોને છેડે જે પ્રત્યય આવ્યા છે તે ઉપરથી વાક્યના શબ્દોનો પરસ્પર સંબંધ જાણવામાં આવે છે. 'મગન' અને 'ઘર' એ શબ્દને કંઈ પ્રત્યય લાગેલા નથી, પણ તેમનો સંબંધ બીજા શબ્દોના સંબંધથી જણાય છે. પહેલી અને બીજી વિભક્તિના પ્રત્યય નથી કારણ કે તે હાલમાં લોપ થયા છે. કેટલીક વખત બીજીનો 'ને' પ્રત્યય લગાડવામાં આવે છે.

૨. ૧. હું કાગળ વાંચું છું. ૨. મેં કાગળ વાંચ્યો.
૩. તું કેરી ખાય છે. ૪. તમે કેરી ખાધી.
૫. તે ચોપડી લખે છે. ૬. તેણે ચોપડી લ ખી.

'હું કાગળ વાંચું છું', એ વાક્યમાં 'વાંચું છું' એ 'વાંચવાની' ક્રિયા બતાવે છે અને 'વાંચવાની' ક્રિયા કરનાર એટલે કર્તા 'હું' છે. પણ 'વાંચું છું' એ ક્રિયાપદના રૂપમાં 'હું' કર્તાનું સૂચન થાય છે, તેથી 'હું' ની પહેલી વિભક્તિ છે પણ તે કર્ ાં અર્થે પહેલી વિભક્તિ નથી, કારણકે 'વાંચું છું' ક્રિયાપદમાં તેના રૂપ ઉપરથી કર્તાનો અર્થ

આવી જવાથી તેને કોઈ પ્રત્યય લગાડી ફરીથી તે જણાવવાની જરૂર રહેતી નથી. આ કારણને લીધે 'હું', 'તું', 'તે' એ સર્વનામ કર્તા તરીકે તો છે પણ તેમની વિભક્તિ **નામાર્થે પહેલી** છે; કારણ કે તે 'નામ'ને કંઈ પ્રત્યય લગાડવાની જરૂર રહેતી નથી; ફક્ત તેમનો નિર્દેશ કર્યો છે; એટલે તે બોલવાથી જે અર્થ થાય તેજ બતાવવામાં આવ્યો છે તેથી 'હું' 'તું', 'તે' એ સર્વનામની **નામાર્થે** કે **નિર્દેશાર્થે** પહેલી વિભક્તિ છે. તે બધાં સર્વનામ કર્તા તો છે પણ તેમનો અર્થ ક્રિયાપદે કહેલો છે તેથી તેમને **અભિહિત** (અભિ+ધા–હિત=કહેલું) કર્તા કહે છે,

૩. 'મેં કાગળ વાંચ્યો' એ વાક્યમાં 'વાંચ્યો' એ ક્રિયાપદ છે; અને વાંચવાની ક્રિયાની અસર 'કાગળ' ઉપર થાય છે, તેથી કાગળ 'વાંચ્યો' એ ક્રિયાપદનું 'કર્મ' છે. 'મેં' એ પદ વાંચવાની ક્રિયાનો કર્તા છે. ક્રિયાપદ કર્મણિપ્રયોગમાં છે તેથી 'વાંચ્યો' એ ક્રિયાપદથી કર્મનો અર્થ જણાવવામાં આવ્યો છે. પણ કર્તાનો અર્થ એમાં નથી તેથી 'મેં' તે વિભક્તિના રૂપથી બતાવવાની જરૂર પડી છે. કર્તાની વિભકિત ત્રીજીજ છે, તેથી 'મેં' એ કર્તા અર્થે ત્રીજીમાં છે. 'હું' એ સર્વનામ ત્રીજી વિભકિતમાં છે. 'એ' પ્રત્યય લગાડવાથી 'મેં'-ની કર્તા અર્થે ત્રીજી વિભકિત થાય છે. 'કાગળ' એ 'વાંચ્યો' એનું કર્મ છે પણ તે બીજી વિભકિતમાં નથી; કારણ કે ક્રિયાપદથી તેનો કેવળ નિર્દેશ થએલો છે. તેને વિભકિતનો કંઈ પ્રત્યય લાગેલો નથી કારણકે તેનો અર્થ ક્રિયાપદથી સમજાય છે, તેથી 'કાગળ' એ 'વાંચ્યો' એ ક્રિયાપદથી કહેવાયલું કર્મ છે; એટલે તેને **અભિહિત કર્મ** કહે છે, અને તે **નામાર્થે પહેલી વિભક્તિમાં** છે.

હે **ભાઈ**, તું આમ કેમ બોલે છે ?
હે **સૂર્ય**, તું અમારી બુદ્ધિ શુદ્ધ કરજે.

આમાં 'ભાઈ', અને સૂર્ય' એ નામનું સંબોધન કરેલું છે, તેથી **તેમની સંબોધન અર્થે પ્રથમા વિભક્તિ** છે. પહેલી વિભકિતનો એ

એક અર્થ છે, તેથી તેને જેમ કેટલાક ગણે છે તેમ આઠમી વિભક્તિ ગણવી જોઈએ નહિ, કારણકે પ્રથમાના નિર્દેશમાં અને સંબોધનમાં ફરક નથી. સંબોધન એટલે બોલાવવું–બોલાવી ધ્યાન ખેંચવું–તે પણ નિર્દેશ છે.

૧. કલકત્તા ભવ્ય **શહેર** છે.
૨. મોહન **ગુમાસ્તો** રહ્યો.
૩. લલ્લુભાઈ સફરી **વેપારી** થયો છે.
૪. એ ચતુર **પુરુષ** લાગે છે.
૫. તે ઠોઠ **છોકરો** નીવડયો.

આ વાકયમાં 'હો', 'રહેવું', 'થવું', 'લાગવું' 'નીવડવું' જેવાં અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદનો અર્થ પુરો કરવાને જે નામ આવે છે તે **વિધેયવાચક** પ્રથમામાં હોય છે; કારણ કે જે ક્રિયાપૂરક મૂકયું છે તે વિધેય છે.

૧, તેણે બે **લોટા** પાણી પીધું.
૨. તમે ત્રણ **મણ** ચોખા લીધા.
૩. છગને ચાર **વાર** બનાત લીધી,

આ વાકયમાં **બે લોટા, ત્રણ મણ, ચાર વાર,** એ કેટલું પાણી પીધું, કેટલા મણ ચોખા લીધા, તથા કેટલા વાર બનાત લીધી એવું માપ–પરિમાણ બતાવે છે, તેથી તે નામ **પરિમાણવાચક** પ્રથમામાં છે,

| | |
|---|---|
| ૪.(અ)૧. તું **હિસાબ** ગણે છે. | (બ) ૧. તમે **હિસાબ** ગણ્યો. |
| ૨. શંકર **ગાયન** ગાય છે. | ૨. શંકરે **ગાયન** ગાયું. |
| ૩. તે **દીવો** સળગાવે છે. | ૩. તેણે **દીવો** સળગાવ્યો. |
| ૪. અમે **વાત** કરતા હતા. | ૪. અમે **વાત** કરી હતી. |

અ. ખાતાનાં વાકયોમાં 'હિસાબ', 'ગાયન', 'દીવો', 'વાત' એ પદ 'ગણે છે', 'ગાય છે', 'સળગાવે છે' અને 'કરતા હતા' એ ક્રિયાપદોનાં કર્મ છે, અને તે **અનભિહિત** કર્મ છે. તેમને બીજી

વિભક્તિનો કોઈ પ્રત્યય લાગેલો નથી. તે નામો કર્માર્થે બીજી વિભક્તિમાં છે એટલે એ **અપ્રત્યય દ્વિતીયા** છે; પણ ब ખાનામાં 'હિસાબ', 'ગાયન', 'દીવો', 'વાત' એ નામોનો અર્થ ક્રિયાપદથી સમજાય છે, અને તેનો અર્થ કહેવાને વિભક્તિનો કોઈ પ્રત્યય ફરીથી લગાડવાની જરૂર નથી, તેથી તે **અભિહિત કર્મ** હોઈ **નામાર્થે પહેલી વિભક્તિમાં** છે.

મહેતાજીએ **લલ્લુને** બોલાવ્યો.
શંકરે **નોકરને** કહ્યું.
હનુમાને **સીતાને** વીંટી આપી.
અમે **છોકરાઓને** સમજાવ્યા.

આ વાક્યમાં 'લલ્લુને', 'નોકરને', 'સીતાને' અને 'છોકરાઓને' એ પદોમાં બીજી વિભક્તિનો 'ને' પ્રત્યય લાગેલો છે, અને તે **કર્મ** છે, તેથી તે કર્માર્થે બીજી વિભક્તિમાં છે; એટલે તેમને **સપ્રત્યય દ્વિતીયા** કહે છે.

૧. હું **અમદાવાદ** ગયો હતો.
૨. રામલાલ વખતસર **લાહોર** પહોંચ્યો નહિ.
૩. અમે ઝવેરાતને **પારિસ** મોકલીએ છીએ.

આ વાક્યમાં 'જવાની' અને 'પહોંચવાની' 'મોકલવાની' ક્રિયા છે, તેથી એવા અર્થવાળા ક્રિયાપદથી જે **ઠેકાણે ગતિ** બતાવાય છે તે નામ **સ્થળવાચક** બીજી વિભક્તિમાં આવે છે.

૧. આ મુસાફર ઘણા **ગાઉ** ચાલ્યો. (ગાઉ સુધી)
૨. રેવાશંકર ત્રણ **દિવસ** બિમાર રહ્યો. (ત્રણ દિવસ લગણ)
૩. હિમાલય **૨૯૦૦૦ ફુટ** ઊંચો છે. (ફુટ સુધી)

આ વાક્યમાં સુધી અને લગણ એવા શબ્દ 'ગાઉ', 'દિવસ' અને 'ફુટ' એ નામ પછી આવે છે તેથી તે **મર્યાદા** (હદ) બતાવનાર શબ્દ **સ્થળવાચક** અને **કાળવાચક** બીજી વિભક્તિમાં આવે છે.

પણ ૧. સિંધુ ૨,૦૦૦ **માઇલ લાંબી** છે. (માઇલ સુધી)
૨. સિંધુ ૨,૦૦૦ **માઇલ દૂર** છે. (માઇલ દૂર છે)

બીજા વાકયમાં 'સુધી' શબ્દ મૂકી શકાતો નથી તેથી 'માઇલ' એ નામાર્થે પહેલીમાં છે.

**૫.** (अ) ૧. **રાજાએ** પ્રધાનને બોલાવ્યો.
૨. **કારકુને** આ હકીકત કહી હતી.
૩. **મગને** દગો દીધો.

આ વાકયમાં **રાજાએ, કારકુને** અને **મગને** એ નામ કર્તા અર્થે ત્રીજી વિભક્તિમાં છે.

(ब) ૧. તેણે **ચપ્પુએ** કલમ ઘડી.
૨. તેનો હાથ **છરીએ** કપાયો.
૩. રામે **બાણે** મૃગને માર્યો.
૪. હું બધું કામ **હાથે** કરૂં છું.

આ વાકયમાં 'ચપ્પુએ,' 'છરીએ,' 'બાણે,' 'હાથે' એની **કરણ અર્થે ત્રીજી** છે, કારણકે ચપ્પુ, છરી વગેરે સાધનથી ક્રિયા થઈ છે.

(क) ૧. **ગરમીએ** નદીનું પાણી સૂકાય છે.
૨. **તાવે** તે પિડાય છે.
૩. ઘણી **ટાઢે** નાનાં છોકરાં માંદાં પડે છે.

એમાં 'ગરમીએ', એટલે ગરમીથી–ગરમીના કારણથી તેથી તે શબ્દ **હેતુ (કારણ) વાચક તૃતીયામાં** છે તે પ્રમાણે 'કોલેરાએ' અને 'ટાઢે' એ હેતુવાચક તૃતીયામાં છે.

(ड) ૧. ૨૨ **રૂપીએ** તોલો સોનું મળે છે.
૨. નરોતમ શેઠે ૨૫૦૦ **રૂપીએ** મોટર લીધી.
૩. **ટકે** શેર ભાજી **ટકે** શેર ખાજાં.

આ **મૂલ્યવાચક** પદ ત્રીજી વિભક્તિમાં છે.

(ङ) ૧. તે **પગે** લંગડો છે.

૨. તે **જીભે** બોબડો છે.

અંગવિકારના અર્થે ત્રીજી વિભક્તિમાં આ પદો છે.

(च) ૧. સેનાપતિ હજાર **માણસે** ચઢયો.

૨. રાજા ભારે **રસાલે** આવ્યો.

'માણસે', 'રસાલે' એ 'સાહિત્ય' અર્થે ત્રીજી વિભક્તિમાં છે.

(ग) ૧. રાજા **જાતે** ક્ષત્રિય હતો.

૨. તે **સ્વભાવે** તામસી છે.

૩. એ **નામે** શંકરલાલ છે.

૪. પેલો છોકરો **ધર્મે** ખ્રિસ્તી છે.

'જાતે', 'સ્વભાવે', 'નામે', 'ધર્મે' એ શબ્દો **ગમ્યમાન** ક્રિયાના કરણ અર્થે ત્રીજીમાં છે; કારણકે આ ઉપરનાં વાકયોમાં ક્રિયા કહેલી નથી પણ સમજી લેવાની છે. તે રાજા ક્ષત્રિય હતો, તે સ્વભાવ વડે સમજાય છે. તે તામસી છે તે તેના સ્વભાવથી જણાય છે. એ શંકરલાલ છે, તે તેના નામ વડે જણાય છે. પેલો છોકરો ખ્રિસ્તી છે, તે તેના ધર્મથી જણાય છે. આવી રીતે જે ક્રિયા સમજી લેવામાં આવી છે, તે ગમ્યમાન ક્રિયાનું કરણ ત્રીજી વિભક્તિમાં આવે છે.

(ह) ૧. ત્રણ **વર્ષે** અરવિંદ પરીક્ષામાં પાસ થયો.

૨. આ કામ સુતારે **અઠવાડીએ** પુરૂં કર્યું.

'ત્રણ વર્ષે' એટલે ત્રણ વર્ષની મુદ્દતે અરવિંદની મહેનત સફળ થઈ. એવી રીતે સુતારનું કામ એક અઠવાડીઆમાં પુરૂ થયું, એટલે કાળ-વાચક પદો અમુક ફળની ક્રિયા બતાવે છે, તેથી તે નામ **ફળવાચક** ત્રીજી વિભક્તિમાં છે.

૬. अ. ૧. શિક્ષકે **ગમનને** ઇનામ આપ્યું.

૨. તેણે ચાર્જ **રામશંકરને** સોંપ્યો.

'ગમનને' અને 'રામશંકરને' એ નામ સંપ્રદાન અર્થે ચોથી વિભકિતમાં છે, કારણકે તેમાં દાન આપવાની ક્રિયા થઈ છે.

(ब) ૧. કેખુશરૂએ **માસ્તરને** સવાલ પૂછયો.

૨. તમે **મને** આ ચોપડી મોકલી હતી.

'પૂછયો અને 'મોકલી હતી' એ દ્વિકર્મક ક્રિયાપદને બે કર્મ છે; 'માસ્તરને' અને 'સવાલ', 'મને' અને 'ચોપડી'. આમાં જેને કંઈ આપવામાં અને પૂછવામાં આવ્યું છે, તે સંપ્રદાન અર્થે ચોથી વિભકિતમાં છે. આવાં **કર્મ ગાણુ** કહેવાય છે.

(क) ૧. હું **મળવાને** આવ્યો હતો.

૨. તે વાત **કરવાને** ગયા.

૩. તમે મેળો **જોવા** જવાના છો ?

'મળવાને', 'કરવાને' અને 'જોવા' એમાં 'માટે' નો અર્થ છે, અને તે **તાદર્થ્યે** ચોથી વિભકિતમાં છે. 'કાજે', 'સારૂ' 'માટે', 'અર્થે' 'લીધે', 'વાસ્તે' એવા નામયોગી શબ્દો જે નામ સાથે આવે છે, તેની ચોથી વિભકિત ગણવી; પણ તે નામયોગી અવ્યયો છે. દા. તે સહેલ **માટે** બહાર ગયો. એમાં **સહેલને માટે** એવો અર્થ લેવામાં આવે તો 'ને' છઠ્ઠી વિભકિતનો પ્રત્યય અને 'માટે' નામયોગી અવ્યય છે, પણ **દેશને માટે** તમારે આત્મભોગ આપવો જોઈએ તેમાં 'દેશને માટે' એ ચોથી વિભકિતમાં છે,

(ड) ૧. **કનુને** ગોળ ભાવતો નથી.

૨. **મને** બહાર ફરવું ગમે છે.

૩. **તેને** ઘણો આનંદ થયો.

૪. **આંધળાને** આ વાત રુચે નહિ.

'ભાવવું', 'ગમવું', 'થવું', રુચવું' અને 'લાગવું' જેવાં ક્રિયાપદને લીધે ચોથી વિભકિત આવે છે.

(इ) ૧. **છગનને** ત્રણ છોકરા છે. (છગનના ત્રણ છોકરા)

૨. **અમદાવાદને** બાર દરવાજા છે. (અમદાવાદના)

૩. **શેઠને** ઘણી મોટરો છે. (શેઠની, શેઠના તાબામાં)

૪. **વિરમગામ** અને **રાજકોટને** બહુ છેટું છે. (વિરમગામથી રાજકોટ સુધી અંતર બતાવ્યું છે)

આ દાખલામાં છગનને', 'અમદાવાદને' વગેરે નામ છટ્ઠી વિભક્તિમાં ગણાય છે.

(फ) ૧. હવે **તેને** બહાર જવું પડયું.

૨. **અંગ્રેજોને** ફ્રેન્ચ સાથે લડવું પડયું.

આમાં ચોથી વિભક્તિ કર્તા અર્થે છે.

(ग) ત્રણ જેમ **નવને** છે તેમ છ **અઢારને** છે.

આ દાખલામાં **પ્રમાણવાચક** ચોથી વિભક્તિ છે.

૭. (अ) ૧. છોકરો **ઘેરથી** નીકળ્યો.

૨. પતંગ **છાપરેથી** પડયો.

૩. **કામ કરવાથી** તે કંટાળતો નથી.

૪. **સાહસથી** મોહન બીતો નથી.

૫. શંકરે છોકરાને **ભયથી** બચાવ્યો.

આ વાકયોમાં અપાદાન એટલે કોઈ વસ્તુથી છુટા પડવું તે છે. 'ઘેરથી' એમાં 'ઘર'થી છુટા પડવાની ક્રિયા થઈ છે. તેવીજ રીતે પતંગ 'છાપરે'થી છુટો પડયો છે. તેવીજ રીતે બીજાં નામ પણ અપાદાન અર્થે પાંચમીમાં છે. અનંગપાળ **હાથી ઉપરથી** નીચે ઉતર્યો. એ વાકયમાં 'ઉપરથી' એ નામયોગી અવ્યય હોવાથી 'હાથી' એ છટ્ઠી વિભક્તિમાં છે.

(ब) ૧. ઇન્ફ્લુએન્ઝા**થી** ઘણાં માણસ મરી ગયાં.

૨. કામ**થી** તે કંટાળે છે.

૩. પાપ**થી** આવરદા ઓછો થાય છે.

આ વાકયમાં 'ઇન્ફ્લુએન્ઝાથી,' વગેરે પદો 'હેતુ'-કારણ અર્થે પાંચમીમાં આવ્યાં છે.

(क) ૧. છોકરા **હોલ્ડરથી** લખે છે.

૨. કલમ **ચપ્પુથી** ઘડો છો ?

૩. પહેલાં યોદ્ધાઓ **તરવારથી** લડતા.

આ શબ્દો કરણ અર્થે પાંચમીમાં છે.

(ड) ૧. હું આ કામ કરીશ નહિ.

૨. **મારાથી** આ કામ થશે નહિ.

૩. **તમારાથી** આવું પગલું લેવાય એ ઠીક નહિ.

૪. **રાજાથી** વાઘ મરાયો.

બીજા, ત્રીજા અને ચોથા વાક્યોમાં 'મારાથી', તમારાથી' અને 'રાજાથી' કર્તા અર્થે પાંચમીમાં છે.

(इ) ૧. મનુ આઠ **દિવસથી** ગેરહાજર છે.

૨. **નડીયાદથી** અમદાવાદ ત્રીસ માઇલ છે.

આ વાકયમાં 'કાળ' અને 'સ્થળ'ની મર્યાદા બતાવવામાં આવી છે, અને તે નામ પાંચમી વિભક્તિમાં છે.

(फ) ૧. ગામડાથી શહેર ઘણું મોટું હોય છે.

૨. મુંબઈ સર્વથી ચઢિઆતું બંદર છે.

૩. સાત એ પાંચથી મોટી સંખ્યા છે, પણ નવથી ઓછી છે.

આવી રીતે ન્યૂનાધિકતા બતાવવા પાંચમી વિભકિતનો ઉપયોગ થાય છે.

૮. (अ) છઠ્ઠી વિભકિત સિવાયની બીજી બધી વિભકિત કારક કહેવાય છે, કારણ કે તેમને ક્રિયાપદ સાથે સંબંધ છે; કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન કે અધિકરણનો અર્થ ક્રિયાપદના સંબંધથી સમજાય છે; પણ છઠ્ઠી વિભકિતને નામ સાથે સંબંધ છે, અને તે જુદી જુદી જાતનો હોય છે.

દા.૧. શેઠ**ની** મોટર ઉભી છે. ( માલકીપણાનો સંબંધ )—
૨. આ છોકરા**નો** બાપ માંદો છે. (સગપણનો „ )
૩. ઝાડ**નાં** પાંદડાં ખરી પડયાં છે. ( આખી વસ્તુ અને તેના ભાગનો સંબંધ)
૪. આકાશ**ના** તારા ઝગઝગે છે.
જંગલ**નાં** ઝાડ ઘણાં વધે છે. } (રહેઠાણનો સંબંધ)
ડબાનું ઘી સોડે છે.
૫. ઘી**નો** માણીઓ પડી ગયો. (આધાર આધેય સંબંધ)
૬. સાગ**નો** પાટલો
રૂપા**ની** કલ્લી } (મૂળ વસ્તુ અને બનેલી વસ્તુનો સંબંધ)
૭. ચંદ્રમા**નો** પ્રકાશ, સૂર્ય**નાં** કિરણો. (ઉત્પત્તિ સંબંધ)

(ब) ૧. પ્લેગ**ના** ત્રાસથી ઘણાં માણસ મરી જાય છે. **પ્લેગે** કરેલા ત્રાસથી.
૨. **એનું** કહ્યું કોણ માને છે. **એણે** કહેલું.
૩. આ પુસ્તક **મારૂં** લખેલું નથી. મેં લખેલું પુસ્તક.
આ વાકયમાં છઠ્ઠી વિભકિત કર્તાના અર્થમાં વપરાઈ છે.

(क) ૧. આ ભિખારી **કાલનો** માંદો છે. કાલ**થી** માંદો થયો છે.
૨. તેણે આખી રાત**નો** ઉજાગરો કર્યો. આખી રાત **સુધી.**
આમાં છઠ્ઠી વિભકિત પાંચમીના અર્થમાં આવી છે.

(ड) ૧. કોઈ કોઈ રાત**ના** જાગે છે. કોઈ કોઈ રાત**ે** જાગે છે.
છઠ્ઠી વિભકિત સપ્તમીના અર્થમાં વપરાય છે.

(इ) ૧. તે ધર્મ**નો** મુસલમાન છે. **ધર્મે.**
૨. તે જાત**નો** હિંદુ છે. **જાતે.**
૩. હું નામ**નો** વૈષ્ણવ છું. **નામે.**
છઠ્ઠી વિભકિત કરણના અર્થમાં છે.

(फ) ૧. બાગ**ની** આગળ મોટું મેદાન છે.
૨. ઝાડ**ની** સાથે વેલો વીંટાએલો છે.

૩. ગાયની પાછળ વાછરડી જાય છે.

૪. મારી કને તે રૂપીઆ માગતો નથી.

જુદાં જુદાં અવ્યયો, નામ અને સર્વનામ જોડે આવવાથી અહીઆં છઠ્ઠી વિભક્તિ નામયોગીના સંબંધમાં આવી છે.

(ग) ૧. તેને માથે બહુ દેવું છે.

૨. મહમદ, બેગડાને નામે પ્રસિદ્ધ થયો.

પહેલામાં 'માથે' એમાં 'એ' અધિકરણ બતાવે છે; અને 'ને' ના અર્થમાં છે, તેથી તેની છઠ્ઠી વિભક્તિ છે.

બેગડાને નામે=બેગડાના નામે, એમાં છઠ્ઠી વિભક્તિ આવી છે.

૯. (अ) ૧. રાજા જંગલમાં શિકાર કરવા ગયો.

૨. તે ઘરમાં ભરાઈ ગયો.

૩. પતંગ છાપરે પડયો છે.

૪. હું વડોદરે જવાનો છું.

આમાં સ્થળ અર્થે સાતમી વિભક્તિ છે. ક્રિયાનો આધાર-સ્થાન હોય તો તેને અધિકરણ કહે છે, તેથી તે સ્થળ કે અધિકરણ અર્થે સાતમી વિભક્તિમાં છે.

(ब) તંદુરસ્ત છોકરૂં દહાડામાં ત્રણવાર ખાય છે.
તેનો બધો પૈસો બે વરસમાં ખરચાઈ ગયો.
રાત્રે બહુ જાગવું એ ફાયદાકારક નથી.
} સાતમી વિભક્તિ વખત બતાવે છે.

શહેરમાં વીસ રૂપીઆમાં પુરૂં થતું નથી. 'રૂપીએ' એટલે રૂપીઆમાં એ સાતમી વિભક્તિના ત્રીજીના અર્થમાં આવી છે.

૧૦. ૧. તમારાથી હવે ચલાતું નથી. પાંચમી (કર્તા અર્થે)

૨. આપણા દેશમાંથી ઘણો કાચો માલ બહાર જાય છે. — સાતમી સાથે પાંચમી.

૩. તમારામાંનો કોઈ એક ભૂલો પડે નહિ તે જોજો. — સાતમી અને છઠ્ઠી.

૪. વાંદરો છાપરેથી એકદમ નીચે પડયો. સાતમી સાથે પાંચમી.
૫. અમારામાંથી કોઈપણ વિરુદ્ધ છટ્ઠી સાથે સાતમી અને પાંચમી.
મત આપવાનો નથી.

જ્યારે 'જવું' 'આવવું' જેવાં ગતિવાચક ક્રિયાપદ વાપરવામાં આવે છે, ત્યારે સાતમી વિભક્તિ આવે છે.

૧. તે આ રસ્તે ચાલ્યો. ત્રીજી વિભક્તિ.
૨. અમે મેડે ચઢયા નહોતા. સાતમી વિભક્તિ.
૩. તે ચારનો ભારો માથે લાવ્યો. ત્રીજી વિભક્તિ.
૪. તેને માથે આ બોજો પડયો. સાતમી વિભક્તિ.

પહેલામાં અને ત્રીજા વાકયમાં 'કરણ' નો અને બીજામાં અને ચોથા વાકયમાં 'અધિકરણ' નો અર્થ છે. તેનાથી આ કામ હવે થશે. નહિ. આમાં છઠી સાથે પાંચમી હોય એમ લાગે છે પણ તે ખરી રીતે પાંચમીમાં છે. તેમજ 'મારાથી,' 'તારાથી' એ પાંચમી વિભક્તિનાં રૂપ છે. તેવી રીતે 'મારામાં,' 'તારામાં' એ સાતમીનાં રૂપ છે.

**૧૧. પ્રશ્નો:**—(૧) વિભક્તિના અર્થ એટલે શું? જુદી જુદી વિભક્તિના પ્રત્યય જણાવો.

(૨) નામાર્થે કે નિર્દેશાર્થે પહેલીનો અર્થ દાખલાથી સમજાવો. અભિહિત અને અનભિહિત કર્મના ત્રણ ત્રણ દાખલા આપો.

(૩) વિધેયવાચક પ્રથમા, અપ્રત્યય દ્વિતીયા અને હેતુવાચક તૃતીયા દાખલા આપી સ્પષ્ટ કરો.

(૪) મૂલ્યવાચક, ફલવાચક, અને કરણ અર્થે તૃતીયાનો અર્થ સમજાવો.

(૫) ચોથી વિભક્તિના જુદા જુદા અર્થ દાખલા આપી સ્પષ્ટ કરો.

(૬) અપાદાન, કારણ, અને કરણ અર્થે પાંચમીના અર્થ સમજાવો.

(૭) કારકવિભક્તિ એટલે શું ? છઠ્ઠી વિભક્તિનો નામ સાથે સંબંધ જુદા જુદા દાખલાથી બતાવો.

(૮) અધિકરણ અર્થે સાતમી વિભક્તિ ત્રણ દાખલા આપી સમજાવો.

૧૧ નીચેનાં વાક્યોમાંથી કારણ આપી જુદી જુદી **વિભક્તિ** શોધી કાઢોઃ—

**(અ)** (૧) હું તેની સાથે ગામ જવાનો નથી. (૨) બે રૂપીઆ-માં આ કોટ મળે નહિ. (૩) વાંદરૂં ઝાડની ટોચે પહોંચી ગયું. (૪) તેને અહીંઆંથી ગયાને અર્ધો કલાક થઈ ગયો. (૫) કારીગર હાથે કામ કરીને તેનું ભરણપોષણ કરે છે. (૬) છોકરાને હાથે કલ્લી હતી તે પડી ગઈ. (૭) બે વરસે તે પરીક્ષામાં પાસ થયો. (૮) આ કપડું ચાર વાર છે. (૯) મેં કપડું ચાર વાર વેચી દીધું. (૧૦) હું ચાર વાર કપડું વેચું છું. (૧૧) ઠંડીએ ઘણાં માણસ માંદાં પડે છે. (૧૨) તે કાને બહેરો છે અને આંખે કાણો છે. (૧૩) તે રોજ છાપું વાંચે છે. (૧૪) તેણે તાજું છાપું વાંચ્યું નથી. (૧૫) આ 'પ્રજાબંધુ' છાપું છે, (૧૬) તેને ઘણો પૈસો મળવાથી તે હર્ષઘેલો થઈ ગયો. (૧૭) છોકરે ફાટેલી ચોપડી આપી દીધી. (૧૮) શિક્ષક છોકરાને ભૂમિતિ સમજાવતા હતા, પણ તેમનું ચિત્ત સ્થિર નહોતું તેથી તેમને તેમાં બરાબર રસ પડયો નહિ. (૧૯) ત્રિકમલાલ કલાકે ચાર માઇલ ચાલી શકે છે. (૨૦) તમારાથી ત્યાં જવાશે ? (૨૧) તે જાતનો બ્રાહ્મણ હતો, પણ ખરાબ સોબતથી તેણે તેનું જીવન બગાડયું. (૨૨) શિક્ષકે નાનાં છોકરાંને રસિક વાર્તા કહેવી જોઈએ. (૨૩) રાત્રે તે ઊંઘતો નથી પણ દહાડે તે ઘોરે છે. (૨૪) દમયંતી જંગલમાં ચોધાર આંસુએ રડતી હતી. (૨૫) મારે તેને કાલે મળવા જવું છે. (૨૬) અમદા-વાદને ફરતો કોટ છે. (૨૭) આ બાળક સર્વથી શ્રેષ્ઠ છે. (૨૮) તમારાથી તે સમજાવાય તો ઠીક. (૨૯) સીતાજીને વાલ્મીકિને આશ્રમે મૂક્યાં હતાં. (૩૦) બહેરામ પ્રથમ અકબરનો મળતીઓ સેનાપતિ હતો. (૩૧) અમે કામથી કંટાળતા નથી. (૩૨) છગને કુતરાને લાકડી-

એ બહુ માર્યો. (૩૩) તૈગ્રીસ ૧,૧૦૦ માઇલ લાંબી નદી છે. (૩૪) વિદ્યાપીઠ બે માઇલ દૂર છે. (૩૫) નવું દિલ્હી ભવ્ય શહેર છે. (૩૬) સોરાબ સવારમાં બે પ્યાલા ચા પીએ છે. (૩૭) તે આ રસ્તે ચાલ્યો. (૩૮) તમે આ રસ્તે જાઓ. (૩૯) તે જમવા ઘેર ગયો. (૪૦) આજે મારે સભામાં જવાનું છે. (૪૧) છોકરાએ તેની કલમ તેના ભાઈબંધને આપી. (૪૨) તે આખો દહાડો ફરે છે. (૪૩) હું ચોપડી વાંચું છું. (૪૪) મેં ચોપડી વાંચી. (૪૫) મેં ચોપડીને ફાડી નાખી. (૪૬) મારાથી ચોપડી ખોવાઈ ગઈ. (૪૭) હવે તેને પૈસા આપવા પડશે. (૪૮) તેનાથી હમણાં બહાર જવાશે નહિ. (૪૯) આ છોકરો કાલનો ગેરહાજર છે. (૫૦) મુસાફરે ઊંટ ઉપરથી કૂદકો માર્યો.

(બ) નીચેના ફકરામાંથી જુદી જુદી **વિભકિત** શોધી કાઢોઃ—

રજપુતો સામેના ઔરંગઝેબના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા. ઈ. સ. ૧૬૭૫ માં તેણે હિંદુઓ પાસેથી જજીઆ વેરો લેવા માંડયો, અને ઇ. સ. ૧૬૮૦ માં મારવાડના જસવંતસિંહના મરણ પછી તેના બાળક કુંવરને ઘણો હેરાન કર્યો, તેથી રજપુતાનામાં લડાઈ સળગી. મેવાડ અને મારવાડનાં મુખ્ય સ્થળો તો મોગલ લશ્કરે એક પછી એક લીધાં; પણ રણમાં અને ડુંગરોમાં ભરાએલા રજપુત સૈન્યને તે હરાવી શકયું નહિ. આખરે ઔરંગઝેબ નામની સંધિ કરીને દક્ષિણ તાબે કરવા ચાલ્યો ગયો; પણ આ વખતથી રજપુતોનાં દીલ મોગલ પાયતખ્ત ઉપરથી ઊઠી ગયાં.

૧૨ નીચેનાં પદોને વાકયમાં વાપરો અને તે કઈ વિભકિતમાં છે તે જણાવોઃ—

ઘેર, કેડે, અશોકથી, ડાળીએ, તે, તેણે, ખેતર, ફુટ, દુશ્મનને, વડતાલ, પગે, ચપ્પુએ, કોલેરાથી, તાપે, અમને, ધનશંકરે, કવિતા, માઇલ, હાથે, કારકુનને, ઘેરથી, હે! પ્રભુ, પાંચશેર, રૂડી રીતે, ઘણા દહાડે, નાહવાને, તેને (કર્તા), ભૂતથી, પવનથી, સવારનો, રાતનો, તારાવડે, માથે, તેનામાંથી, છાપરેથી.

---

# પાઠ ૧૧ મો.

## ક્રિયાપદ

૧. કોઈપણ પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયા બતાવનાર જે શબ્દ વાપરવામાં આવે છે, તેને **નામ** કહે છે. એકલા નામથી આપણા મનનો વિચાર યથાર્થ રીતે આપણે દર્શાવી શકતા નથી. જ્યારે તેની સાથે ક્રિયા બતાવનાર પદ આવે છે, ત્યારે તેનો અર્થ બરાબર સમજાય છે. આ કારણને લીધે **ક્રિયાપદને** વાક્યનું ઉપયોગી અંગ ગણ્યું છે. નામ કે સર્વનામ જે ક્રિયા કરે છે, તે ક્રિયાપદથી બતાવાય છે. કેટલીક વખત ક્રિયાપદ **સ્થિતિ** બતાવે છે. દા. તે માંદો છે; અને કેટલીક વખત **ગતિ** દર્શાવે છે. દા. તે માંદો પડયો, તે ગામ ગયો. વસવું, રહેવું, હોવું, એ અમુક સ્થિતિ બતાવે છે. દોડવું, જવું, આપવું, ખાવું, વાંચવું, ફરવું, ઉતરવું, ચડવું, એ ગતિ યા ક્રિયા બતાવે છે.

૨. (૧) 'હું જાઉં છું,' 'હું વાત કહું છું'. પહેલા વાક્યમાં જવાની ક્રિયા થાય છે, અને તે કરનાર 'હું' છે. જવાની ક્રિયાની અસર—તેનો આશ્રય 'હું' સિવાય બીજું કોઈપણ પદ નથી, એટલે તેમાં 'કર્મ' નથી; તેથી આવાં ક્રિયાપદ **અકર્મક** કહેવાય છે. દા. રહેવું, વસવું, જવું, થવું, નીકળવું, બેસવું, લાગવું, ભાસવું, બનવું. બીજા વાક્યમાં 'કહેવાની' ક્રિયાની અસર અને તેનું ફળ 'વાત' છે, તેથી 'વાત' એ **કર્મ** છે, અને 'કહું છું' એ **સકર્મક** ક્રિયાપદ છે. દા. લખવું, વાંચવું, આપવું, પામવું, કરવું, ગણવું, ખાવું. જે પદ કંઈ આપવાની તથા એક સ્થિતિમાંથી બીજીમાં મૂકવાની ક્રિયા બતાવે છે, તેને બે કર્મ હોય છે.

દા. ૧. હું **તેને કાગળ** આપું છું.
૨. ડોશી **છોકરાને વાત** કહે છે.
૩. આ મહેતાજી **વિદ્યાર્થીને ગણિત** સારૂં શીખવે છે,
૪. સાસુ **વરરાજાને કંસાર** પીરસે છે.

આ વાકયમાં 'તેને', 'છોકરાને,' 'વિદ્યાર્થીને,' 'વરરાજાને,' એ પદો ગૌણ કર્મ છે, સંપ્રદાનની ક્રિયા અથવા કંઈ નવું કરવાની ક્રિયા તેમના ઉપર થઈ છે, પણ 'કાગળ', 'વાત', 'ગણિત', 'કંસાર', એ પ્રધાન કર્મ છે. સાધારણ રીતે આ ઉપરથી એમ જણાય છે કે નિર્જીવ પદાર્થનાં નામ અપ્રત્યય દ્વિતીયામાં આવે છે. 'આપે છે', 'કહે છે' 'શીખવે છે,' અને 'પીરસે છે' એ **દ્વિકર્મક** ક્રિયાપદ છે.

૩. (૧) તે **શેઠ થયો;** (૨) ચંદ્રમા **ફીકો ભાસે** છે; (૩) તે **માંદો હતો;** (૪) છોકરો **મૂર્ખ નીકળ્યો.** આ વાકયોમાં 'થયો,' 'ભાસે છે,' 'હતો,' અને 'નીકળ્યો' આ ક્રિયાપદો **અપૂર્ણ ક્રિયાવાચક** છે તે બાબત અગાઉ સમજાવી છે; કારણકે 'શેઠ,' 'ફીકો', 'માંદો' અને 'મૂર્ખ' એ શબ્દો વગર તે ક્રિયાપદોની ક્રિયા પુરી સમજાતી નથી.

૪. (૧) હું ચાલું છું; તે ચાલ્યો **હતો;** તમે ચાલ્યા **હશો.** (૨) હું જઈ **શકીશ;** તે જઈ **શકયો;** તમે જઈ **શકશો.** પહેલા વાકયમાં 'છું', 'હતો' અને 'હશો' એ 'હો' ધાતુનાં રૂપ છે અને તે મિશ્રકાળ બતાવે છે.'ચાલું' 'ચાલ્યો' અને ચાલ્યા એ ક્રિયાપદનાં રૂપ સાથે આવી તેના અર્થમાં વધારો કરે છે અને મિશ્રકાળ બનાવે છે; તેથી તેને **સાહાય્યકારક** ( સાહાય્ય=મદદ ) ક્રિયાપદ કહે છે, કારણકે તે મૂળ ક્રિયાપદનો બરાબર અર્થ સમજવાને મદદ કરે છે.

**'જોઈએ'** આ ક્રિયાપદ શક, હો, ક્રિયાપદની માફક સાહાય્ય અર્થે બીજા ક્રિયાપદની સાથે આવે છે. દા. મારે **વાંચવું જોઈએ.** વિદ્યાર્થીઓએ સવારમાં વહેલા **ઊઠવું જોઈએ.** આવી રીતે એ ક્રિયાપદ બીજા ક્રિયાપદ સાથે આવે ત્યારે તેમાં ફરજ, આવશ્યકતા, કે અગત્યનો ભાવ આવે છે, એ ઉપરના દાખલા ઉપરથી માલમ પડશે. આવી રીતે તે જ્યારે વપરાય છે, ત્યારે મૂળ ક્રિયાપદનું સામાન્ય કૃદંતનું રૂપ આવે છે; અને દાખલા ઉપરથી જણાશે કે તેમાં ભાવેપ્રયોગ થએલો છે. 'મારે'

'વિદ્યાર્થીઓએ' એ પદો ત્રીજી વિભક્તિમાં આવ્યાં છે. મારે ચોપડી લખવી જોઈતી હતી, તેણે તે કહેવું જોઈએ. આ બે દાખલામાં મૂળ ક્રિયાપદ સકર્મક છે અને તેમાં 'ચોપડી', 'તે' એ બે પદો કર્મ તરીકે આવેલાં છે અને પ્રયોગ કર્મણિ થએલો છે. મારે ચોપડી ન **જોઈએ**, તેને ચપ્પુ **જોઈએ** છે; આ બે દાખલામાં 'જોઈએ' મુખ્ય ક્રિયાપદ તરીકે આવેલું છે અને તે સકર્મક છે. એનો કાળ વર્તમાન છે.

૫. ૧. આ કાગળ **લખી નાખ.**

૨. તમે નીચે **બેસી જાઓ.**

૩. તે આખો દહાડો **વાંચ્યા કરે છે.**

૪. તેણે કામ પુરૂં **કરી નાખ્યું.**

૫. ચા **પી લે.**

ઉપરના વાક્યોમાં બે ક્રિયાપદ છે અને તે ભેગાં થઈ તેમાંથી જુદો અર્થ ઉપજાવે છે તેથી તેને **સંયુક્ત ક્રિયાપદ** કહે છે. ઘણાં ખરાં સંબંધક ભૂતકૃદંતનાં રૂપ સાથે બીજાં ક્રિયાપદ આવી સંયુક્ત ક્રિયાપદ બનાવે છે. દા. તે લખી ચૂક્યો; આ કામ કરી લે; પતંગીઆને મારી નાખ્યું; તે નાસી ગયો; તું નાખી દે; હું બોલી રહ્યો, વગેરે. કોઈ કોઈ વખત વર્તમાન, ભૂત અને સામાન્ય કૃદંત સાથે ક્રિયાપદ આવી સંયુક્ત ક્રિયાપદ બનાવે છે. દા. (૧) તું ચાલતો થા; તે ખાતો ગયો. (૨) તે વાંચ્યા કરે છે. તમે દોડયા જાઓ છો. તે દોડી ગયો, (૪) તેને કામ કરવા દે. હવે ઘેર જવાનો વખત થવા આવ્યો હશે. સંયુક્ત ક્રિયાપદથી ક્રિયા ત્વરાથી અને પુરી રીતે થતી હોય એમ બતાવવામાં આવે છે. દા. ખાઈ જા, મેં લખી લીધું. સંયુક્ત-ક્રિયાપદની જાત (એટલે અકર્મક કે સકર્મક) પહેલાંના ક્રિયાપદ ઉપરથી જણાય છે અને તેનો કાળ જે બીજા ક્રિયાપદનો હોય છે તે ગણાય છે.

૬. તું બોલીશ નહિ. તું બોલ મા, તું કરતો ના, તું ન કર; નહિ,

મા, ના, ન, નવ, જેવાં નકારવાચક અવ્યયો આવી રીતે ક્રિયાપદ સાથે આવીને તેનું નિષેધાર્થરૂપ બતાવે છે અને ક્રિયાપદનો અર્થ આજ્ઞાર્થ રહે છે.

નથી=ન+અસ્તિ='નાસ્તિ'નું અપભ્રષ્ટ રૂપ છે, એટલે 'છે નહિ' એમ તેનો અર્થ છે. 'હો' ધાતુના રૂપની સાથે તે ભળી ગયું છે તેથી તે ભેગું લેવાય છે. પણ બીજાં નકારવાચક અવ્યય છૂટાં લેવાય છે. 'નથી' તેનું મૂળ રૂપ ત્રીજા પુરુષ એકવચનમાં છે, પણ રૂઢિને અનુસરી ગમે તે પુરુષ, જાતિ અને વચનમાં તે આવે છે. અમે ગયા નથી, તું ગયો નથી. 'ગયા છે' એનું 'ગયા નથી' એ રૂપ નિષેધવાચક ક્રિયાપદ છે.

૭. ૧. તેને અહીં **ગમતું નથી.** ૧. તેને અહીં (ગમવાનું) ગમતું નથી.

૨. પેટમાં **દુઃખે** છે. ૨. પેટમાં (દુઃખ) દુઃખે છે.

૩. સાસુ વહુને **બનતું નથી.** ૩. સાસુવહુને (બનવાનું) બનતું નથી.

આ ક્રિયાપદમાં કર્તા છૂટો જણાતો નથી પણ તે ક્રિયાપદના અર્થમાં સમાએલો છે, તેથી ઉપર જણાવ્યા મુજબ ક્રિયાપદમાંથી જે ભાવ નીકળે છે તે તેનો **કર્તા** છે. 'ભાવ' તેનો કર્તા છે, તેથી તેમને **ભાવકર્તૃક** ક્રિયાપદ કહે છે.

૮. પ્રશ્નોઃ—

(૧) ક્રિયાપદ ક્યારે અકર્મક અને સકર્મક કહેવાય છે ? દ્વિકર્મક ક્રિયાપદ કોને કહે છે ?

(૨) અપૂર્ણક્રિયાપદ કોને કહે છે ? તે ક્રિયાપદના ચાર દાખલા આપો.

(૩) સાહાય્યકારક અને સંયુક્ત ક્રિયાપદ દાખલા આપી સમજાવો.

(૪) ભાવકર્તૃક ક્રિયાપદ એટલે શું ? તેના ચાર દાખલા આપો.

૯. નીચેનાં વાક્યોમાંથી જુદાં જુદાં **ક્રિયાપદ** કારણ આપી શોધી કાઢોઃ—(૧) દયાળુ બાઈએ પળ વારમાં વિચાર કરી લીધો.

(૨) મારા ધણીને તરતાં આવડતું નથી, તેથી તેને લાકડાનો આશ્રય લેવા દેવો અને મારૂં જે થવાનું હશે તે થશે. (૩) એમ વિચારી તેણે તે બંનેને યોગ્ય સૂચના આપી લાકડું મૂકી દીધું. પછી એ બહાદુર સ્ત્રી ફાવી ગામને કિનારે આવી પહોંચી, અને તેનો પતિ સારોદને આરે સહીસલામત નીકળ્યો હતો. (૪) દુઃખનો આભ માથા ઉપર તૂટી પડવા છતાં રાણા પ્રતાપે ટેક મૂક્યો નહિ, તેમજ રાણક-દેવી સિદ્ધરાજને વશ થઈ નહિ. (૫) આવું શુરાતન માત્ર રણસંગ્રામ-માંજ વીર પુરુષ બતાવે છે એમ નથી. (૬) તમે લાંચીઆ ચોર હશો તેથી મને ફોડવા માગો છો. (૭) તે દિવસથી તે પેરિક્લીસનો આજ્ઞાધારી થઈ રહ્યો. (૮) જે માણસમાં ખામોશનો ગુણ હોય છે, તેનામાં ધૈર્ય પણ આવી શકે છે. (૯) તેને હવે ગમ્યું નહિ. (૧૦) તેને હવે આ વાત ગમી નહિ. (૧૧) આ છોકરૂં રમ્યા કરે છે. (૧૨) રેગ્યુલસને રિબાવીને મારી નાખ્યો હતો. (૧૩) તેમને જોઈને સર્વ રાજી થાય. (૧૪) તેમાંના એક કવિ દયારામ છે. (૧૫) કવિએ કૃષ્ણ વિના બીજા કોઈની કવિતા કરી નથી. (૧૬) મને પેટમાં દુઃખે છે. (૧૭) મારૂં માથું દુઃખે છે. (૧૮) વર્ગમાં વાત કરતા નહિ. (૧૯) મને તેની જોડે ફાવે નહિ. (૨૦) હમણાં ગાડી ઉપડી ગઇ. (૨૧) તમે ત્યાં આવી શકશો.

૧૦. નીચેનાં ક્રિયાપદો વાક્યમાં વાપરો અને તે કઈ જાતનું છે તે જણાવોઃ—

થયો, ખાઈગયો, હાજર નહોતો, ફાવતું, આપી, લખ્યું, નીકળ્યો, કહીશ મા, છે, લઇ ગયો, રહે છે, બોલતો નહિ, ચડે છે, પડયો, શીખવે છે.

---

## પાઠ ૧૨ મો

---

### કાળ અને અર્થ

૧. ક્રિયાપદના રૂપ ઉપરથી તેમજ તેને લાગેલા પ્રત્યય ઉપરથી

અમુક ક્રિયા ક્યારે થઈ તેનું જે જ્ઞાન થાય છે, તેને **કાળ** કહે છે. (૧) હું લખું છું, (૨) મેં લખ્યું, (૩) હું લખીશ. આ વાક્યોમાં લખવાની ક્રિયા ત્રણ વખતની બતાવી છે. 'હું લખુ છું, એમાં લખવાની ક્રિયા હમણાં-હાલમાં થાય છે તેથી **વર્તમાનકાળ** છે. 'મેં લખ્યું' એમાં લખવાની ક્રિયા થોડા વખત પહેલાં થઈ તેથી તે **ભૂતકાળ** છે. 'હું લખીશ' એમાં લખવાથી ક્રિયા હવે પછી થવાની છે તેથી તે **ભવિષ્યકાળ** છે. ક્રિયાપદના વર્તમાન, ભૂત અને ભવિષ્ય મુખ્ય કાળ છે. તેમને શુદ્ધકાળ કહે છે.

| | | નિશ્ચયાર્થ | સંશયાર્થ |
|---|---|---|---|
| **૨. વર્તમાન** | ૧. | હું લખું, અમે લખીએ. | હું લખું, અમે લખીએ. |
| | ૨. | તું લખે, તમે લખો. | તું લખે, તમે લખો. |
| | ૩. | તે લખે, તેઓ લખે. | તે લખે, તેઓ લખે. |
| **ભૂત.** | ૧. | મેં લખ્યું, અમે લખ્યું. | હું લખત, અમે લખત. |
| | ૨. | તેં લખ્યું, તમે લખ્યું. | તું લખત, તમે લખત. |
| | ૩. | તેણે લખ્યું, તેઓએ લખ્યું. | તે લખત, તેઓ લખત. |
| **ભવિષ્ય.** | ૧. | હું લખીશ, અમે લખીશું. | હું લખું, અમે લખીએ. |
| | ૨. | તું લખીશ, તમે લખશો. | તમે લખો, તેઓ લખે, |
| | ૩. | તે લખશે, તેઓ લખશે. | તે લખે, તેઓ લખે. |

**૩. મિશ્રકાળ** હું લખું છું, હું લખતો હતો. હું લખતો હઈશ.
મેં લખ્યું છે, મેં લખ્યું હતું. મેં લખ્યું હશે.
મેં લખેલું છે, મેં લખેલું હતું. મેં લખેલું હશે.
હું લખવાનો છું, હું લખવાનો હતો, હું લખવાનો હઈશ.

આ પ્રમાણે ભાગ બીજામાં બતાવ્યા પ્રમાણે મુખ્ય ક્રિયાપદના વર્તમાન, ભૂત, વિશેષભૂત અને ભવિષ્ય કૃદંતને 'હો' નાં રૂપ લગાડવાથી મિશ્રકાળનાં રૂપ થાય છે.

**૪. (अ) શુદ્ધ વર્તમાન—**

૧. જે હું **બોલું** તે તમે સાંભળો. **નિશ્ચયાર્થ.**

૨. જો તે બરાબર **લખે** તો તેને સારા માર્ક મળે. **સંકેતાર્થ.**

૩. તે બહાર **જાય**? હું અંદર આવું? } **પ્રશ્નાર્થ** વાક્ય આજ્ઞાર્થના ભાવમાં.

૪. પ્રભુ એનાં પાપ માફ કરે. પરમેશ્વર તેને સુખી કરે. } **આશીર્વાદના અર્થમાં.**

૫. એક રાજા હતો; તેનો કુંવર જંગલમાં શિકાર કરે અને આનંદ ભોગવે. **ભૂતકાળ**ના **અર્થમાં.**

૬. હવે તેને આ કોટ નહિ **બેસે** (બેસી શકે) **શકયાર્થ.**

૭. તે કામ નહિ કરે. તે કાલે નહિ **જાય. ભવિષ્યકાળના અર્થમાં.**

૮. તારૂં ભલું થાઓ. તું સુખી **રહે. આશીર્વાદ**ના **અર્થમાં.**

**(ब). શુદ્ધ ભૂતકાળ—**

૧. છોકરો **ગયો.** તે **બેઠો. નિશ્ચયાર્થ.** હમણાં જવાની અને બેસવાની ક્રિયા થઈ છે.

૨. જ્યારે હું સ્ટેશને આવ્યો, ત્યારે ગાડી ઉપડી ગઈ હતી. સવારે તે આ પુસ્તક વાંચી રહ્યો. } **અમુક વખત ઉપર** ભૂતકાળની ક્રિયા થઈ છે.

૩. તું ઉભો રહે, આ હું **આવ્યો.** (આવું છું) **વર્તમાનકાળ.**

૪. જો જરાક **હાલ્યા** તો રામ રમી જશે. (હાલશો) **ભવિષ્યકાળ.**

૫. તે સવારમાં વહેલો **ઊઠતો,** અભ્યાસ **કરતો** અને નિશાળે **જતો.** આમાં ઊઠવાની, કરવાની અને જવાની ક્રિયા નિયમિત ટેવ-રૂપે બતાવી છે.

**(क) શુદ્ધ ભવિષ્યકાળ—**

૧. હમણાં નોકર આવશે. **ભવિષ્યાર્થ.**

૨. હું કાલે વાંચીશ. **ઇચ્છાર્થ.**

૩. તમે વાત કરશો નહિ.
નોટમાં ચોકખું લખજો. } આજ્ઞાર્થ.

૪. મહેન્દ્ર કરી એક રાજા હશે. (હતો) ભૂતકાળ.

(ड) દ્વિત્વ વર્તમાન—

૧. હું લખું છું. લખવાની ક્રિયા ચાલુ છે.

૨. { પૃથ્વી એક ગ્રહ છે.
સત્યનો જય થાય છે. } સાર્વત્રિક સત્ય બતાવે છે.

૩. તે રોજ ફરવા જાય છે
અને વખતસર કામ કરે છે. } ટેવ બતાવે છે.

૪. હું ચા પીઉં છું.
હું વાંચવા ઊઠું છું. } ભવિષ્યાર્થ.

૫. કલાઈવ લડાઈ કરવાનું નક્કી કરે છે, અને તોપનો મોરચો બાંધે છે. ઐતિહાસિક વૃત્તાંત.

(इ) ભૂતવર્તમાન—

૧. તેણે પાઠ **વાંચ્યો** છે. વાંચવાની ક્રિયા હમણાં પૂરી થઈ છે.

૨. કાળિદાસે મહાકાવ્યો **લખ્યાં** છે. લખવાની ક્રિયા પુરી થઈ છે, અને તેની અસર હજુ ચાલુ છે.

(फ) વર્તમાનભૂત—

૧. હું ગયો ત્યારે તે **લખતો હતો.** લખવાની ક્રિયા પુરી થઈ નથી અને તે ચાલતી હતી.

૨. તે દરરોજ પ્રાર્થના **કરતો હતો.** પ્રાર્થના કરવાની ટેવ હતી.

(ग) દ્વિત્વ ભૂત—

૧. તેણે ભાષણ કર્યું હતું. ઘણા વખત ઉપર ભાષણ આપવાની ક્રિયા થઈ હતી અને તેની અસર ચાલુ નથી.

**(ह) વિશેષ દ્વિત્વભૂત—**

| | |
|---|---|
| ૧. તેણે કાગળ **લખેલો હતો.** | ઘણા વખત ઉપર કાગળ લખવાની ક્રિયા થઈ હતી. |

**(म) ભવિષ્યવર્તમાન—**

| | |
|---|---|
| ૧. હું કાગળ લખવાનો છું. | કાગળ લખવાનું નક્કી કર્યું છે અને તે લખવામાં આવશે. |

**(न) ભવિષ્યભૂત—**

| | |
|---|---|
| ૧. હું કાગળ લખવાનો હતો. | લખવાની ક્રિયા થવાની હતી પણ તે પહેલાં બીજી ક્રિયા થઈ હોય એમ જણાય છે. |

## અર્થ કે વાચ્ય.

૧. ક્રિયાપદના જુદા જુદા કાળનો ઉપયોગ કેવી રીતે થાય છે, તે ઉપર મુજબ બતાવવામાં આવ્યું છે. અમુક ક્રિયા વિષે કર્તાના મનની જે સ્થિતિ હોય તેને **અર્થ** કહે છે. અર્થના ચાર પ્રકાર છે: (૧) **નિશ્ચયાર્થ (સ્વાર્થ)**, (૨) **સંકેતાર્થ**, (૩) **વિધ્યર્થ**, અને (૪) **આજ્ઞાર્થ.** ક્રિયાપદ ઉપરથી થાય છે, થવાની છે કે થઈ ગઈ છે, એવો ક્રિયાનો અર્થ જણાય તેને **નિશ્ચયાર્થ** કહે છે. દા. હું વાંચું છું. હું વાંચીશ, મેં વાંચ્યું, મેં વાંચેલું છે, મેં વાંચ્યું હતું. ક્રિયાપદનાં આવાં રૂપ નિશ્ચયાર્થમાં છે, કારણ કે તેમાં નિશ્ચયપણાનો ભાવ છે. તે સંબંધી કંઈ સંશય નથી. કેટલાક તેને સ્વાર્થ (સ્વ=પોતાનો+અર્થ) પોતાનો અર્થ કહે છે એટલે ક્રિયાપદના મૂળ ધાતુનો કે કામનો જે અર્થ હોય તેજ હોય છે. તેમાં કંઈ ફેરફાર થતો નથી. દા. હું જાઉં છું, તે આવ્યો. તમે ખાશો ? તે બોલ્યો છે ? આવી રીતે પ્રશ્નાર્થવાચક વાક્યો નિશ્ચયાર્થમાં ગણાય છે.

૨. જે ક્રિયા વિષે બોલનારના મનમાં સંશય હોય છે તેને **સંશયાર્થ** કહે છે. દાઢ વખતે બહુ મડે. જો તે મને મળશે તો

તેને હું આ વાત કરીશ. આ વાક્યના ક્રિયાપદની ક્રિયા સંદેહ સૂચવે છે. ટાઢ પડવાનું નક્કી નથી, વખતે તે પડે. તેમજ વાત કરવાની ક્રિયાનો આધાર તેના મળવા ઉપર છે, તેથી તેવાં ક્રિયાપદ **સંશયાર્થમાં** હોય છે.

૧. ગોવિંદ આવું કામ કરે એ કંઈ સમજાતું નથી.

૨. જો ગોવિંદ આવું કામ કરે **તો** તેને નુકસાન **થાય.**

પહેલા વાક્યમાં 'કરે' **નિશ્ચયાર્થમાં** છે. બીજામાં તે સંકેતાર્થમાં છે. રમણ બરાબર અભ્યાસ **કરત** તો તે પાસ **થાત**. 'કરત', 'થાત' એ 'કર્યો હોત' 'થયો હોત' એ અર્થમાં છે એટલે સંકેતાર્થનાં 'કરત', 'થાત' જેવાં કૃદંતનાં રૂપમાં 'ત' પ્રત્યય વપરાય છે. દા. તે લખત, જાત, વાંચત, પડત, ચડત વગેરે.

૩. આજ્ઞાર્થમાં મુખ્યત્વે આજ્ઞા–હુકમનો અર્થ છે. દા. તમે ચા લાવો, તું જા, તું લખ, તમે બોલો. આ વાક્યોમાં અમુક ક્રિયા કરવાનો હુકમ આપ્યો છે. ચોપડી **લાવો,** ચોપડી **લાવજો,** ચોપડી **લાવશો,** પહેલા વાક્યમાં 'લાવો' એ હમણાં ચોપડી લાવવાની આજ્ઞા જણાવે છે. 'લાવજો' જરા વાર પછી અને 'લાવશો' એમાં સભ્યતાપૂર્વક લાવવાનું કહ્યું છે. આશીર્વાદ, શાપ, બોધ, પ્રાર્થના અને વિધ્યર્થ એ આજ્ઞાર્થના રૂપમાં હોય છે.

૧; તમારૂં કલ્યાણ થાઓ. (આશીર્વાદ)

૨. તેની ખાનાખરાબી થાઓ. (શાપ)

૩. તું ખરા હૃદયથી માબાપની સેવા કરજે. (બોધ)

૪. હે ! પ્રભુ, અમને સદ્બુદ્ધિ આપ. (પ્રાર્થના)

૫. વિદ્યાર્થીએ શિક્ષકને માન આપવું. ( વિધિ )

આજ્ઞાર્થ બીજા પુરુષમાં વર્તમાન કે ભવિષ્ય કાળમાં હોય છે ભૂતકાળમાં તે હોયજ નહિ. કોઈ વખત તે પહેલા પુરુષ અને ત્રીજા પુરુષમાં પણ હોય છે. હું હવે જાઉં. તેનું ભલું થાઓ.

**૪. નિશ્ચયાર્થ—**

૧. બોલું છું　　　અમે બોલીએ–બોલીએ છીએ

૨. તું બોલું–બોલે છે　તમે બોલો–બોલો છો

૩. તે બોલે–બોલે છે　તેઓ બોલે–બોલે છે.

**૨. આજ્ઞાર્થ—**

તું બોલ.　　તમે બોલો.

આ પ્રમાણે નિશ્ચયાર્થ રૂપ અને 'તું બોલ' એમાં સહેજ ફેર છે. 'તમે બોલો' તો બંને અર્થમાં એકજ રૂપમાં રહે છે. '**હું બોલું**'? એટલે જો રજા હોય તો બોલું અથવા સંકેતાર્થમાં પણ તે છે. દા. જો હું બોલું તો બધી વાત જાહેર થાય.

**૫.** દરેક મનુષ્યે સવારમાં પ્રભુભજન કરવું. આમાં ભજન કરવાની ફરજ બતાવી છે; એટલે તે શાસ્ત્રનો વિધિ છે, તેથી તે વિધ્યર્થ છે. વિધ્યર્થમાં ફરજ એ મુખ્ય બાબત છે.

૧. તમારે માબાપની આજ્ઞા **પાળવી.** ૩. તેણે તરત ઊઠવું

૨. તમારે પરગામ **જવું.**　　　૪. તારે અહીંઆ **બેસવું.**

'જવું', 'ઊઠવું', 'બેસવું', એ અકર્મક ક્રિયાપદ છે તેથી તેનું વિધ્યર્થરૂપ સામાન્ય કૃદંતથી થયું છે. તે એકજ રૂપમાં છે અને તે ભાવેપ્રયોગમાં છે. મારે હિસાબ ગણવો, મારે ભૂમિતિ વાંચવી, મારે માપકરણ ગણવું; હિસાબ, ભૂમિતિ, અને માપકરણની જાતિ પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફર્યું છે. મારે હિસાબ ગણવા. આવી રીતે વચનમાં પણ ફેરફાર થાય છે. તેથી કર્મણિ પ્રયોગમાં કર્મની જાતિ અને વચન પ્રમાણે વિધ્યર્થનાં રૂપ ફરે છે.

**૬. પ્રશ્નો:—**

(અ) (૧) શુદ્ધકાળ એટલે શું? મિશ્રકાળ કેવી રીતે થાય છે? તેના દાખલા આપો.

(૨) શુદ્ધ વર્તમાન કયા કયા અર્થમાં વપરાય છે, તે દાખલાથી સમજાવો.

(૩) સાર્વત્રિકસત્ય, આજ્ઞાર્થ, ટેવ તથા ઐતિહાસિક વૃતાંત એ કાળના કયા રૂપથી બતાવાય છે?

(૪) નીચેનાં વાક્યોના કાળનો અર્થ સ્પષ્ટ કરોઃ—(૧) શંકર દરરોજ ફરવા જવાનો હતો. (૨) તે લેખ વાંચવાનો છે. (૩) મેં હિસાબ ગણ્યા છે. (૪) પ્રેમાનંદે ઘણાં નાટક લખ્યાં છે. (૫) જો જરાક બોલ્યા તો બધું ઉઘાડું પડશે. (૬) હવે મને આ કામ નહિ આવડે. (૭) નવનીતે હિસાબ ગણેલો હતો. (૮) હું આજે જઈશ. (૯) હવે તે નહિ ચાલે (૧૦) તમે બજારમાં જજો. (૧૧) ગરમીથી ધાતુ વિસ્તાર પામે છે. (૧૨) તમારૂં દિર્ઘાયુષ થાઓ.

(ब) (૧) અર્થ એટલે શું ? તેના પ્રકાર ગણાવો.

(૨) સંશયાર્થ અને સંકેતાર્થનો ભેદ દાખલાથી સ્પષ્ટ કરો.

(૩) આજ્ઞાર્થનાં જુદાં જુદાં રૂપ દાખલાથી સમજાવો. કર્મણિ પ્રયોગમાં વિધ્યર્થનાં રૂપ કેવી રીતે ફરે છે.

૭. નીચેનાં વાક્યોમાંનાં ક્રિયાપદનો **કાળ** અને **અર્થ** શોધી કાઢોઃ-

(अ) પારકામાં એકસરખો આત્મા વસેલો છે એમ સમજી સર્વનું ભલું ઇચ્છવું તથા ભલું કરવું. હરકોઈ જીવ સુખી થાઓ, મારો શત્રુ પણ સુખી થાઓ, એવો ભાવ તમે હૃદયમાં કોઈ દહાડો લાવી જોયો છે ? લાવી જોશો તો જણાશે કે આવા ભાવમાં કેવો બેહદ આનંદ રહેલો છે, પણ એકલો ભાવ લાવીનેજ બેસી રહેવું બસ નથી; ભાવ પ્રમાણે ક્રિયા કરવી. પ્રભુએ તમને પૈસો આપ્યો હોય, તો કુવા, તળાવ, દવાખાનાં વગેરે લોકહિતનાં કાર્યો કરવાં. એમાંથી તમને ગમે તે કાર્ય કરાવો. રાજ્યવહીવટ તમારા હાથમાં આવે તો ન્યાય અને પરોપકાર કરવાનું ચૂકશો નહિ. પારકાનું ભલું કરવાની વૃત્તિની કંઈ હદ છે કે ? એ ભલું પૈસાથીજ થાય એમ કંઈ નિયમ છે ? જો પરોપકાર કરો તો મન સાંકડું રાખશો નહિ.

(ब) (૧) કેટલાક શેઠ નોકરને 'ફલાણું કર,' 'ઢીકણું કર' એમ કહીને થકવી નાખે છે. (૨) 'ઉભા થાઓ,' 'બેસી જાઓ,' હાથ 'ઉંચો કરો', હાથ 'નીચે મૂકો,' 'ડાબા,' 'જમણા' એમ

વારંવાર ડ્રિલમાં સંભળાય છે. (૩) જો તાપ ઠીક પડે તો પાક સારો થાય. (૫) વખતે તે આજે અહીં આવે. (૪) અતિથિનો સત્કાર કરવો એ ગૃહસ્થનો ધર્મ છે. (૬) તે હમણાંજ ઘોડા ઉપર બેસી ગામ જાય છે. (૭) કાલે થોડું ઘી લાવજો. (૮) તમે તેને બોલાવશો? (૯) હું પરગામ જવાનો છું, પણ જો ગમન અહીં આવશે તો પછી જઈશ. (૧૦) હરિલાલને ઘેર ગયો ત્યારે તે બહાર નીકળી ગયો હતો. (૧૧) મેં તેને પૂછ્યું ત્યારે તેણે રૂપીઆ ખર્ચેલા હતા. (૧૨) આખરે ધર્મનો વિજય થાય છે. (૧૩) તું રોજ જહાંગીર સાથે રમે છે અને લડે છે. (૧૪) ચંદ્ર એ એક ઉપગ્રહ છે.

૮. નીચેના શબ્દો વાક્યમાં વાપરી તેનો કાળ તથા અર્થ બતાવોઃ-

રમ્યો હતો, જાઓ, લાવશે, રમે, બેસવું, પડત, વાગે, જમવાનો હતો, કરશો નહિ, જમેલો હતો, ગાતો હતો ફરૂં છું, રમશે, રહ્યાં છે, સૂવું, થાઓ, બોલજે.

---

## પાઠ ૧૩ મો.

---

### પ્રયોગ

(૧) મગન ચોપડી વાંચે છે. (૨) મગને ચોપડી વાંચી. (૩) મગનથી વંચાશે નહિ. આ વાક્યોમાં 'વાંચે છે' 'વાંચી' અને 'વંચાશે નહિ' એ ક્રિયાપદોનાં રૂપમાં કર્તા અને કર્મ પ્રમાણે ફેરફાર થયો છે. વાક્યમાં જ્યારે કર્તા પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ફરે છે, એટલે કર્તાની સત્તા તેના ઉપર ચાલે છે ત્યારે તેને કર્તરિપ્રયોગ* કહે છે, કારણ કે કર્તા પ્રમાણે ક્રિયાપદનો પ્રયોગ થયો છે.

*'કર્તરિ' એ 'કર્તૃ'નું સાતમી વિભક્તિનું રૂપ છે, એટલે 'કર્તામાં' એવો અર્થ થાય છે; તેથી ક્રિયાપદનું રૂપ કર્તાનાં જાતિવચનમાં જાય છે એવો પ્રયોગ થયો છે.

ઝાડ **ઊગે**, પક્ષી **ઊડે** છે, પાંદડાં **પડયાં**, આવાં અકર્મક ક્રિયાપદનો પ્રયોગ હમેશાં કર્તરિ હોય છે, કારણકે તેને કર્મ હોતું નથી; પણ મારાથી **અવાય** છે, પક્ષીથી ઉડાય છે, તેનાથી **જવાય** છે, આવાં અકર્મકનાં રૂપોમાં ક્રિયાપદના ભાવનો અર્થ રહેલો છે, અને તેમાં 'આવી શકાય', 'ઊડી શકાય', 'જઈ શકાય' એવો શક્તિનો અર્થ રહેલો છે. તેવાં ક્રિયાપદના ધાતુને 'આય' પ્રત્યય લગાડવાથી તે રૂપ થાય છે. દા. ઊડ, ઉડાય, ઊગ, ઉગાય, વગેરે. દા. મારાથી (આવવાનું) અવાય છે, એટલે તેવાં અકર્મક ક્રિયાપદ ભાવેપ્રયોગમાં વપરાય છે. 'મારાથી', 'પક્ષીથી', 'તેનાથી', એ પદો પાંચમી વિભક્તિ કર્તૃવાચક અર્થે છે. આ ઉપરથી એ સમજવાનું કે અકર્મક ક્રિયાપદ કર્તરિ અને ભાવે પ્રયોગમાં હોય છે.

| (अ) | (ब) |
|---|---|
| ૨.(अ)૧. મેં ચોપડી **વાંચી** | ૧. હું ચોપડી **વાંચું** છું. |
| ૨. **છોકરાએ કેરી ખાધી હતી.** | ૨. છોકરો કેરી **ખાય છે.** |
| ૩. **દરજીએ** કોટ સીવ્યો છે. | ૩. દરજી કોટ **સીવે** છે. |
| ૪. **તેણે** બોર લીધેલાં હતાં. | ૪. તે બોર **લે** છે. |
| ૫. **તારે** ફરવા જવું. | ૫. તું ફરવા જાય છે. |

**अ** ખાનાનાં ચાર વાક્યોમાં ક્રિયાપદ સકર્મક છે અને તે અનુક્રમે ભૂતકાળ, દ્વિત્વભૂત, ભૂતવર્તમાન અને વિશેષ દ્વિત્વ ભૂતકાળ છે, એટલે તે ભૂત, અને દ્વિત્વભૂતકાળ ઉપરથી થતા મિશ્રકાળ છે. છેલ્લા વાક્યમાં વિધ્યર્થ છે. કર્તા 'મેં' 'છોકરાએ' વગેરે કર્તા અર્થે ત્રીજી વિભક્તિમાં છે અને ક્રિયાપદનાં રૂપોમાં કર્મ પ્રમાણે ફેરફાર થયો છે તેથી કર્મણિ-પ્રયોગ+ (કર્મમાં વપરાશ) છે, એટલે ક્રિયાપદના ભૂત, અને દ્વિત્વ-ભૂતકાળ અને તે ઉપરથી થતા મિશ્રકાળ અને આજ્ઞાર્થ સામાન્ય કૃદતમાં આવે ત્યારે તે કર્મણિ પ્રયોગમાં છે.

---

**+એ 'કર્મન્' નામની સાતમી વિભક્તિનું રૂપ છે. કર્મણિ એટલે 'કર્મમાં'. ક્રિયાપદનાં રૂપ કર્મનાં જાતિવચન પ્રમાણે બદલાય છે.**

| | |
|---|---|
| ૧. મેં વાત કરી હતી. | ૧. તેણે વાત કરેલી હતી. |
| ૨. હું કામ કરત. | ૨. તે ચોપડી વાંચત. |

આ વાકયોમાં ' કર ' ધાતુનાં બધાં ભૂતકાળનાં રૂપો કર્મણિ પ્રયોગમાં આવતાં નથી. એમાં ભૂતકાળમાં સંશયાર્થ કર્તરિપ્રયોગ છે પણ મિશ્રકાળમાં કર્મણિ છે.

(બ) ખાનાનાં ચાર વાકયોમાં ક્રિયાપદ સકર્મક છે પણ 'હું' 'છોકરો' 'દરજી' વગેરે કર્તા નામાર્થે પહેલી વિભક્તિમાં છે. આ પ્રમાણે સકર્મક ક્રિયાપદ કર્તરિપ્રયોગમાં પણ આવે છે, પણ મારાથી કાગળ લખાયો. એમાં કર્મણિપ્રયોગ છે.

૩. ૧. છગન ચાર વાકય **બોલ્યો.**
   ૨. છોકરો પાઠ **ભણે** છે.
   ૩. તે શાક **લાવ્યો.**
   ૪. હું આ વાત **વીસરી** ગયો.
   ૫. વાંદરો ડાળને **વળગ્યો હતો.**

આ વાકયોમાં ક્રિયાપદ સકર્મક છે અને કર્તા ત્રીજી વિભક્તિમાં નથી પણ નામાર્થે પહેલીમાં છે આવી રીતે જોકે સકર્મક ક્રિયાપદ ભૂતકાળમાં છે તોપણ પ્રયોગ કર્મણિ નથી. તેવાં કેટલાંક ક્રિયાપદ નીચે પ્રમાણે છે.

અડક, ભેટ, પામ, અડ, બબડ, શીખ, સમજ, ભણ, જમ, ચૂક, ધાવ, પરણ, બોલ, વરવું, વળગ, ભૂલ, લાવ, હાર.

૪. કેટલાંક સકર્મક ક્રિયાપદ ભૂતકાળમાં કોઈ વખત કર્તરિ અને કોઈ વખત કર્મણિપ્રયોગમાં આવે છે.

| | |
|---|---|
| દા. ૧. સિંહ હરણ પકડી ગયો. | ૨. સિંહે હરણ પકડયું, |
| ૧. કુતરો બચ્ચુને કરડયો. | ૨. ઉંદરે કપડાં કરડયાં. |
| ૧. બહેરામ પાણિપતની લડાઈ જીત્યો. | ૨. બહેરામે ફરીથી આગ્રા જીત્યું. |

પહેલા વાક્યમાં ક્રિયાપદ કર્તરિપ્રયોગમાં છે. બીજામાં કર્મણિ-પ્રયોગમાં છે. ઓચર, જણ, ડંશ, રમ, વિસર, તજ, પરણ, ભૂલ, આવાં ક્રિયાપદો છે.

૫. **તમારે** જવું, હવે **મારાથી** લખાશે, હવે **છોકરાથી** રમાશે. 'જવું', 'લખાશે', 'રમાશે' એ ક્રિયાપદમાં કર્તાનો અર્થ જણાતો નથી. કર્તા ક્રિયાપદના ભાવમાં સમાએલો છે. દા. તમારે (જવાનું) જવું, હવે છોકરાથી (રમવાનું) રમાશે, એટલે ક્રિયાપદનો ભાવ કર્તા છે અને તે કર્મ નથી. તેને જાતિવચન લાગતાં નથી, તેથી તે ભાવે પ્રયોગમાં છે. કેટલાંક અકર્મક ક્રિયાપદો આવી રીતે ભાવે પ્રયોગમાં આવે છે ત્યારે કર્તા પાંચમી, ચોથી કે ત્રીજી વિભક્તિમાં હોય છે.

| | | |
|---|---|---|
| દા. હું બેસું છું. | ૧. મારાથી બેસાશે. | પાંચમી વિભક્તિ |
| | ૨. મારે (મને) બેસવાનું છે. | ચોથી ,, |
| | ૩. મારે (મેં) બેસવું છે. | ત્રીજી ,, |

જ્યારે અકર્મક ક્રિયાપદ ભાવેપ્રયોગમાં ચોથીમાં આવે છે ત્યારે તે વિધ્યર્થરૂપમાં હોય છે. મારે જવાનું છે, તેને કરવાનું છે, રામને આવવાનું છે.

૬. (૧) કર્તરિપ્રયોગનો અર્થ દાખલો આપી સમજાવો.
(૨) કયાં ક્રિયાપદ હમેશાં કર્તરિપ્રયોગમાં હોય છે?
(૩) સાધારણ રીતે ક્રિયાપદના કયા કાળમાં સકર્મક કર્મણિ-પ્રયોગ હોય છે?
(૪) જે ક્રિયાપદ હમેશાં કર્તરિમાં આવે છે તેનાં વાક્યો બનાવો.
(૫) ભાવે પ્રયોગના ત્રણ દાખલા આપી તેનો અર્થ સમજાવો.

૭. નીચેનાં વાક્યમાંથી જુદા જુદા **પ્રયોગ** કારણ સહિત શોધી કાઢો:—

હવે દુર્યોધને યુધિષ્ઠિરને જુગટું રમાડી રાજપાટ છીનવી લેવાની યુક્તિ રચી. જુગટામાં દુર્યોધનના મામા શકુનિના છળથી યુધિષ્ઠિર

દ્રૌપદી સુદ્ધાં સઘળું હારી બેઠો. કૌરવોએ દ્રૌપદીનું રાજસભામાં અપમાન કર્યું, આખરે વૃદ્ધો વચમાં પડવાથી એમ ઠર્યું કે પાંડવોએ બાર વર્ષ સુધી વનમાં રહેવું અને તેરમા વર્ષમાં ગુપ્ત રહેવું. આ પ્રમાણે કર્યા પછી પાંડવોએ ફરીથી કૌરવો પાસેથી પોતાનો ભાગ માગ્યો; દુર્યોધને ના કહ્યાથી કૌરવપાંડવ વચ્ચે મોટું યુદ્ધ થયું. એ યુદ્ધ તે મહાભારત. એ યુદ્ધમાં શ્રીકૃષ્ણે પાંડવોને ઘણી મદદ કરી. દ્રોણાચાર્યથી ઘણા યોદ્ધાઓ મરાયા. આખરે પાંડવોને જીત મળી પણ યુધિષ્ઠિરથી બંધુઓનો નાશ કરી મેળવેલો ભાગ ભોગવાયો નહિ. તેમને તે ગમ્યું નહિ. પછી તેમને હિમાલય જવાનું થયું. તેમનાથી ત્યાં રહેવાયું નહિ.

૮. નીચેનાં ક્રિયાપદોને જુદા જુદા પ્રયોગમાં વાપરો.

ખાવું (કર્મણિ અને ભાવે), જાઉં છું, અડકયો, રમવું, ફાવતું નથી, આપવું, દોડવું (ભાવે) લખાઈ, ગણ્યો, વાંચવું, રચે છે, રચ્યું, કરે છે, કર્યું હતું, લાવે છે, લાવ્યો હતો, આપત, તજે છે, તજવાનો હતો, તજત.

---

## પાઠ ૧૪ મો

---

### મૂળ અને સાધિત ધાતુ

૧. મૂળ શબ્દને ઉપસર્ગ અને પ્રત્યય લગાડવાથી ભાષાની સમૃદ્ધિ થાય છે. **જીવ્** જીવવું તે ઉપરથી જીવન, નિર્જીવ, સજીવ, ચિરંજીવી; **ભૂ** થવું તે ઉપરથી ભવ, ભાવ, અભાવ, સ્વભાવ, પ્રભાવ, નિભાવ વગેરે; ભજન; કીર્તન, ભાષણ; ચાલ, ચલણ; વલ, વલણ; માર્ગ,

માગણુ; ધાવ, ધાવણુ વગેરે. તેવીજ રીતે બીજા મૂળ ધાતુઓમાંથી જુદા જુદા શબ્દો થયા છે. આ પ્રમાણે જે મૂળ ક્રિયાપદને પ્રત્યય લગાડી તેના જુદા જુદા શબ્દો બનાવવામાં આવે છે, તેને 'ધાતુ' કહે છે. સંસ્કૃતમાં **गम्, कृ, चर्, ज्ञा, धृ,** વગેરે અનેક **ધાતુ** છે. આપણી ભાષામાં પણ એવા ધાતુ છે. ક્રિયાપદના ઘણા ટુંકા રૂપને ધાતુ કહે છે, અને તે શોધવાને માટે તેને આજ્ઞાર્થ એકવચનમાં મૂકવાથી તે જણાઈ આવે છે. તું જા, તું રમ, તું ખા, તું આવ. આ પ્રમાણે 'જા,' 'રમ,' 'ખા', 'આવ' એ જવું, રમવું, ખાવું, આવવું, ક્રિયાપદનાં ટુંકાં રૂપ છે. હું જાઉં છું, હું જઈશ, હું જવાનો છું, હું ગયો, હું ગયો હતો, વગેરે ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપો નીકળે છે, તેથી ઉપર બતાવેલાં ક્રિયાપદનાં રૂપને ધાતુ કહે છે. મૂળ ધાતુને બીજા પ્રત્યય લગાડી કે તેમાં ફેરફાર કરવાથી જે રૂપ થાય છે તેને **સાધિત** ધાતુ કહે છે, દા. મર, માર; ઠર, ઠાર; ઉછર, ઉછેર; ઢળ, ઢોળ; રમ, રમાડ; ખા, ખવાડ; વાંચ, વંચાવ; લખ, લખાવ વગેરે. રમાડ, ખવાડ, લખાવ, વંચાવ એ સાધિત ધાતુ છે. જે સાધિત ધાતુ છે તેમાં કર્તા પોતે ક્રિયા કરવાને બદલે બીજા પાસે કરાવે છે. ફળ પડે છે, છોકરો ફળ **પાડે** છે, કોયલા બળે છે, તે કોયલા **બાળે** છે, ગાય ચરે છે, ભરવાડ ગાયને **ચારે** છે, ઝાડ વળી ગયું, સોની વાળો **વાળે** છે, આ દાખલામાં ક્રિયા બીજાને પ્રેરીને કરવામાં આવે છે, તેથી આવાં રૂપને **પ્રેરક** કે **પ્રયોજક** કહે છે.

૨. (૧) છોકરો કાગળ **લખે** છે. (૨) છોકરો કાગળ **લખાવે** છે. (૩) છોકરો કાગળ **લખાવરાવે** છે. પહેલા વાક્યમાં છોકરો લખવાની ક્રિયા કરે છે. બીજા વાક્યમાં તે બીજા કોઈ પાસે કાગળ લખાવે છે. ત્રીજામાં 'લખાવ'નું ફરીથી પ્રેરકરૂપ થયું છે તેથી તેને **દ્વિત્વ પ્રેરકરૂપ** કહે છે. તેમાં લખવાની ક્રિયા બીજાને કહીને ત્રીજા પાસે કરાવે છે. મૂળ ધાતુ ઉપરથી સાધિત ધાતુ નીચે પ્રમાણે થાય છે:—

| મૂળ ધાતુ | સાધિત ધાતુ | મૂળ ધાતુ | સાધિત ધાતુ |
|---|---|---|---|
| ગળ | ગાળ | ભળ | ભેળ |
| ચર | ચાર | સુધર | સુધાર |
| તર | તાર | ઉછર | ઉછેર |
| દબ | દાબ | ઉકળ | ઉકાળ |
| પડ | પાડ | ઝર | ઝાર |
| મર | માર | ઢળ | ઢાળ |
| છૂટ | છોડ | બળ | બાળ |
| ટળ | ટાળ | વળ | વાળ |
| તુટ | તોડ | ઉતર | ઉતાર |
| ફૂટ | ફોડ | ઉછળ | ઉછાળ |
| બગડ | બગાડ | | |

ઉપરનાં મૂળ ક્રિયાપદ અકર્મક છે અને તેના ઉપરથી થએલું સાધિત રૂપ સકર્મક બને છે. દા. જંતુ મરે છે. તે જંતુઓ મારે છે. એવી રીતે બીજા દાખલા લેવા. ફળ તાપથી બગડે છે, તેણે ફળ બગાડયાં વગેરે.

૩. કેટલાક મૂળ ધાતુને પ્રત્યય લગાડવાથી પ્રેરકરૂપ થાય છે.

अ. 'અવ' મળ, મેળવ; શીખ, શીખવ; ફર, ફેરવ.

ब. **આવ** પડ, પડાવ, લખ, લખાવ.
તપ, તપાવ, મર, મરાવ.

क. **આડ** ખા, ખવાડ, પી, પીવાડ.
કહે, કહેવાડ, સુ, સુવાડ.
બેસ, બેસાડ, રમ, રમાડ.

ड.

| મૂળધાતુ | પ્રેરક | દ્વિત્વપ્રેરક |
|---|---|---|
| લખ | લખાવ | લખાવરાવ |
| કર | કરાવ | કરાવરાવ |
| વાંચ | વંચાવ | વંચાવરાવ |
| બોલ | બોલાવ | બોલાવરાવ |
| રમ | રમાડ | રમાડાવરાવ |

૪. મૂળ ધાતુ ઉપરથી કાળ અને અર્થનાં જેટલાં રૂપ થાય છે, તેટલાંજ સાધિત ધાતુ ઉપરથી બને છે.

### શુદ્ધ વર્તમાનકાળ

| | | |
|---|---|---|
| નિશ્ચયાર્થ | તે બોલે. | તે બોલાવે. |
| સંશયાર્થ | તે બોલે. | તે બોલાવે. |
| આજ્ઞાર્થ | તું બોલ. | તું બોલાવ. |
| વિધ્યર્થ | તેણે બોલવું. | તેણે બોલાવવું. |

### દ્વિત્વ વર્તમાન

| | | |
|---|---|---|
| નિશ્ચયાર્થ | તે બોલે છે | તે બોલાવે છે. |
| સંશયાર્થ | તે બોલતો હોય-હશે | તે બોલાવતો હોય-હશે. |

### ભૂતકાળ

| | | |
|---|---|---|
| નિશ્ચયાર્થ | તે બોલ્યો. | તેણે બોલાવ્યો. (કર્મણિ) |
| સંશયાર્થ | તે બોલ્યો. | તેણે બોલાવ્યો. |

### દ્વિત્વ ભૂત

| | | |
|---|---|---|
| નિશ્ચયાર્થ | તે બોલ્યો હતો. | તેણે બોલાવ્યો હતો. (કર્મણિ) |
| સંશયાર્થ | તે બોલ્યો હોય-હશે. | તેણે બોલાવ્યો હોય-હશે. (કર્મણિ) |

સકર્મક ક્રિયાપદનાં શુદ્ધ ભૂત, દ્વિત્વભૂત, વિશેષ ભૂત વર્તમાન, વિશેષ દ્વિત્વ ભૂત તથા વિધ્યર્થનાં રૂપો કર્મણિ બને છે અને પ્રયોજકનાં પણ કર્મણિ બને છે. દા. (૧) મગને ચોપડી વાંચી, (૨) મગને ચોપડી વાંચી હતી, (૩) મગને ચોપડી વાંચેલી છે (૪) મગને ચોપડી વાંચેલી હતી, (૫) મગને ચોપડી વાંચવી, (૬) મગને ચોપડી વંચાવી છે. (૭) મગને ચોપડી વંચાવરાવી છે.

૫. પ્રશ્નો:—(૧) ધાતુનો શો અર્થ થાય છે? ભાષાની વૃદ્ધિ કેવી રીતે થાય છે?

(૨) સાધિત ધાતુના દસ દાખલા આપો.

(૩) પ્રેરક રૂપ એટલે શું ? મૂળ ધાતુ ઉપરથી તે કેવી રીતે થાય છે ? તેના ચાર દાખલા આપો.

૬. નીચેનાં વાક્યોમાં આવતાં ક્રિયાપદનું **પ્રેરક રૂપ** બનાવોઃ–

(૧) તેણે તારા જોયા. (૨) છોકરૂં ધાવે છે. (૩) હું સુખડ ઘસું છું. (૪) કેશવ ચોપડી લે છે. (૫) પટાવાળે સંદેશો કહ્યો. (૬) ઝાડનું પાંદડું ખર્યું હશે. (૭) દૂધમાં સાકર મળી છે. (૮) પ્રાણીનાં બચ્ચાં કુદરતી રીતે ઉછરે છે. (૯) તે પ્રથમ સુધર્યો હતો. (૧૦) તેનું કામ બગડ્યું. (૧૧) પાણી ઠરેલું હશે. (૧૨) સૂકાં પાંદડાં તુટે છે. (૧૩) તેણે ચા ગળી. (૧૪) ફળ પડેલું હતું. (૧૫) ઘર બળ્યું. (૧૬) ઘીમાં પાણી ભળતું નથી. (૧૭) રૂપાનો રસ ઢળી ગયો. (૧૮) છોકરૂં નીચે ઉતર્યું (૧૯) કીકો ભોંય ઉપર બેસે છે. (૨૦) શિક્ષકે સરસ વાર્તા કહી.

૭. નીચેનાં વાક્યોમાં આવેલાં **પ્રેરક** ક્રિયાપદને **મૂળ** ક્રિયાપદમાં મૂકો, અને તે કયા કયા કાળમાં **કર્મણિ** છે તે સમજાવો.

(૧) મહેતાજી છોકરાને ભણાવે છે. (૨) તેણે માથેથી પાઘડી ઉતારી હતી. (૩) આ ઘર ઠીક કરાવરાવ્યું છે. (૪) હું દૂધ બહુ ઉકાળું છું. (૫) તમે આ ગાંઠ છોડેલી હતી ? (૬) પડેલી ટેવ તરત ટાળી શકાતી નથી. (૭) અહીં ઘણાં ઢોર ચારવામાં આવ્યાં હતાં. (૮) અમે તેને ઘણું કહેવડાવ્યું પણ તેણે કંઈ ગણકાર્યું નહિ. (૯) તેણે ઉંઘેલાને જગાડયો નહિ. (૧૦) રામાએ ઘાસને લગાડેલું હતું. (૧૧) મનુએ ઘંટ વગાડયો હતો, (૧૨) આ વાત ફરીથી તેણે સંભળાવી. (૧૩) ગુરુએ શિષ્યને મંત્ર શીખવ્યો હશે. (૧૪) હવે દાક્તરને બોલાવરાવો. (૧૫) છોકરાને તેની બેન રમાડે છે. (૧૬) કનુને તેની ફોઈ કને રમાડાવ્યો. (૧૭) બીજા કને કોપિ લખાવરાવવી એ ઠીક નથી. (૧૮) તૂટેલી ભીંત પડાવવી જોઈએ. (૧૯) તેણે કથા કહેવરાવી (૨૦) કવિતા મોંઢે કરવા તે વારંવાર વંચાવી હતી.

૮. નીચેનાં ક્રિયાપદોને વાકયમાં વાપરો અને જે કર્મણિ પ્રયોગ હોય તે બતાવો. કહે છે, કહેવરાવ્યું, રમવું, રમાડયો હતો, મરે છે, મારે છે, માર્યો છે, સુધરે છે, સુધર્યો હતો, સુધારવાનો નથી, સુવાડયો, વાળવું, વાળેલું છે, ઉતરે છે, ઉતાર્યો, તારવાની હતી.

---

## પાઠ ૧૫ મો

---

### કૃદંતનો ઉપયોગ

૧. अ. પક્ષી ઉડતાં ઉડતાં. ब. પક્ષી ઉડતાં ઉડતાં ગાય છે. પહેલા શબ્દ સમૂહમાં 'ઉડતાં ઉડતાં' એ ઉડવાની ક્રિયા બતાવે છે, પણ પક્ષી 'ઉડતાં ઉડતાં ગાય છે' એ વાકયની માફક તેનો પુરો અર્થ સમજાતો નથી; તેથી 'ઉડતાં ઉડતાં' એ કૃદંત છે. કૃદંતથી વાક્ય બનતું નથી પણ ક્રિયાપદથી વાકય થાય છે, કારણકે તેનાથી બોલનારનો પુરો અર્થ સ્પષ્ટ રીતે સમજાય છે. 'બોલ' ધાતુને જુદા જુદા પ્રત્યય લગાડવાથી તેના કાળ પ્રમાણે જુદા જુદા અર્થ થાય છે. દા. બોલતો, બોલ્યો, બોલવાનો, બોલેલો, બોલવું, બોલનાર, બોલીને. આવી રીતે કાળ પ્રમાણે વર્તમાન, ભૂત, ભવિષ્ય, વિશેષભૂત, સામાન્ય કર્તૃવાચક, અને સંબંધકભૂત એવાં સાત પ્રકારનાં કૃદંત છે. તેની સમજણ અગાઉ આપવામાં આવી છે. હવે વાકયમાં તેનો ઉપયોગ કેવી રીતે થાય છે તે જોઈએ.

૨. કૃદંતોના પ્રયોગ નામ, વિશેષણ અને અવ્યય તરીકે થાય છે.

(अ). ૧. કાંતિનું **વાંચવું** સરળ છે.
૨. મેં તેને **ગાવાનું** કહ્યું.
૩. તેના **બોલવાથી** સર્વ ભયભીત થયા.
૪. **બોલવામાં** તે ઉતાવળો છે.
૫. **કહેવાનું** તેણે કહી દીધું.

૬. કામ **કરવાની** સગવડ બરાબર હોવી જોઈએ.
૭. ભિખારી પાસે **ઓઢવાને** કંઈ નથી.
૮. મનુ ઘેર **ખાવા** ગયો.

મોટા અક્ષરવાળાં બધાં સામાન્ય કૃદંત છે અને તે નામના અર્થમાં વપરાયાં છે. 'વાંચવું' એ 'છે' ક્રિયાપદનો કર્તા છે, 'ગાવાનું' એ 'કહ્યું' ક્રિયાપદનું કર્મ છે. તેવી રીતે 'બોલવાથી,' 'બોલવામાં,' 'કરવાની' એ સામાન્ય કૃદંત નામ તરીકે વપરાયાં છે; અને તે પાંચમી છઠ્ઠી અને સાતમી વિભક્તિમાં છે. 'કહેવાનું' એ કૃદંત 'કહેવા' અને 'નું' પ્રત્યયનું બનેલું નથી તેથી તે છઠ્ઠી વિભક્તિમાં નથી પણ આખું પદ કૃદંત છે. 'ઓઢવાને' એમાં હેતુ અર્થે ચોથી વિભક્તિ છે. 'ખાવા' એમાં 'ને' અધ્યાહાર છે. એટલે 'ખાવા' માટે મનુ ગયો તેથી તે હેત્વાર્થે ચોથી છે.

સામાન્ય કૃદંતમાં ક્રિયાનો અર્થ નામ તરીકે થવાથી તેમને નામ તરીકે વપરાયું છે.

(ख) ૧. વર્ગમાં સારો **વાંચનાર** શાંતિ છે.
૨. આવું **કરનાર** માણસ અહીંઆં નથી.
૩. આ **લખનારની** તેણે ભલામણ કરી.

'વાંચનાર' અને 'લખનાર' એ કર્તૃવાચક કૃદંત છે. 'વાંચનાર' એ નામ તરીકે છે. ક્રિયાપદનો તે કર્તા છે. 'કરનાર' એ વિશેષણ તરીકે વપરાયું છે. 'માણસ' એ તેનું વિશેષ્ય છે. 'લખનારની' એ કર્તૃવાચક કૃદંત નામ તરીકે વપરાયાથી તેને છઠ્ઠી વિભક્તિનો 'ની' પ્રત્યય લાગેલો છે.

(क). ૧. તેણે **દોડતી** મોટર પકડી.
૨. તે **ચાલતી** ગાડીએ ચડયો.
૩. **પડતાને** પાટુ મારવું નહિ.
૪. છોકરું **ચાલતાં** શીખ્યું.

૫. તે **બોલતાં** થાકી ગયો.

૬. કનુ **વાંચતાં વાંચતાં** સૂઈ ગયો.

'દોડતી' અને 'ચાલતી' એ મોટર અને ગાડીનો ગુણ બતાવે છે. તે વર્તમાન કૃદંત વિશેષણ તરીકે વપરાયું છે. 'પડતાને' અને 'ચાલતાં' એ કૃદંત નામ તરીકે વપરાયાં છે. 'પડતાને' એ 'મારવું નહિ' ક્રિયાપદનું ગૌણ કર્મ છે અને 'ચાલતાં' (ચાલવાનું) એ 'શીખ્યું' નું કર્મ છે. 'બોલતાં' અને 'વાંચતાં વાંચતા' એ 'થાકી ગયો' અને 'સૂઈ ગયો' એ ક્રિયાપદનાં કૃદંત અવ્યય છે.

(ङ) ૧. **લખ્યા** લેખ મિથ્યા થતા નથી.

૨, **ગઈ** ગુજરી સંભારવી નહિ.

૩. તેનું **બોલ્યું** કોઈને ગમ્યું નહિ.

૪. માબાપનું **કહ્યું** કરવું જોઈએ.

૫. જે **સાંભળ્યું** તે તેણે મનમાં રાખ્યું.

'લખ્યા' અને 'ગઈ' એ ભૂત કૃદંત છે અને તે 'લેખ' અને 'ગુજરી' એ નામનાં વિશેષણ છે. 'બોલ્યું,' અને 'સાંભળ્યું' એ કૃદંત નામ તરીકે વપરાયાં છે; કારણ કે 'બોલ્યું', એ બોલેલું–બોલવાનું સૂચન કરે છે 'બોલ્યું' અને સાંભળ્યું' એ 'ગમ્યું' અને 'મનમાં રાખ્યું' એનાં કર્મ છે. 'કહ્યું' એ 'કરવું જોઈએ એ ક્રિયાપદના કર્તા તરીકે છે.

(ह) ૧. **ફાટેલી** ચોપડી પડી ગઈ.

૨. **બતાવેલું** કામ નોકર કરે છે.

૩. તમારૂં **બોલેલું** તેણે સાંભળ્યું નહિ.

૪. તમારૂં **કહેલું** બરાબર છે.

૫. **વાગેલું** રૂઝાઈ ગયું.

'ફાટેલી' અને 'બતાવેલું' એ વિશેષ ભૂતકૃદંત 'ચોપડી' અને 'કામનાં' વિશેષણ છે. 'બોલેલું' એ કૃદંત 'સાંભળ્યું નહિ' એનું કર્મ છે, 'કહેલું' અને 'વાગેલું' એ 'છે' અને 'રૂઝાઈ ગયું' એ ક્રિયાપદના કર્તા છે.

(ક) ૧. શંકરે **જમાડવાનું** માથે લીધું.

૨. તેણે **કહેવાની** વાત કહી નહિ.

૩. મારો બહાર **જવાનો** વિચાર નથી.

૪. નોકર **લાવવાની** ચીજ ભૂલી ગયો.

'જમાડવાનું', એ ભવિષ્ય કૃદંત છે અને તે નામ તરીકે આવ્યું છે અને તે 'લીધું' એ ક્રિયાપદનું કર્મ છે. 'કહેવાની' 'જવાનો' અને 'લાવવાની' એ કૃદંત 'વાત' વિચાર' અને 'ચીજ'નાં વિશેષણ છે.

(ગ) ૧. તે **વાંચીને** કંટાળ્યો.

૨. ભિખારી **બોલીને** થાકશે.

૩. તે ગામ જઈ આવ્યો હતો.

'વાંચીને', 'બોલીને', અને 'જઈ' એ સંબંધક ભૂતકૃદંત છે તે નામ કે વિશેષણ તરીકે વપરાતાં નથી પણ ફક્ત અવ્યય તરીકેજ વપરાય છે. 'વાંચીને' એટલે તેણે 'વાંચ્યું' અને તે કંટાળ્યો. 'બોલીને' એટલે 'બોલશે' અને 'થાકશે.' આવી રીતે 'વાંચવાની' અને કંટાળવાની ક્રિયાનો તે સંબંધ જોડે છે. તેવીજ રીતે 'બોલશે' અને 'થાકશે'નું સમજવું. સંબંધક ભૂતકૃદંતમાં જે કાળ હોય છે તે તેના પછીના ક્રિયાપદનો ગણવામાં આવે છે. 'જઈ આવ્યો હતો' એટલે તે ગામ ગયો હતો અને આવ્યો હતો. આવી રીતે 'જઈ' એમાં જવાની ક્રિયા પહેલી થઈ છે તેથી તેને પૂર્વકાળવાચક કૃદંત કહે છે. આવી રીતે 'જઈ'નો કર્તા અને 'આવ્યો' એનો કર્તા 'તે' એકજ સર્વનામ છે.

૩. ૧. વિદ્યાર્થી **લખી લખીને** થાકયો.

૨. તે **બોલી બોલીને** કંટાળ્યો.

આમાં 'લખી લખીને' અને 'બોલી બોલીને' એમાં ક્રિયાવિશેષણ અવ્યય તરીકેનો અર્થ જણાય છે.

૧. હું ચીતરી જાણું છું.
૨. તે ગાઈ જાણે છે.

આમાં 'ચીતરી' અને 'ગાઈ' એ સંબંધક ભૂતકૃદંતનાં રૂપ જેવાં છે. 'હું ચીતરવાનું જાણું છું', 'તે ગાવાનું જાણે છે' એટલે 'ચીતરી' અને 'ગાઈ' એ સામાન્ય કૃદંત જેવાં છે. સાધારણ રીતે વર્તમાન, ભૂત, વિશેષભૂત અને ભવિષ્ય કૃદંત વિશેષણ તરીકે અને સામાન્ય અને કર્તૃવાચક કૃદંત નામ તરીકે તથા સંબંધક ભૂતકૃદંત અવ્યયરૂપે વપરાય છે.

રૂપ

| ૪. કૃદંત | પ્રત્યય | એકવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧. **વર્તમાન** | તો, તી, તું, | વાંચતો, વાંચતી, વાંચતું, | |
| | તા, તી, તાં. | | વાંચતા, વાંચતી, વાંચતાં. |
| ૨. **ભૂત.** | યો, ઈ, યું, | વાંચ્યો, વાંચી, વાંચ્યું, | |
| | યા, ઈ, યાં. | | વાંચ્યા, વાંચી, વાંચ્યાં. |
| ૩. **વિશેષભૂત.** | એલો, એલી, એલું, | વાંચેલો, વાંચેલી, વાંચેલું, | |
| | એલા, એલી, એલાં, | | વાંચેલા, વાંચેલી, વાંચેલાં. |
| ૪. **ભવિષ્ય.** | વાનો, વાની, વાનું, | વાંચવાનો, વાંચવાની, વાંચવાનું, | |
| | વાના, વાની, વાની, | | વાંચવાના, વાંચવાની, વાંચવાનાં. |
| ૫. **સામાન્ય.** | વો, વી, વું, | વાંચવો, વાંચવી, વાંચવું, | વાંચવા, વાંચવી, |
| | વા, વી, વાં. | | વાંચવાં. |
| ૬. **કર્તૃવાચક.** | નારો, નારી, નારૂં, | વાંચનારૂં, વાંચનારો, વાંચનારી. | |
| | નારા, નારી, નારાં, | | વાંચનારા, વાંચનારી. વાંચનારાં, |
| ૭. **સંબંધકભૂત.** | ઈ, ઈને, | | વાંચી, વાંચીને, |

સાધિત ધાતુનાં પણ તેવી રીતે કૃદંતનાં રૂપ થાય છે. દા. વંચાવતો, વંચાવ્યું, વંચાવેલું, વંચાવવાનો, વંચાવવું, વંચાવનારું, વંચાવીને.

**કૃદંત પણ કર્તા, કર્મ અને અવ્યય** તરીકે વપરાય છે. જ્યારે કૃદંતની ક્રિયા સકર્મક હોય છે ત્યારે તેને પણ કર્મ હોય છે. તેમજ તેને નામની પેઠે જાતિ અને વિભક્તિ લાગે છે. દા. ૧. (આપણે) કામ **કરવું** અઘરૂં છે **બોલવું** સહેલું છે. ૨. **વાંચવું** સહેલું છે પણ **લખવું** અઘરૂં છે. ૩. **ચાલનાર** આગળ ગયો. ૪. પગે **ચાલનારને** હરકત પડે છે. ૫. તેણે **ચાલનારને** મદદ કરી. ૬. છોકરૂં **ચાલતાં** પડી ગયું. ૭. મગન **ખાઈને** સૂઈ ગયો.

પહેલા વાક્યમાં 'કરવું' એ સકર્મક કૃદંત હોવાથી તેનું કર્મ કામ છે. બીજામાં 'વાંચવું' અને 'લખવું' એ કર્તા તરીકે આવેલાં કૃદંત છે. 'ચાલનાર', 'ચાલનારને' એ પણ કર્તા અને કર્મ તરીકે વપરાયાં છે. 'ચાલતાં' અને 'ખાઈને એ ક્રિયાવિશેષણ અવ્યય રૂપે આવ્યાં છે.

(૧) કાગળ લખવો અઘરો છે. (૨) ચોપડા લખવા અઘરા છે. (૩) આ છોકરો લખવા બેઠો. (૪) તે પૈસા આપવા આવ્યો.

આમાં 'લખવો' અને 'લખવા' એ પહેલી વિભક્તિમાં છે તેથી ક્રિયાપદનાં જાતિવચન તે પ્રમાણે છે. ત્રીજા અને ચોથા વાક્યમાં 'ને' અધ્યાહાર છે તેથી તે ચોથી વિભક્તિમાં છે અને 'બેઠો' અને 'આવ્યો' એ ક્રિયાપદ નરજાતિ એકવચનમાં છે.

૬. (૧) કૃદંત અને ક્રિયાપદનો ભેદ સમજાવો. જુદાં જુદાં કૃદંતનાં નામ આપો

(૨) સામાન્ય કૃદંતને કર્તા અને કર્મ તરીકે વાપરી ત્રણ વાક્યો બનાવો.

(૩) વર્તમાન કૃદંત કયા કયા પદ તરીકે વપરાય છે ? તે દરેકના ત્રણ દાખલા આપો.

(૪) ભૂત કૃદંતને નામ તરીકે અને વિશેષ ભૂત કૃદંતને વિશેષણ તરીકે વાપરો.

(૫) સંબંધક ભૂત કૃદંત કયા અર્થમાં સાધારણ રીતે વપરાય છે.

(૬) કૃદંત કર્તા અને કર્મ તથા કૃદંત અવ્યય તરીકે વપરાય છે એના દાખલા આપો.

૭. નીચેનાં વાક્યોમાંથી જુદાં જુદાં કૃદંતનો ઉપયોગ કેવી રીતે થયો છે તે બતાવોઃ—

(૧) अ. આ ઘર બનાવનારને ઘણી અડચણ પડી. (૨) તારે હવે કંઈ કરવાનું રહ્યું છે? (૩) તમારૂં કામ કરીને જાઓ તો ઠીક. (૪) શિક્ષકનું કહ્યું ન માનવાથી તેને ઘણો પસ્તાવો થયો. (૫) ધીમેથી ચાવીને ખાવાની ટેવ નાનાં છોકરાંને પાડવી જોઈએ. (૬) તેના બોલવાનો અર્થ તે સમજ્યો નહિ, તેથી તે મનમાં મુંઝાવા લાગ્યો. (૭) ગામ જવાને હું વહેલો નીકળ્યો હતો, પણ રસ્તામાં ચાલતાં થાકી જવાથી મારે થોડો વખત આરામ લેવો પડયો. (૮) હવે તે સટ્ટો કરવાનો નથી, કારણકે તેના બોલવા ઉપર કોઈ ભરોસો કરતું નથી. (૯) આ પુસ્તકનો રચનાર ગામડાનો રહીશ છે. (૧૦) વકીલ બોલી બોલીને કંટાળ્યો, તોપણ ન્યાયાધીશે તેના કહેવાની કંઈ દરકાર કરી નહિ. (૧૧) શિઆળામાં બહાર ફરવાની ટેવ સારી છે. (૧૨) આ કાગળ ટપાલમાં નંખાવવાને મેં તેને કહ્યું હતું. (૧૩) તમે તેને ખાવાનું મોકલાવરાવ્યું છે? (૧૪) કનુએ તેની લખેલી નોટબુક ખોઈ નાંખી છે. (૧૫) સોમચંદ હિસાબ ગણીને થાકયો.

(ब) જંગલો જાળવી રાખવાથી ઘણી જાતના ફાયદા છે. તેમાંથી થોડાએક ઉપર ગણાવી દીધા છે, પણ માણસ લોભાઈને જગલો ખેતી કરવાને માટે કે લાકડાં કાપવાને માટે કાપી નાંખે છે. આપણે ત્યાં જંગલનો સમૂળગો નાશ કરવાથી વહેતાં ઝરણો સૂકાઈ ગયાં અને તેથી જમીન શોષાઈ ગએલી જોવામાં આવી. ઝાડો જતાં રહેવાથી પાણી તરત વહી જવાને લીધે જમીન સૂકી થઈ ગઈ. સરકારે જંગલનું રક્ષણ કરવાનું કામ માથે લીધું. જંગલમાં બિગાડ કરનારને સજા કરવામાં આવે છે. એક જંગલ કાપવું હોય તો તેની બરાબર કાળજી રાખવાની જરૂર પડે છે. જંગલમાં ઝાડ ઉછેરનાર કુશળ હોવા જોઈએ. ઉછરેલા છોડની બરાબર સંભાળ રાખીને જંગલને આબાદ કરવાને બનતો પ્રયત્ન કરવો એ પ્રજાહિત માટે જરૂરનું છે.

૮ નીચેનાં કૃદંત વાક્યમાં વાપરો અને તે કયા પદ તરીકે વપરાયું છે તે કહો.

ચાલવું, લખતાં, બોલનાર, મારીને, ખાવા, વિચારનાર, થવાનું ભમવાની, વિચારેલું, કર્યા, થાકીને, વધવાની, બગડેલો, વિચારીને, બગાડનાર, સૂકવવા, લેનાર, સાંભળવા, લાવવા, સાંભળનાર, બગાડીને, કોતરેલી, વિચારવું, દાટેલું, સુકાતાં, ગણનાર, વિચારવાની, જવાનું, બચાવેલું, ગણીને.

---

## પાઠ ૧૬ મો

---

### અવ્યયના પ્રકાર

૧. જે અર્થયુક્ત ધ્વનિથી આપણો વિચાર જણાવીએ છીએ તેને **શબ્દ×** કહે છે. શબ્દ બે પ્રકારના હોય છે; (૧) **આખ્યેય** અને (૨) **અવ્યય.** જે પદનાં જુદાં જુદાં રૂપાખ્યાન થઈ શકે છે તે **આખ્યેય** યા **વ્યયી** (વ્યય-ફેરફાર) કહેવાય છે. નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ આખ્યેય યા વ્યયી શબ્દો છે. જે પદના રૂપમાં કંઈ ફેરફાર થતો નથી તેને **અવ્યય** (અ=નહિ; વ્યય=ફેરફાર) કહે છે.

(૧) ઘોડો **જલદી** દોડયો.
(૨) બકરી **જલદી** દોડી.

---

**શબ્દનો કોઠો.×**



(૩) છોકરૂં **જલદી** દોડયું.
(૪) છોકરાં **જલદી** દોડયાં.

આ વાકયોમાં કર્તાની જાતિ તથા વચનમાં જેમ ફેરફાર થાય છે તેમ 'જલદી' માં કંઈ ફેરફાર થતો નથી; અને તે ક્રિયાના **અર્થમાં** વધારો કરે છે, તેથી તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે. તે પ્રમાણે ઘોડો **અને** ગાડી નકામાં થયાં. શિઆળા **પછી** ઉનાળો આવે છે. **અરે!** તેનું શું થયું હશે. આ દાખલામાં 'અને', 'પછી' અને 'અરે' એ અવ્યય છે, કારણ કે તેમના રૂપમાં કંઈ ફેરફાર થતો નથી. 'અને' **ઉભયાન્વયી**, 'પછી' **નામયોગી** અને 'અરે' **કેવળપ્રયોગી** અવ્યય છે. એ વાત ભાગ રજામાં બતાવવામાં આવી છે. હવે તે દરેક અવ્યયની વિશેષ હકીકત જોઈએ.

૨. **૧. ક્રિયાવિશેષણ અવ્યય**

| | | |
|---|---|---|
| ૧. ઘોડો **હમણાં** દોડયો. | એમાં | કયારે ક્રિયા થઈ તે બતાવી છે. એટલે તે **કાળ** બતાવે છે. |
| ૨. ઘોડો **ત્યાં** દોડી ગયો. | ,, | કયાં ક્રિયા થઈ તે બતાવે છે એટલે તે **સ્થળ** બતાવે છે. |
| ૩, ઘોડો **જલદી** દોડયો. | ,, | દોડવાની ક્રિયા કેવી રીતે થઈ તે **રીત** બતાવી છે. |
| ૪. ઘોડો **કેમ** દોડયો ? | ,, | શા માટે દોડયો એમાં **કારણ** બતાવ્યું છે. |
| ૫. ઘોડો **કદાચ** દોડશે. | ,, | દોડશે કે કેમ એવો **સંશય** બતાવ્યો છે. |
| ૬. ઘોડો **જરૂર** દોડશે. | ,, | ઘોડો દોડશે એમ **નિશ્ચય** બતાવ્યો છે. |
| ૭. ઘોડો **ખબખબ** દોડયો. | ,, | ઘોડાની દોડવાની **ગતિનો પ્રકાર** બતાવ્યો છે. |
| ૮. ઘોડો **થોડું** દોડયો. | ,, | ઘોડો કેટલું દોડયો એટલે **પરિમાણ** બતાવ્યું છે. **(ન્યૂનતા)** |

૯. ઘોડો **બહુ** દોડયો. „ ઘોડો વધારે દોડયો એટલે **અધિકતા** બતાવી છે.

૧૦. ઘોડો **બરાબર** દોડયો. „ ઘોડો બરાબર દોડયો એટલે **તૃપ્તિ** બતાવી છે.

૧૧. ઘોડો પૂરેપૂરૂં દોડયો. „ **પૂર્ણતા** બતાવી છે.

૧૨. **ઠીક**, તમે એમ કરશો તો મને વાંધો નથી, એમાં ક્રિયાનો **સ્વીકાર** કર્યો છે.

૧૩. ઘોડો દોડયો **નહિ**. એમાં ક્રિયાનો નિષેધ કર્યો છે એટલે ક્રિયાનો નકાર બતાવ્યો છે.

ઉપરના દાખલા ઉપરથી ક્રિયાવિશેષણની જુદી જુદી જાતો જણાઈ આવે છે.

૩. ૧. જે ક્રિયાવિશેષણ અમુક ક્રિયા કયે વખતે થઈ તે બતાવે છે તેને **કાળવાચક** કહે છે. દા. અત્યારે, જ્યારે, તરત, કદી, હવે હમણાં, કોઈ વેળા, પલકમાં, પછી, આખરે, અગાઉ, આજ, કાલ, પહોર, વહેલું, મોડું, સવારે, સાંજે, ઓણ, પોર, હજુ, પહેલે વર્ષે, તત્કાળ, હવે પછી, રાતે, પહેલાં, પ્રથમ, પછીથી, અંતે, હાલમાં હજુસુધી. **જાથુકાળ બતાવનારાં:** નિત્ય, સદા, સર્વદા, સર્વકાળ, રોજ, જાથુ, હંમેશાં. નિરંતર, રાત દિવસ. જે **કાળની પુનરાવૃત્તિ** બતાવે છે તે:—વારંવાર; વારેવારે, ફરીફરીથી, ફરીફરીને, વારેઘડીએ, ઘડીએ ઘડીએ, હરઘડીએ, રોજ રોજ, દહાડે દહાડે, વર્ષેવર્ષે, પ્રતિવર્ષે, રોજરોજ, એકાંતરે, વારાફરતી, ઘણીવાર, પહેલાં, પછી, પ્રથમ, છેવટે, આખરે. એ અવ્યયો ક્રિયા કેવા ક્રમમાં થઈ તે બતાવે છે, તેથી તે **ક્રમવાચક** ક્રિયાવિશેષણ છે.

૨. ક્રિયા ક્યાં થઈ તે બતાવનાર ક્રિયાવિશેષણને **સ્થળવાચક** કહે છે. દા. અહીં, તહીં, આગળ, આણીગમ, આણીકોર, તેણીગમ, તે બાજુ, જ્યાં, ત્યાં, પણે, ક્યાં, ઉપર, ઉંચે, નીચે, હેઠળ, પાસે, તળીએ, દૂર, મધ્યે, અંદર, વચ્ચે, વેગળે, લગોલગ, અધવચ. ક્રિયાની

દિશા બતાવનાર **દિશાદર્શકઃ** આણીગમ, પેલીગમ. આમ, એમ, કેણીગમ, તેમ; જેમ, તેણીગમ; પેલીપાસ, ઉગમણા, આથમણા, ઉતરાતા; દખણાતા.

૩. કેવી રીતે ક્રિયા થઈ તે બતાવનાર **રીતિવાચક** ક્રિયાવિશેષણ છે. દા. આમ, એમ, તેમ, જેમ, કેમ, તે પ્રમાણે, ધીમે, ગમેતેમ, અમથો, એકદમ, ઓચિંતો, જેમને તેમ, તેમને તેમ, જોર ભેર, થોડે થોડે, સારી પેઠે, નકામું, વ્યર્થ, હળવે હળવે, હળવે.

૪. જે ક્રિયા હેતુ બતાવે છે તે **હેતુવાચક** છે. કેમ, શામાટે, શાવાસ્તે.

૫. જે ક્રિયા સંશય બતાવે છે તે **સંશયવાચક** છે. કદાચ, કદાપિ, કદાચિત, કદી, ઘણું કરી, સોવસા, બનતાં સુધી, રખેને.

૬. જે ક્રિયા નિશ્ચય બતાવે છે તે **નિશ્ચયવાચક** છે. ખચીત, ખરૂં, ખરેખર, ખસુસ, અવસ્ય, જરૂર, નિશ્ચે, નક્કી, જ, નિઃશંક, બેશક, બેધડક.

૭. પ્રાણી કે પદાર્થના થતા અવાજને મળતી ક્રિયા બનાવનાર **અનુકરણવાચક** ક્રિયાવિશેષણ છે ધમધમ, ચમચમ, છમછમ, તડાતડ, કડાકડ, ધખધખ.

૮. ક્રિયા થોડે કે ઘણે અંશે બતાવનાર ક્રિયાવિશેષણ **પરિમાણવાચક** કહેવાય છે.

**अ. ન્યૂનતાદર્શકઃ** થોડું, ઓછું, જરાક, જરાતરા, લગાર, રજ, સહેજ, લેશ, થોડું ઘણું.

**ब. અધિકતાદર્શકઃ** ઘણું, બહુ વધારે, પુષ્કળ, વિશેષ, અતિશય.

**क. તૃપ્તિ દર્શકઃ** બસ, એટલું, બરાબર, પુષ્કળ,

૯. **પૂર્ણતાદર્શકઃ** તદ્દન, બીલકુલ, પૂરેપૂરૂં, રજેરજ. છેક, સંપૂર્ણ.

૧૦. ક્રિયાનો સ્વીકાર થયો છે એટલે તે બતાવનાર **સ્વીકારવાચક** ક્રિયાવિશેષણ છે. દા. ભલે, વારૂ, ઠીક.

૧૩. ક્રિયાનો નકાર એટલે તે થઈ નથી તે. એમ નકાર બતાવનારે અવ્યય **નકારવાચક** ક્રિયાવિશેષણ છે. દા. નહિ. ન, ના, મા.

**પ્રશ્નો:—**

૪. (૧) ક્રિયાવિશેષણ અવ્યયનો અર્થ દાખલાથી સ્પષ્ટ કરો.

(૨) રીતિવાચક, હેતુવાચક, અને સ્વીકારવાચક ક્રિયાવિશેષણ અવ્યય સમજાવો.

(૩) અનુકરણવાચક, સંશયવાચક અને ન્યૂનતાદર્શક ક્રિયાવિશેષણના ત્રણ ત્રણ દાખલા આપો.

(૪) નકારવાચક ક્રિયાવિશેષણ એટલે શું? તે અવ્યયવાળાં ત્રણ વાક્યો બનાવો.

૫. નીચેનાં વાક્યોમાંથી જુદી જુદી જાતનાં **ક્રિયાવિશેષણ** શોધી કાઢો:—(૧) કેશવ રોજ મોડો આવે છે. તેને તે સંબંધી વારંવાર કહેવામાં આવ્યું છે. (૨) વકીલની દલીલ નિ:સંશય ખરી હતી, પણ જરા વધારે બોલવાથી મેજિસ્ટ્રેટને સહેજ માઠું લાગ્યું. (૩) હવે પછી મોહન આવું કામ કરશે નહિ, કેમકે તેને ફેરેફેરે શિક્ષા થઈ છે. (૪) ડાળીઓ થોડી આણીગમ અને થોડી પેલીગમ પડી ગઈ. (૫) તે હજુ કેમ ઉઠયો નથી? વખતે તે થાકયો હશે. (૬) છોકરો કયાં ગયો છે તે હું જાણતો નથી; ઘણું કરીને તે દખણાતો ગયો હશે. (૭) વિનુએ પુષ્કળ ખાધું એટલે તે અતિશય અકળાયો અને છેવટે તેને દવા પીવી પડી. (૮) તમારે આ કામ જરૂર કરવાનું છે; નહિ તો બનતાં સુધી તમને તે છોડવાનો નથી. (૯) પ્રથમ તો આકાશ ઘનઘોર થયું અને પછી વરસાદ ખૂબ પડયો. (૧૦) નાનાં છોકરાંને કોઈ પણ કામ સંપૂર્ણ રીતે કરવાની ટેવ પાડવી, કારણ કે તેથી તેમનામાં કાળજીપૂર્વક કામ કરવાનો ગુણ આવે છે. (૧૧) બકરાએ વાડામાંથી નીકળવા ફોકટ ફાંફાં માર્યાં, તેથી તે તદ્દન થાકી ગયું. (૧૨) હા, તમારું કહેવું તો ઠીક છે, પણ ભલે, કનુને જોશ

કરવું હોય તેમ કરે. (૧૩) ટાઢમાં હાથ ચમચમ થાય છે. (૧૪) ગાડી ધણી પાસે આવી, તોપણ તે જરા પણ પરવાર્યો નહોતો, તેથી તે ઉતાવળો આવ્યો પણ દોડતાં એકદમ નીચે પડી ગયો. (૧૫) તમારૂં કહેવું ખરૂં છે પણ તેને ગળે કેમ ઉતરતું નથી તે જરા પણ સમજાતું નથી, (૧૬) વર્ગમાં મનુ ખડખડ હસી પડયો તેથી શિક્ષક ખૂબ નારાજ થયા. (૧૭) તમે તમારી જાતને કદી છેતરશો નહિ. (૧૮) મેં તેને ઘડીએ ઘડીએ કહ્યું, તોપણ તેનું મન કોઈ રીતે ફર્યું નહિ. (૧૯) આપેલું વચન તોડતા ના. (૨૦) અહીંથી ત્યાં જવાનો રસ્તો ખરેખર લગારે સારો નથી, પણ તેણીગમ કદાચ જવાને હરકત નથી. (૨૧) તેણે તે કામ સંપૂર્ણ રીતે કર્યું હશે? (૨૨) આગળથી ગાડી અથડાવાથી બધો સામાન પાછળથી એકદમ દૂર પડયો. (૨૩) દિવાળીમાં ફટાકડા ફડાફડ ફોડવામાં આવે છે. (૨૪) આમ તેમ ભમતો ભમતો દિનકર આસ્તે આસ્તે જતો હતો; તેવામાં મોટર અથડાવાથી તે નીચે ધબ દઈને પડયો. (૨૫) મધરાતે વરસાદ જોસભેર પડવાથી નદીમાં ઝપાટાબંધ રેલ આવી તોપણ લોકોના જાનમાલને સ્હેજ પણ નુકસાન થયું નહિ.

(બ) (૧) ઇ. સ. પૂર્વે સુમારે ૮૦૦ વર્ષ પર રોમમાં જુદી જુદી જાતો વસતી હતી. રોમ લોકો પોતાના પાડોશી જોડે નિરંતર લડતા હતા. શરૂઆતમાં અમીર પાસે સંપૂર્ણ સત્તા હતી. બંને જાતો વારેવારે લડતી અને ઘડીએ ઘડીએ મારામારી પણ થતી. (૨) ના, સાહેબ, મને બહોળે હાથે ખરચ કરવાની ટેવ પડી છે તેથી આજસુધીમાં કંઈ બચાવ્યું નથી. એ ટેવ બીલકુલ સારી નથી. માણસે અણધાર્યા પ્રસંગ માટે દ્રવ્ય બરાબર સંઘરવું જોઈએ. આવક વધશે ત્યારે થોડુંક બચાવીશું એવા વિચારથી તેઓ છુટે હાથે ખર્ચે છે. કરકસર બીજો ભાઈ છે એ કહેવત અસલથી ચાલતી આવી છે. સાહેબ, આપે એ વાત ઠીક કહી. હું હવે કરકસરના ફાયદા બરાબર સમજ્યો છું; અને યોગ્ય રીતે ખર્ચ કરી થોડુંક બચાવીશ.

(૩) વનમાંથી મહેતા પહેલાં પાછા આવ્યા પછી સ્ત્રી સાથે જુદા રહ્યા અને આખરે બહાર રહ્યા પછી તેમણે માત્ર ઈશ્વરની લીલા ખૂબ ગાઈ છે. ખરૂં જોતાં તો તે એકજ ઈશ્વરને ભજતા. સાધુસંતોના અખાડામાં ઘણુંખરૂં તે રહેતા. તે વાત તેમની સ્ત્રીને લગારે ગમી નહિ. (૪) આ બહાદુર સ્ત્રીના હાથમાં રાજ્યની લગામ રહી તે દરમિઆન તેણે એકનિષ્ઠાથી રાજ્ય કર્યું. અહલ્યાબાઈ એવી વખતસર વહેલી ઊઠીને કામ કરતી કે રાજ્યનાં સર્વ કામકાજ હંમેશાં બરાબર થતાં અને નિયમસર રાજ્યકાર્ય થતું.

૬ નીચેનાં ક્રિયાવિશેષણને વાક્યમાં વાપરી તે કઈ જાતનું છે તે જણાવોઃ—

અમથો, ખચીત, આગળથી, વળી, ફરીફરીથી, પેલીપાસ, તળીએ, જેમ તેમ, મા, શામાટે, ઘણુંખરૂં, બસ, કેમ, રખેને, કદી, પ્રથમતો, ખરેખર, એપ્રમાણે, વારૂ, રજમાત્ર, ભલે, ક્ષણેક્ષણે કેણીગમ, તડાતડ, વહેલાં, હંમેશાં, કદાચ.

૭ (૧) ઘોડો બહુ દોડયો. (૨) તે ઘણો ચિઢાયો. (૩) તેને વિશેષ સતાવ્યો. આ વાકયોમાં 'બહુ,' 'ઘણો,' 'વિશેષ,' એ મૂળ વિશેષણ છે પણ આ વાકયોમાં ક્રિયાવિશેષણ તરીકે વપરાયાં છે. કેટલાંક ક્રિયાવિશેષણ અવ્યયનું રૂપ વિકારી વિશેષણ માફક ફરે છે.

૧. છોકરો **મોડો** આવ્યો.

૨. છોકરી **મોડી** આવી.

૩. છોકરો **વહેલો** આવ્યો.

૪. છોકરી **વહેલી** આવી.

જ્યારે ક્રિયાવિશેષણને **પ્રત્યય** લાગે છે ત્યારે તેનો **અર્થ** જુદો થાય છે.

**અહીંના** લોકો મહેનતુ છે. વિશેષણ.

છોકરો **નીચેનું** પગથીઉં ભૂલ્યો. વિશેષણ
**આગળથી** તેણે વાત કરી નહિ. ક્રિયાવિશેષણ
ફરવા જવાની તેને **રોજની** ટેવ છે. વિશેષણ

નિયમસર, ગુચચુપ, ત્યાંસુધી, છાનામાના, યથાશક્તિ, ઘણું-કરીને, હરહંમેશ, ગુસ્સાભેર, કહેતાંવાર, યથાયોગ્ય, આ ક્રિયાવિશેષણ બે શબ્દોના બનેલા છે અને તેમનો એકજ અર્થ થાય છે. બંને શબ્દોને એક શબ્દસમૂહ તરીકે ગણી તેમનું પદચ્છેદ કરવું.

## ૨. નામયોગી અવ્યય

૧. ૧. ઝાડ **પર** પક્ષી બેઠું છે.
૨. ઘર **વચ્ચે** મોટો ચોક છે.
૩. તમારી **પાછળ** ગાડી આવે છે.
૪. ખેતર **ભણી** મગન ચાલ્યો.
૫. ગાંડા **પેઠે** તે બોલતો હતો.

આ વાક્યોમાં 'પર,' 'વચ્ચે,' 'પાછળ,' 'ભણી' અને 'પેઠે એ અવ્યયો 'ઝાડ,' 'ઘર,' 'તમારી' 'ખેતર' અને 'ગાંડા' સાથે આવેલાં છે અને આ નામ તથા સર્વનામો પક્ષી, ચોક, ગાડી, મગન અને 'તે' નો સંબંધ બતાવે છે. 'ઝાડ પક્ષી બેઠું છે' એમ બોલવાથી બરાબર અર્થ સમજાતો નથી, પણ 'ઝાડ પર પક્ષી બેઠું છે એમ બોલવાથી અર્થ સ્પષ્ટ સમજાય છે. જેમ વિભક્તિના જુદા જુદા પ્રત્યયથી વાક્યમાં આવેલાં પદોનો અરસપરસ સંબંધ સમજાય છે, તેવી રીતે ઉપર બતાવેલા અવ્યયનો ઉપયોગ વિભક્તિના પ્રત્યયના જેવો છે; કારણકે નામની વિભક્તિ તથા નામયોગીનો ઉપયોગ સર-ખોજ છે. હાલમાં જે વિભક્તિના પ્રત્યયો છે તે પ્રથમ જુદા જુદા શબ્દો હોવા જોઈએ અને તે વડે વાક્યના પદોનો સંબંધ સમજાતો હશે, તેથી જે અવ્યયો નામ કે સર્વનામની સાથે સંબંધ રાખે છે તેને **નામયોગી** (નામ+યોગી, યોગી=જોડાએલો) કહે છે અને તે

ક્રિયાપદની સાથે સ્થળ, કાળ, કારણ વગેરે જાતનો સંબંધ જણાવે છે.

૨. ૧. કાંતિ મારી **પાસે** ઉભો છે.

૨. દિવસ **પછી** રાત્રિ આવે છે.

૩. તળાવ **તરફ** ગાય જાય છે.

૪. તમારા **સિવાય** આ કામ થશે નહિ.

૫. મા છોકરા **માટે** ઘણું દુઃખ સહન કરે છે.

૬. તેના **વિષે** ઘણા ગપાટા ઊડયા છે.

૭. કાતર **વતી** છોકરાએ કાગળ કાપ્યો.

૮. આ બાબતનો કારણ **સહિત** ખુલાસો કરશો.

૯. આ છોકરો ગાંડા માણસ **માફક** બોલે છે.

૧૦. મજુર બે ગાઉ **લગી** ભાર ઉંચકી ચાલ્યો.

૧૧. ગુજરાત **કરતાં** ઉત્તર હિંદમાં ટાઢ વધારે પડે છે.

૧. **પાસે,** એ ઠેકાણું બતાવનાર **અવ્યય** છે એટલે તે **સ્થળવાચક** અવ્યય છેઃ આગળ, અગાડી, અંદર, બહાર, આસપાસ, વચ્ચે, સામે, હેઠળ, પાછળ, સાથે, લગણ પૂઠે, મધ્યે, માંહે, હેઠે, તળે, વચ્ચોવચ, હારે.

૨. **પછી,** એ વખત બતાવનાર અવ્યય છે. બીજાં **કાળવાચક** અવ્યયોઃ—અગાઉ, અગાડી, આગળ, પહેલાં, પછી, પાછળ, પછાડી, સુધી, પૂર્વે.

૩. **તરફ,** એ **દિશા બતાવનાર** અવ્યય છેઃ ભણી, તરફ, ગમ, પાછળ, આરપાર.

૪. **સિવાય,** એ અમુક બાબતનો અભાવ બતાવનાર અવ્યયઃ વિના, વગર, વણ, ઉપરાંત.

૫. **માટે,** 'હેતુ' બતાવનાર—**હેતુવાચક** અવ્યયઃ કાજે, વાસ્તે, અર્થે, બદલે, લીધે, સારૂ.

૬. **વિષે, સંબંધ બતાવનારઃ** સંબંધી, સંબંધે, પ્રત્યે.

૭. **વતી, સાધન બતાવનાર**: વતે, વડે, મારફતે, હસ્તક, દ્વારા.
૮. **સહિત, સાહિત્ય બતાવનાર**: સુદ્ધાં, સોત.
૯. **માફક, રીતિવાચક બતાવનાર**: ગોડે, પેઠે.
૧૦. **લગી, મર્યાદાવાચક**: પર્યંત, સુધી.
૧૧. **કરતાં**, મુકાબલો બતાવે છે.

૩. નામયોગી સાથે નામ કે સર્વનામની વિભક્તિ સાધારણ રીતે છઠ્ઠી હોય છે. કોઈવાર છઠ્ઠીનો પ્રત્યય અધ્યાહાર હોય છે પણ સર્વનામની સાથે પ્રત્યય લાગેલો હોય છે. દા. તમારી પાસે તે રૂપીઓ લેવા આવ્યો હતો. નામયોગી અવ્યય જે નામ સાથે જોડાએલો હોય છે તે નામને ના, ની, અને ને પ્રત્યય લગાડેલા હોય છે અથવા તે ઉપર જણાવ્યા મુજબ અધ્યાહાર હોયછે. કેટલાંક નામયોગી જેવાં કે, વડે, વિના, વતી, સહિત, સંબંધી, સિવાય, કરતાં વગેરેની પહેલાં **ના** આવે છે. દા. તે**ના** વિના તેને કંઈ સૂઝતું નથી.

કેટલાંક નામયોગી, જેવાં કે નીચે, પાછળ, પાસે, પૂર્વે, બહાર મધ્યે, વચ્ચે, સાથે, હેઠે, સામે, માંહે, અગાઉ, વગેરેની પહેલાં **ની** આવે છે. દા. ગાય**ની** પાછળ વાછરડી ગઈ. કાજે, વાસ્તે, અર્થે, બદલે, માટે, લીધે, સાટે, સારૂ વગેરેની પહેલાં **ને** આવે છે. પૈસા**ને** વાસ્તે તેણે શરીર બગાડ્યું.

'કરીને' એ નામયોગી અવ્યય જે નામ કે સર્વનામ પહેલાં આવે છે તેને ત્રીજી વિભક્તિનો એ પ્રત્યય લાગે છે. દા. ચપ્પુએ કરીને તેણે આંગળી કાપી. હાથે કરીને તેઓએ દુઃખ વહોર્યું. 'કાજે' ને 'અર્થે'નાં જો કે મૂળ રૂપ સાતમીમાં છે; તોપણ એ અવ્યયની પહેલાંનાં નામ કે સર્વનામ છઠ્ઠીમાં આવે છે. દા. તે**ને** કાજે મેં આટલું સહન કર્યું. બીજાની ઉન્નતિ**ને** અર્થે સ્વાર્થત્યાગ કરવો જોઈએ એમાં 'ને' એ છઠ્ઠીનો પ્રત્યય છે. આ છોકરો એક **ગાઉ સુધી** ચાલી શક્યો નહિ. 'ગાઉ' એની મર્યાદાવાચક બીજી વિભક્તિ છે.

ઠેકાણું અને વખત બતાવનાર ઘણાં નામયોગી અવ્યય ક્રિયાવિશેષણ તરીકે પણ વપરાય છે. દા. છોકરો મારી અગાડી દોડયો, તે અગાડી દોડતો જાય છે. મારી પાસે તે બેઠો હતો, તે પાસે બેઠો હતો, તેની પછી હું આવ્યો, આ પછી આવ્યો. રાત્રે ઘરની બહાર બહુ ફરવું નહિ, રાત્રે તે બહાર સૂઈ રહ્યો. જ્યારે આવાં અવ્યય નામ કે સર્વનામ સાથે હોય છે ત્યારે નામયોગી કહેવાય છે, પણ જ્યારે તે ક્રિયાપદનો ગુણ બતાવે છે ત્યારે ક્રિયાવિશેષણ કહેવાય છે.

પ્રશ્નો:—

૪. (૧) નામયોગી અવ્યય કોને કહે છે ? તે દાખલાથી સ્પષ્ટ કરો.
(૨) નામયોગીના જુદા જુદા પ્રકાર બબ્બે દાખલા આપી સમજાવો.
(૩) સ્થળ અને કાળવાચક નામયોગી ક્યારે ક્રિયાવિશેષણ તરીકે ગણાય છે ? તેના પાંચ દાખલા આપો.
(૪) 'ના' 'ની' 'ને' પ્રત્યય કયાં નામયોગી અવ્યય પહેલાં આવે છે.

૫. નીચેનાં વાકયોમાંથી જુદાં જુદાં **નામયોગી** અવ્યય શોધી કાઢો અને તે કઈ જાતનાં છે તે કહો:—

(૧) બાપ છોકરા માટે પૈસો એકઠો કરે છે, પણ તેના મરણ પછી તે ઘણુંખરૂં ઉડાવે છે. (૨) ગરમીએ કરીને તેનું માથું ચઢયું હતું. (૩) ગામની ભાગોળ લગણ પણ તે હજુ ચાલી શકતો નથી. (૪) ઉનાળા કરતાં શિઆળામાં ભૂખ વધારે સારી લાગે છે. (૫) વગર વિચાર્યે તેણે આ સાહસ કર્યું. (૬) શિક્ષકની આસપાસ છોકરાં વીટળાઈ વળ્યાં. (૭) ઘરની અંદર કરતાં તેની બહાર તાપ વધારે લાગે છે. (૮) કુતરો ચોરની પાછળ પાછળ ઘણું ગયો. (૯) ગામની વચ્ચોવચ્ચ તેનું ખૂન થયું. (૧૦) પૈસાને લીધે તેનો જાન ગયો. (૧૧) તે કુટુંબકબીલા સુદ્ધાં જાત્રા કરવા ગયો. (૧૨) કીર્તિદ્વારા

મનુષ્ય એક રીતે જીવે છે. (૧૩) દરવાજા ભણી ચોર નાઠો હતો, પણ ત્યાંલગી પહોંચતાં સુધીમાં તો તેને પકડ્યો હતો. (૧૪) આ ઉપરાંત તેણે ઘણું ખર્ચ કર્યું હતું. (૧૫) જંગલની મધ્યે ચોરની ગુફા હતી. (૧૬) તમારા વિષે તે કંઈ પણ બોલતો નથી. (૧૭) તમારા હસ્તક આ કામ થયું હતું. (૧૮) ઝાડ હેઠળ વાંદરૂં રમતું હતું. (૧૯) તેના થકી મેં આ રૂપીઆ આપ્યા છે. (૨૦) હવે ઠેઠ દ્વારકા સુધી રેલ્વે થઈ છે. (૨૧) સેનાપતિ સિવાય લશ્કર બરાબર લડે નહિ. (૨૨) હું ઘર માંહે ગયો કે તે તરત મારી સામે આવી ઉભો. (૨૩) છોકરા વાસ્તે મા ઘણું દુઃખ વેઠે છે. (૨૪) તે માળ ઉપર બેઠો હતો તેવામાં દિવાલ તૂટી પડી. (૨૫) સાંજે પક્ષી માળા તરફ જાય છે. (૨૬) મોહન વગર આ કામ થશે નહિ. (૨૭) માંદગીના સબબે તેણે રજા લીધી (૨૮) શિક્ષકને બદલે મોનિટરે પાઠ લીધો. (૨૯) મોટાઈની વાસના વિષે ટુંકો નિબંધ લખો. (૩૦) અંબુ હાથે કરીને દુઃખ વેઠે છે.

૬. નીચેનાં નામયોગી અવ્યય વાકયમાં વાપરો અને તે કઈ જાતનું છે તે કહો.

સાટે, પછવાડે, મધ્યે, સંબંધી, ભણી, પેઠે, સહિત, માટે, અગાઉ, નીચે, લીધે, માફક, પર્યંત, હારે, પહેલાં, સિવાય, નિમિત્તે, વડે, જોડે, અગાડી, અર્થે.

## ૩. ઉભયાન્વયી અવ્યય

૧. ઉભયાન્વયી અવ્યય બે વાક્યને જોડે છે. જ્યારે તે બે શબ્દને જોડે ત્યારે ખરી રીતે વાકયોનેજ જોડે છે.* દા. રામ અને સીતા વનમાં ગયાં. રામ વનમાં ગયા અને સીતા વનમાં ગયાં. ઉભયાન્વયી અવ્યય વાકયોને જોડીને તેમનો જુદા જુદા પ્રકારનો સંબંધ દર્શાવે છે.

* 'બે અને બે ચાર થાય છે.' એમાં 'બે અને બે' એને છુટા પાડી શકાય એમ નથી. તે એક આખો શબ્દસમૂહ છે.

૧. છોકરે ચોપડી **તથા** સ્લેટ નાખી દીધી.
૨. તે **કાં તો** બહાર ગયો હશે, **કે** ઘરમાં કામ કરતો હશે.
૩. તમે એને કહ્યું, **પણ** તેણે કંઈ માન્યું નહિ.
૪. ચંદુલાલ ગણિતમાં કાચો છે, **કારણ કે** તેનું મન ભટકે છે.
૫. વરસાદ બરાબર પડયો નહિ, **તેથી** પાક સારો થયો નહિ.
૬. **જો** તે તમારૂં કહ્યું કરશે, **તો** તે અવશ્ય સુખી થશે.
૭ **જ્યારે** સીસોટી વાગી **ત્યારે** ગાડી ઉપડી.
૮. માખીએ બચ્ચાને બહુ સમજાવ્યું પણ માન્યું નહિ; **એટલે** તે તેના વિનાશનું કારણ નીવડયું.
૯. તેના કહેવાનો **અર્થ એ** હતો, **કે** બધાએ પોતાની મરજી માફક વર્તવું.

૧. ચોપડી **તથા** સ્લેટ. એમાં બંને વસ્તુનું એકઠાપણું બતાવ્યું છે તેથી તેને **સમુચ્ચયવાચક** ઉભયાન્વયી અવ્યય કહે છે: અને, ને

૨. **કાં તો......કે.** આ અવ્યય એમાંથી એક વિષે ઇચ્છા બતાવે છે, તેથી તે **વિકલ્પવાચક** છે: વા, અથવા, કે, અગર, યાતો, કિંવા, અથવા.

૩. **પણ** એ વિરોધ કે ઉલટાપણું બતાવે છે, તેથી તે **વિરોધવાચક** છે: તોપણ, પરંતુ, તથાપિ, છતાં, તે છતાં, તેમ છતાં, ઉલટું,

૪. **કારણકે** પહેલા વાક્યની ક્રિયાનું કારણ, બીજું વાક્ય આપે છે તેથી તે **કારણવાચક** છે: કારણ, કારણ જે, કેમકે કાંકે, એટલા માટે કે, શા માટે જે.

૫. **તેથી** અમુક ક્રિયા થાય છે તેથી અમુક પરિણામ આવે છે. પરિણામ બતાવે છે તેથી તે **પરિ-**

ણામવાચક છે. એ ઉપરથી, તેથી કરીને, એટલા માટે, એથી, એથી કરીને, તે ઉપરથી, તે માટે, તેટલા માટે, એ માટે, એટલે.

૬ જો, તો — એ અવ્યયો અમુક ક્રિયાનો આધાર અમુક શરત ઉપર છે એમ બતાવે છે, તેથી તે **સંકેતવાચક** છે. દા. જો-તો જોકે-તોપણ, અગર જો-તોપણ.

૭ જ્યારે—ત્યારે. તોપણ, કદાચ-તોપણ. એ સંબંધ બતાવે છે તેથી **સંબંધવાચક** છેઃ જેમ-તેમ, જ્યાં-ત્યાં

૮. એટલે — પ્રથમ કહેલી બાબતનું તે સ્વરૂપ સમજાવે છે. તેથી તે **સ્વરૂપવાચક** છે.

૯. કે — એ **વાક્યવર્ધક** એટલે બીજા વાક્યના આરંભમાં પહેલા વાક્ય સાથે સંબંધ જોડવા માટે મૂકાય છે, અર્થાત્ બંને વાક્યો મળી અર્થમાં વધારો કરે છે. જે, કે, વગેરે અવ્યય પ્રધાન વાક્યને ગૌણવાક્ય સાથે જોડે છે. દા. મુખ્ય બાબત એ છે જે તેણે પ્રથમ હા કહેવી હતી.

૨. તમે હા કહો કે ના કહો પણ હું **તો** આવીશ. આ વાક્યમાં 'તો' સંકેતવાચક નથી, કારણકે એની પહેલાંના વાક્યમાં 'જો' આવતો નથી પણ તે 'પણ' ક્રિયાવિશેષણના અર્થમાં છે; તેથી તે ક્રિયાવિશેષણ અવ્યય છે. તે પ્રમાણે વળી, પણ, એ, જ, માત્ર, ફક્ત, એ ક્રિયાવિશેષણના અર્થમાં આવે છે. તે **પણ** બોલવા લાગ્યો, તેણે **વળી** આમ કહ્યું, હું**એ** ત્યાં આવવાનો છું, તમે **ફક્ત** લખ્યા કરો છો, હવે તે દૂધજ પીએ છે.

૩. કેટલાંએક અવ્યય નામયોગી, ક્રિયાવિશેષણ અને ઉભયાન્વયી તરીકે વપરાય છે. તે તેમના સંબંધ ઉપરથી નક્કી થઈ શકે છે.

૧. ઘરની **આસપાસ** બહુ કચરો છે. (નામયોગી, કારણકે ઘર સાથે તેનો સંબંધ છે.)

૨. બ્રાહ્મણે **આસપાસ** ફાંફાં માર્યાં ( ક્રિયાવિશેષણ, કારણકે તે ક્રિયાપદની સાથે સંબંધ ધરાવે છે )

૩. અજવાળીઉં આવે છે, પછી અંધારીઉં આવે છે (ઉભયાન્વયી)

૪ અજવાળીઆ **પછી** અંધારીઉં આવે છે. (નામયોગી)

૫ નોકર **પછી** આવ્યો તેથી ગાડી ચૂકયો. (ક્રિયાવિશેષણ)

આ પ્રમાણે અવ્યય કઈ જાતનું છે તેનો આધાર તે કયા પદ સાથે કેવા અર્થ પ્રમાણે સંબંધ ધરાવે છે તે ઉપર રહે છે.

પ્રશ્નો:—

૪. (૧) ઉભયાન્વયી અવ્યયનું વાકયમાં શું કર્તવ્યછે ? તેના ત્રણ દાખલા આપો.

(૨) વિકલ્પવાચક અને વિરોધવાચક અવ્યયનો તફાવત દાખલાથી સ્પષ્ટ કરો.

(૩) સંબંધવાચક અને સંકેતવાચકમાં શો ભેદ છે ? ત્રણ ત્રણ દાખલા આપી તે સમજાવો.

(૪) પરિણામવાચક અવ્યય દાખલાથી બરાબર સમજાવો.

(૫) કેટલાંએક અવ્યયો નામયોગી, ક્રિયાવિશેષણ અને ઉભયાન્વયી તરીકે વપરાય છે તે દાખલાથી બતાવો.

૫. નીચેનાં વાકયોમાંથી જુદાં જુદાં **ઉભયાન્વયી અવ્યયો** શોધી કાઢો:—

(૧) જો કે તે માંદો હતો, તોપણ તે જમવા ગયો. (૨) મુનીમને બહુ માન મળ્યું, કારણકે તે પ્રમાણિક હતો. (૩) વરસાદ નથી આવતો, એથી કરીને ખેડુતને બહુ ચિંતા રહે છે. (૪) તમારે હવે અંદર જવું, કે બહાર જવું. (૫) બુદ્ધિ તથા કરકસર પૈસાના સંગ્રહનું

કારણુ છે. (૬) છગનને સારી સલાહ આપી, પરંતુ તેણે જીદ કરી. (૭) જેમ જેમ છોકરૂં મોટું થાય છે, તેમ તેમ તેનો બાંધો ખીલે છે. (૮) મેં તેને કહ્યું તો ખરૂં, પણ તેણે માન્યુંજ નહિ. (૯) વાડાની પાછળ બોરડીનું ઝાડ છે. (૧૦) કનુ પાછો પાછળ નાઠો. (૧૧) પદાર્થવિજ્ઞાનનો એક ઉપયોગી નિયમ એ છે, કે ગરમીથી પદાર્થ ફૂલે છે. (૧૨) ખાસ ધ્યાનમાં રાખવાની બાબત એ છે, જે પહેલું સુખ તે જાતે નર્યા. (૧૩) બાબર મોગલ રાજ્યનો પાયો નાખી શકયો, કેમકે તે બહાદુર અને રાજ્યલોભી હતો. (૧૪) જીવનનો મુખ્ય આધાર બાહ્ય સંજોગો ઉપર છે; અર્થાત્ તેમની અસર તેના ઉપર હરઘડીએ થવાથી તે પ્રમાણે જીવન ઘડાય છે. (૧૫) જેવો તે ઊઠે છે, તેવો તે ચા પીએ છે. (૧૬) કાંતો તમારૂં કહેવું ખરૂં હોય કે સોમેશ્વરનું. (૧૭) મેં તેને આરામ લેવાની સલાહ આપી, પણ ઉલટો તે મારી સાથે લડયો. (૧૮) જેવી કેરી પડી, કે મોહન લઈ ને નાઠો. (૧૯) જો કે ઘણી મહેનતથી પૈસો મેળવે છે, તોપણ તે ભેગો કરી શકતો નથી. (૨૦) તેની કહેવાની મતલબ એ હતી, કે તેને બીજા મત આપે. (૨૧) ગુલાબને બહુ તાવ આવ્યો, તેથી કરીને તેને માથે બરફ મૂકવો પડયો. (૨૨) ઉત્તર ધ્રુવમાં રિંછ ધોળાં હોય છે; એ ઉપરથી એ અનુમાન નીકળ છે, કે પરિસ્થિતિને અનુસરી પ્રાણીનો રંગ અને આકાર ઘડાય છે. (૨૩) ત્રિકમે મારી પાસે રૂપીઆ માગ્યા તો પણ મેં આપ્યા નહિ; કારણુ કે તેને બહુ દેવું છે. (૨૪) અગર શેઠ સટ્ટાથી પૈસાવાળો થાય કે તે પાયમાલ થાય. (૨૫) આ માણુસ ગરીબ છે; તેમ છતાં તે ઉદાર છે.

૬. નીચેનાં અવ્યયો વાકયમાં વાપરીને કઈ જાતનું ઉભયાન્વયી અવ્યય છે તે કહો:—

પરંતુ, કેમકે, એ માટે, એમ છતાં, અને, કે, ને, શા માટે જે, એટલે, તથાપિ, અથવા, પણ, એથી, છતાં, એટલા માટે કે,

## ૪. કેવળપ્રયોગી અવ્યય

૧. વાક્યમાં શબ્દોનો એક બીજા સાથે સંબંધ હોય છે. કેટલાક શબ્દ વાક્યનો વધારે અને કેટલાક સાધારણ ભાર ઝીલે છે, એટલે તેમની સત્તા વધારે ઓછી હોય છે, તેથી નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ એ મુખ્ય પદ છે. ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી એ અવ્યય મધ્યમ શબ્દ છે, પણ કેવળપ્રયોગી અવ્યયો વાક્યમાં બીજા શબ્દો સાથે સંબંધ રાખતા નથી એટલે છુટા રહે છે. તે ઉદ્‌ગારરૂપ છે, એટલે તેનો ઉચ્ચાર ઘણી ઝડપથી કહાડી નાખ્યો હોય એવો છે. સુખ, દુઃખ, હર્ષ, શોક, બીક, આશ્ચર્ય, આનંદ, ગભરાટ, વગેર, મનના, વિકારો એકદમ થઈ આવવાથી જે બોલવામાં આવે છે તેને ઉદ્‌ગાર અથવા કેવળપ્રયોગી અવ્યય કહે છે.

(૧) વાહ! તેં સારૂં કામ કર્યું. એ હર્ષ બતાવે છે તેથી **હર્ષવાચક** છે: વાહવાહ, શાબાશ, હાશ, હાશ હાશ, આહા, ઓહો.

(૨) અરેરે! તે બિચારાની ખરાબી થઈ. એ દુઃખ બતાવે છે તેથી **દુઃખવાચક** છે. અરે! અરેરે! ઉં! શિવ! શિવ! ઓ બાપરે! ઓ મારે! અરે રામ! ઓયરે! હાય! હાયહાયરે?

(૩) અહો, શું એને પહેલું ઇનામ મળ્યું! એમાં આ આશ્ચર્ય હોવાથી તે **આશ્ચર્યવાચક** છે: ઓહો! અધધધ! અહાહા! હે!

(૪) ધિક્! આવું કામ તમારાથી કદી થાય? એમાં તિરસ્કાર હોવાથી તે **તિરસ્કારવાચક** છે; થુ! છી છી! થૂ થૂ! છટ્! ફટ! ફટફટ! હત! ધિક ધિક! મેર.

(૫) ચૂપ! હવે કંઈ બોલશો નહિ. એમાં ક્રોધ હોવાથી તે **ક્રોધવાચક** છે: ચપ! બસ.

(૬) સાહેબ! આપની આ ઇચ્છા છે? આમાં વિનય જણાવ્યો છે તેથી તે વિનય વાચક છે: જી, મહારાજ.

(૭) હે! ક્યાં જાય છે. એમાં સંબોધન હોવાથી તે **સંબોધનવાચક** છે. એ, ઓ, અરે, અલ્યા. (દૂરથી બોલવામાં વપરાય છે.)

(૮) જય જય ગરવી ગુજરાત! એ **કલ્યાણવાચક** છેઃ સ્વસ્તિ, કલ્યાણ, અસ્તુ, ધન્ય ધન્ય.

તેની બહુ **વાહવાહ** થઈ. } આમાં **વાહવાહ**, અને **અરે**
તેને કંઈ **અરે** નથી. } નામ તરીકે વપરાયાં છે

**પ્રશ્નોઃ—**

૨. (૧) કેવળપ્રયોગી અવ્યયનો અર્થ દાખલાથી સમજાવો.

(૨) કલ્યાણવાચક, ક્રોધવાચક, અને આશ્ચર્યવાચક અવ્યય સમજાવો.

(૩) હર્ષવાચક અને દુઃખવાચકના ત્રણ ત્રણ દાખલા આપો.

૩. નીચેના વાકયોમાંથી જુદાં જુદાં કેવળ પ્રયોગી અવ્યયો શોધી કાઢો અને તે કઈ જાતનું છે તે કહોઃ—

(૧) અધધધ! વરસાદે તો ગજબ કર્યો. (૨) હત! તું તો આવો નીકળ્યો. (૩) એ, ગાડાવાળા ગાડાને બાજુએ હાંક. (૪) અરે રામ! હવે તો મૂળશંકર દુઃખમાં આવી પડયો. (૫) હાશ! તેનો ઠીક ઘાટ ઘડાયો છે. (૬) અરે! પ્રાણલાલને એકદમ શું થયું? (૭) ધન્ય! સોમેશ્વરના માતાપિતાને કે જીવના જોખમે આ છોકરાનો તેણે જાન બચાવ્યો. (૮) વાહવાહ! દુર્લભજીએ તો નદી તરી જવામાં કમાલ કરી. (૯) શિવ! શિવ! બિચારૂં કુરકુરીઉં મોટર તળે ચગદાઈ ગયું. (૧૦) બસ, તમને આમાં બોલવાનો અધિકારજ નથી.

૪. નીચેનાં અવ્યયો વાકયમાં વાપરો અને તે કઈ જાતનું છે તે કહોઃ—

ઓય, હેં, વાહવાહ, ઓ બાપરે, અહાહા, ઓ, શાબાશ, ધિક-ધિક, ચૂપ, અસ્તુ.

**૫. નીચેનાં વાકયોમાંથી જુદી જુદી જાતનાં અવ્યયો કારણ સહિત શોધી કાઢોઃ—**

(अ) અશોકના મરણ પછી તરતજ મહારાજ્યમાંથી કેટલાક દેશ ધીમે ધીમે સ્વતંત્ર થવા લાગ્યા. ઇ. સ. પૂર્વે ૧૮૩માં તે રાજ્ય તેના સેનાપતિ પુષ્યમિત્રે લીધું, તેથી મૌર્યવંશની આખર આવી. સિપ્રક રાણાએ શુંગ અને કણ્વ વંશનો જડમૂળથીજ નાશ કર્યો; અને પોતાનું રાજ્ય સંપૂર્ણ રીતે દૃઢ કર્યું. આ વંશ પછી મગધ રાજ્ય નાબુદ થયું.

(ब) એવામાં એક વાર એક બાઈએ પોતાના છોકરાને જરા ઠપકો દીધો કે ચંદ્રગુપ્ત જેવું કેમ કરે છે! વળી તે જણાવે છે કે એમના ઘરને કદાપિ તાળાં દેવાં પડતાં નથી, અને કોઈ હિંદુ કદી જુઠું બોલ્યો હોય એવું જાણવામાં નથી. લોકો કવચિતજ કચેરીમાં દાવો કરે છે. કોટની આસપાસ પહોળી અને ઉંડી ખાઈ છે. ચંદ્રગુપ્ત પછી બિંદુસાર તથા અશોક રાજા થયા. અશોકે ધોરી રસ્તા પર ઝાડ બહુ રોપાવ્યાં હતાં અને ઢોરને કાજે પાંજરાપોળ સ્થાપી હતી.

(क) પ્રથમ સંન્યાસીઓ પાસે થોડું રહીને ગૌતમે વેદનું જ્ઞાન ઠીક મેળવ્યું, તેથી તેમના ચિતનું સમાધાન થયું. પછી દેહકષ્ટ પુષ્કળ કર્યું, તોપણ ખરૂં જ્ઞાન મળ્યું નહિ. છેવટે કંટાળીને પીપળા નીચે નિરાંતે વિચાર કરવા બેઠા. ત્યાં એમને જગતના દુઃખનું કારણ બરાબર જડી આવ્યું. એમને જણાયું કે નિર્વાણથી શાંતિ મળે છે; પણ આ શાંતિ જેમ દુનિયાની મોજમઝાથી મળતી નથી, તેમ દેહકષ્ટથકી પણ મળતી નથી. જગત ઉત્પન્ન થયું વગેરે પ્રશ્નનો વાદવિવાદ કર્યો નહિ; પણ પરોપકાર એજ પુરુષનું કર્તવ્ય છે, એમ તેમને બતાવ્યું. પેલી બાઈ ભટકીને પાછી આવી અને કહ્યું કે હે ભગવાન, મને રાઈ ન મળી. એવું એકે ઘર નથી કે જ્યાં આજ સુધી કોઈ મરી ગયું નહોય.

## પાઠ ૧૭ મો

### પૂર્વંગ અને પ્રત્યય

**૧.** જે શબ્દ બીજા કોઈ શબ્દથી ઉત્પન્ન થતો નથી અથવા જેનું મૂળ જણાતું નથી તેને **સિદ્ધ** શબ્દ કહે છે. દા. **ગમ્, સૃ, વસ્** વગેરે. સિદ્ધ શબ્દના બે પ્રકાર છે: (૧) **આશ્રયદાયક** અને (૨) **ઉપસંગી** દા. **કૃ**, કર, કાર ઉપરથી સંકર, વિકાર, ભયંકર, ગ્રંથકાર; અને કરણ ઉપરથી પ્રકરણ, અંતઃકરણ. એમાં 'કર' અને 'કરણ' આશ્રયદાયક શબ્દો છે; કારણ કે તે મૂળરૂપને 'સમ્' 'અંતઃ' 'વિ' 'પ્ર' જેવા છુટા શબ્દો આગળ કે પાછળ વળગેલા છે તેથી તેને **ઉપસંગી** કહે છે. ઉપસંગીને અવ્યય કહે છે તેથી જે અવ્યય શબ્દની પહેલાં આવીને તેના અર્થમાં ફેરફાર કરે છે તેને **પૂર્વંગ** કહે છે દા. અવતરણ અવદશા, અવગણના, અનર્થ, અનંત, અનેક; એમાં અવ અને અન્ અવ્યય મૂળ શબ્દો ત.ણ,દશા, ગણના, અર્થ, અંત, અને એકના અર્થમાં ફેરફાર કરે છે. જે શબ્દ બીજા શબ્દોને છેડે આવી તેના અર્થમાં ફેરફાર કરે છે તેને **પ્રત્યય** કહે છે. દા. વનચર; ખેચર, ગ્રંથકાર, કુંભકાર, એમાં ચર અને કાર પ્રત્યય છે. **પૂર્વંગ** (પૂર્વ=પહેલાં અને ગ=ગએલું, **ગમ્** ઉપરથી) નામ કે ધાતુની તથા ધાતુથી ઉત્પન્ન થએલા શબ્દની પહેલાં આવે છે. **અનુસાર, અભિમાન, પ્રત્યુત્તર, વિકાર, સુવિચાર** એમાં અનુ, અભિ, પ્રતિ, વિ. અને સુ એ ઉપસર્ગ છે. (ઉપ=પાસે, સર્ગ–**સૃજ્**=ઉત્પન્ન કરવું), કારણકે તે ધાતુની પાસે આવી તેના અર્થમાં ફેરફાર કરે છે. **અધમ, અવ્યય, અનર્થ** એમાં **અ**, અને **અન્** જે મૂળ શબ્દની પહેલાં આવેલા છે તેને **પૂવગ** કહે છે પણ તેને ઉપસર્ગ કહેતા નથી. ધાતુની પહેલાં જે અવ્યય આવે છે તેને સાધારણ રીતે **ઉપસર્ગ** કહે છે. એવા એકવીસ ઉપસર્ગ છે.

**૨. અતિ,** બહુ; અત્યંત, અતિવૃષ્ટિ, અતિશય, અતિક્રમ, અતિદુષ્ટ.

અધિ, ઉપર; અધિકારી, અધિકરણ, અધ્યક્ષ, અધિપતિ.
અનુ, પછી, મળતું; અનુકરણ, અનુજ, અનુકૂળ, અનુભવ, અનુમાન,
અંતઃ, વચ્ચે, માંહે; અંતઃકરણ, અંતર્ધાન, અંતઃપુર. અંતઃસ્થ.
અપ, નીચે, ખોટું; અપમાન, અપકાર, અપશુકન, અપકર્ષણ.
અભિ, ભણી,ચોગમ;અભિમાન,અભિષેક,અભિસંધિ, અભ્યાગત.
અપિ, ઉપર; અપિધાન, (ઉપર ઓઢેલું).

અવ, નીચું, ઉતરતું; અવકળા, અવદશા, અવતાર, અવગણના.
આ, સુધી, મર્યાદા, ઉંચે; આરોહણ, આધાર, આગ્રહ. આમરણ.

ઉત્, ઉપર, ચઢતું; ઉત્કૃષ્ટ, ઉત્તમ, ઉન્મત્ત, ઉત્પાત, ઉદ્ગાર.

ઉપ, પાસે, નાનું; ઉપવન, ઉપસાગર, ઉપદેશ, ઉપકાર, ઉપનામ.
દુઃ, ખોટું; દુષ્કર્મ, દુર્ગુણ, દુરાચાર, દુર્ભાગ, દુર્વ્યસન.

નિ, સાથે, વિશેષ, નીચે; નિવાસ, નિગમન, નિધિ, નિદાન.
નિસ્, વિના, બહાર; નિશ્ચલ, નિર્દોષ, નિષ્ફળ, નિર્ધન.

પરા, પુરૂં, ઉલટું; પરાક્રમ, પરાજય, પરાવર્તન, પરાકાષ્ટા.
પરિ, બહુ, ચોમેર; પરિશ્રમ, પરીક્ષા, પર્યટન, પરિહાર.
પ્ર, આગળ, વિશેષ; પ્રગતિ, પ્રમુખ, પ્રતાપ, પ્રયોગ, પ્રયત્ન.
પ્રતિ, સામું, તરફ; પ્રતિવાદી, પ્રત્યુત્તર, પ્રત્યેક, પ્રતિકૂળ, પ્રતિકાર.
વિ, વિશેષ, વિના; વિકાર, વિધવા, વિસ્મૃતિ, વિખ્યાત, વિશેષ.
સુ, સારૂં; સુજન, સુવિચાર, સુપુત્ર, સુનીતિ, સુબોધ.
સમ્, સાથે, પુષ્કળ; સંગતિ, સંચય, સંવાદ, સંબંધ, સંભવ, સંગત.

પૂર્વંગ.

૩. અ, નહિ; અપુત્ર, અખંડ, અન્યાય, અકર્મક, અધર્મ, અસત્ય.
અન, નહિ; અનર્થ, અનંત, અનેક, અનાદિ, અનિષ્ટ.
અણ, નહિ; અણસમજુ, અણદીઠું, અણબોલ્યો.

**ન**, નહિ; નાસ્તિક, નાન્યતર, નપુંસક.
**કુ**, ખોટું; કુકર્મ, કુપાત્ર, કુમાર્ગ, કુદૃષ્ટિ, કુવાક્ય.
**નાના**, વિવિધ; નાનાપ્રકાર, નાનાવિધ.
**પુનઃ**, ફરીથી; પુનર્વિવાહ, પુનર્જન્મ, પુનરુક્તિ, પુનઃસંસ્કાર.
**સ**, સાથે; સકર્મક, સગણ, સટીક, સપ્રમાણ, સગુણ.
**સ્વયં**, પોતે; સ્વયંભૂ, સ્વયમીશ્વર.
**મિથ્યા**, ખોટું; મિથ્યાવાદ, મિથ્યાપ્રલાપ.
**અધસ્**, નીચે; અધોગતિ, અધઃપતન.
**પશ્ચાત્**, પછીથી; પશ્ચાત્તાપ, પશ્ચાદ્ભૂમિકા.
**પુરસ્**, પૂર્વ; પુરોહિત, પુરોગામી.
**ચિરમ્**, બહુકાળ; ચિરંજીવી.

## ફારસી અને અરબી પૂર્વંગ

**કમ**, ઓછું; કમઅક્કલ, કમજોર, કમજાત, કમબખ્ત, કમનસીબ.
**ખૂશ**, સારૂં; ખૂશબો, ખૂશખબર, ખૂશદિલ, ખૂશમિજાજ.
**ખબ**, સારૂં; ખૂબસુરત, ખૂબમઝા.
**ગેર**, વિના; ગેરવાજબી, ગેરઇન્સાફ, ગેરહાજર, ગેરકાયદો.
**દર**, દરેક; દરસાલ, દરમાયો.
**ના**, નહિ; નાદાન, નાપાક, નાઉમેદ, નાલાયક, નામર્દ.
**નેક**, સારૂં; નેકનામદાર, નેકખબર, નેકઈન્સાફ.
**પેશ**, આગળનું; પેશકશી, પેશખબર, પેશ્વા, પેશાબ.
**બદ**, ખોટું; બદનામ, બદસુરત, બદફેલ, બદબો, બદશિકલ.
**બે**, નહિ; બેફીકર, બેઆબરૂ, બેવકુફ, બેવફા, બેપરવા.
**લા**, નહિ, લાચાર, લાઇલાજ.
**સર**, મુખ્ય; સરસુબો, સરમુખ્તીઆર, સરકારકુન.
**બીન**, વિના; બીનમંજુર, બીનતકરાર, બીનવારસ.

પ્રત્યય બે જાતના છેઃ કૃત્ પ્રત્યય અને તદ્ધિત. કૃત્ પ્રત્યય ધાતુને લગાડવામાં આવે છે અને તેના ઉપરથી કૃદંત બને છે. ધાતુ ઉપરથી સાધિત થએલા શબ્દોને પ્રત્યય લગાડવાથી જે શબ્દ થાય તે તદ્ધિતાંત કહેવાય છે.

૪. કૃત્ પ્રત્યય. (ધાતુને લગાડવાથી થતાં નામ.)

અ. દેવ, પ્રવાહ, દીપ, ચોર, રામ, આરામ, વાદ.

અક, ઇકા. કારક, પાલક, ગાયક પૂજક, યોજક, કારિકા.

અન. દર્શન, નંદન, શ્રવણ, વાચન, પોષણ, મરણ, ચિંતન.

આ. પીડા, તુલા, સંજ્ઞા, ચિંતા.

ઇન્. વાદિન્, ભાવિન્, યોગિન્, ભોગિન્, ત્યાગિન્.

ઉક. ભિક્ષુક.

તૃ. કર્તૃ, (કર્તા) ભર્તૃ, (ભર્તા) જેતૃ (જેતા) શ્રોતૃ (શ્રોતા)

યા. ક્રિયા, વિદ્યા.

તિ. કૃતિ, શ્રુતિ, સ્મૃતિ, ગતિ, સ્થિતિ.

ત્ર. ક્ષેત્ર, સ્તોત્ર, અસ્ત્ર, શસ્ત્ર, પાત્ર.

ન. યજન.

ગ. (गम) પૂર્વંગ, ખગ, તુરગ, ઉરગ, અનુગ.

દ. (दा) સુખદ, વરદ, વારિદ.

જ્ઞ. (ज्ञा) સર્વજ્ઞ, આજ્ઞા, સુજ્ઞ, અજ્ઞ, પ્રાજ્ઞ.

જ. (जन) પૂર્વજ, અનુજ, પંકજ.

ભર. (भृ) વિશ્વંભર.

કર. (कृ) ભયંકર, સુખકર, દુઃખકર.

ધર. (धृ) ધુરંધર, વસુંધર, ચક્રધર.

હર. (हृ) ભયહર.

પાલ. (पाल) યજ્ઞપાલ, ભૂપાલ, ક્ષેત્રપાલ, ગોપાલ.

આળુ. દયાળુ, માયાળુ, કૃપાળુ.

ઇષ્ટ. લોભિષ્ટ, પાપિષ્ટ, ધર્મિષ્ટ.

૫. તદ્ધિત પ્રત્યય अ. (નામની સાથે આવી બનતાં વિશેષણ)

ઇક. માસિક, દૈનિક, ધાર્મિક, ભાવિક, વાર્ષિક.

ઈત. મોહિત, ઉત્તેજિત, પ્રફુલ્લિત, પ્રકાશિત.

ઇન, ઈન. મલિન, કુલીન, પ્રાચીન, અર્વાચીન.

મય. તેજોમય, ભાવમય, કાષ્ટમય, જલમય.

મત્. (માન) શ્રીમત્, શ્રીમાન; બુદ્ધિમત્, બુદ્ધિમાન.

વત્. (વાન) ભગવત્, ભગવાન, ગુણવાન.

ય. તાલવ્ય, ગ્રામ્ય, દંત્ય, ઓષ્ટય.

ब. વિશેષણ સાથે આવી થતાં ભાવવાચક નામઃ—

ત્વ. ગુરુત્વ, લઘુત્વ મહત્ત્વ.

તા. મધુરતા, સુંદરતા, ગુરુતા, લઘુતા.

૬. ગુજરાતી પ્રત્યય (ધાતુ સાથે આવી થતાં નામ)

અક. જાવક, બેઠક, આવક.

આઈ. મનાઈ, લડાઈ, ચઢાઈ.

આટ. ચળકાટ, વણાટ, સળવળાટ, બડબડાટ.

આણ. વેચાણ, ખેંચાણ.

આવ. પડાવ, ઢોળાવ, ચડાવ, વટાવ, ઠરાવ.

આવટ. સુધરાવટ, બનાવટ, તરાવટ, લખાવટ.

અણી, આણી, રહેણી, બેસણી, ઉઘરાણી, ઓઢણી, કહાણી, વાવણી.

આણું. ઉઘરાણું, પાધરાણું.

આમણ–ણી. ગભરામણ, શિખામણ, પહેરામણી, પધરામણી.

ણું. ચાવણું ભરણું, દળણું, બેસણું, ગળણું.

ઈ. બંધી, યોગી, બોલી, ચોરી.

તર. ભણતર, વણતર, ચણતર, ઘડતર.

વિશેષણ ઉપરથી બનતાં ભાવવાચક નામઃ—

આઈ. લંબાઈ, ચોકસાઈ, ભલાઈ, વડાઈ, ગરિબાઈ.

આણ. ઉંચાણ, પોલાણ, લંબાણ.

આશ. પિળાશ, કચાશ, રતાશ, ખટાશ.

તા. કુશળતા, નવીનતા, દુષ્ટતા.

પણ. મોટપણ, ગળપણ, ડહાપણ.

પણું. શાણપણું, સાચાપણું.

**નામ ઉપરથી બીજાં નામ કરવાના પ્રત્યયઃ—**

આઈ. શેઠાઈ, પટલાઈ, લુચ્ચાઈ, માણસાઈ,

કર,ગર. દિનકર, નિશાકર, ચૂડગર, જાદુગર.

આર. લુહાર, સુતાર, ચુનાર.

વાળ. ગોવાળ, કોટવાળ.

પાળ. ગોપાળ, ભૂપાળ, ક્ષેત્રપાળ,

વટ. જાણવટ, ઘરવટ,.

વાડ. કાઠિઆવાડ, મારવાડ, વહોરવાડ, કોળીવાડ.

શાળ, શાળા. ઘોડશાળ, પાઠશાળા, ધર્મશાળા.

ત્વ. પુરુષત્વ, દાસત્વ, મમત્વ.

ગાળો. કેરીગાળો, લગનગાળો.

**લઘુતા બતાવનાર પ્રત્યય—**

ડો, ડી, ડું. હજામડો, તરકડો, પલંગડી, સાહેલડી, વાંસલડી, ગામડું, મુખડું.

લો, લી, લું. બગલો, બગલી, પગલું.

વો, વી, વું. છોડવો, ધાડવો, ઝાડવું.

ઇયો, લિયો. રાજીયો, ચાંદલિયો.

કો, કી, કું. વાડકો, વાડકી, છાલકું.

ટો, ટી. (તિરસ્કાર બતાવે છે) જોગટો.

ઓ. ( ,, )બામણો, ઘાંચો.

## ૭. ફારસી પ્રત્યય

### કર્તૃવાચક નામ

ગર. કારીગર, સોદાગર.

ગાર. ગુનેહગાર, મદદગાર, રોજગાર, ખિદમતગાર.

ગીર. આલમગીર, જહાંગીર.

બાન. બાગબાન, મહેરબાન.

વાન. દરવાન, સારવાન, (ઊંટ રાખનાર.)

અંદાજ. ગોલંદાજ, તીરંદાજ.

ખોર. (ખાનાર) હરામખોર, હલાલખોર, દગાખોર, શેખીખોર.

### સ્થાનદર્શક નામ

દાન. દાની, કદરદાન, કલમદાની, પાનદાની, મચ્છરદાની.

સ્તાન. હિંદુસ્તાન, કબરસ્તાન, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન.

### ભાવવાચક નામ

ઈ. ખૂબી, નેકી, ખૂશી, ફકીરી, મંજુરી.

ગી. ખાનગી, રવાનગી, બંદગી, તાજગી.

તી. કમતી, ભરતી.

ગીરી. ગુલામગીરી, સોદાગીરી, શાલગીરી.

ચી. ખજાનચી, મશાલચી, પખાલચી.

### બીજા પ્રત્યયો

વર. જાનવર, જોરાવર.

વાર. તફસીલવાર, ઉમેદવાર.

દાર. જમીનદાર, ફોજદાર, દુકાનદાર, ચોબદાર, જવાબદાર.

બંદ. કમરબંદ, હથિયારબંદ, નાલબંદ.

બાજ. દગાબાજ, ઇશ્કબાજ, દારૂબાજ.

ખાનું. તોપખાનું, દવાખાનું, હમામખાનું, કારખાનું.

આબાદ. અહમદાબાદ (અમદાવાદ) મહેમદાબાદ, દોલતાબાદ.

નામા. હુકમનામા, શાહનામા, મુખત્યારનામા, જાહેરનામા.

મંદ. દોલતમંદ, અક્કલમંદ.

નવીસ. અખબારનવીસ, ચિટનવીસ. ( ચિઠ્ઠીનવીસ )

ચા. બગીચા, ગાલીચા.

## પ્રશ્નો

૮. (૧) પૂર્વગ, ઉપસર્ગ અને પ્રત્યય શું છે તે ચાર ચાર દાખલા આપી સ્પષ્ટ કરો.

(૨) નીચેના ઉપસર્ગ લગાડી બીજા શબ્દો બતાવો.
પ્રતિ, વિ, અપ, સુ, દુઃ, આ, નિ, નિસ્,

(૩) નીચેના પૂર્વગ લગાડી બીજા શબ્દો બનાવો.

(अ) ન, અન, અધસ, સ, અ.

(ब) પેશ, બદ, બીન, ગેર, દર.

(૪) કૃત્ અને તદ્ધિત પ્રત્યયોવાળા પાંચ શબ્દો બોલો.

(૫) નીચે જણાવ્યા મુજબ દરેકના પાંચ દાખલા આપો.

(अ) ગુજરાતી પ્રત્યય ધાતુ સાથે આવીને નામ થાય છે.

(ब) વિશેષણ ઉપરથી ભાવવાચક નામ.

(क) નામ ઉપરથી બીજાં નામ.

(ड) ગીર, દાન, તી, સ્તાન, આબાદ, દાર, ખાનું અને નામા પ્રત્યય આવે એવા બબ્બે દાખલા આપો.

૯. નીચેના શબ્દોને વાક્યમાં વાપરી તેમાં જે પૂર્વગ કે પ્રત્યય આવતા હોય તે બતાવો, અને તેમનો અર્થ સ્પષ્ટ કરો:—

નિયમ, ઉત્કુંચન, વિમળ, નિષ્કામ, પરિક્રમણ, અભિનંદન, અવગતિ, ઉપનયન, કુવાસના, બેઅદબ, માર્મિક, ગૌરવ, સ્થિરતા, ગાયન, ભાસ્કર, શ્રાવક, વિનાશ, રાગી, નીતિમાન્, અવ્યય, ઉંડાણ, આચ્છાદન, રીતિ, હર્તા, અધ્યક્ષ, વિરક્ત, અનુરૂપ, ધૈર્ય, નાહક્ક, અવ્યય, પ્રતિબિંબ, સુહૃદ, નિષ્કટંક, સંન્યાસ, પાનદાની, મનકું, મનાઈ, અપકીર્તિ, પ્રયાણ, એઠવાડ, ખૂશી, દોલતમંદ, હૈદરાબાદ, કરારનામા, અરજદાર, રોજગાર.

---

# પાઠ ૧૭ મો

## સમાસ

૧. દરેક ભાષામાં કેટલાક સિદ્ધ શબ્દો હોય છે એટલે કે જેના કરતાં વધારે સાદા કે મૂળભૂત શબ્દ મળી આવતા નથી. દા. જા, ચાલ, વાંચ, ખા વગેરે. સંસ્કૃતમાં **कृ, चर्, वद्, अस्** જેવા ધાતુ હોય છે. તેને પૂર્વગ કે પ્રત્યય લગાડવાથી અનેક જુદા જુદા શબ્દો ઉત્પન્ન થાય છે. દા, **कृ** ઉપરથી કર, કરણ, કારણ, કાર્ય, કૃતિ, કર્મ, કર્તા; **चर्** ઉપરથી આચાર, ચરવું, ચરણ, ખેચર, જળચર, ભૂચર થાય છે. તેવીજ રીતે ગુજરાતીમાં પણ ચાલ ઉપરથી ચાલવું, ચાલીને, ચાલનાર, ચલાવવું, વગેરે થાય છે. આવી રીતે ભાષાની સમૃદ્ધિ સાધિત શબ્દથી થાય છે. સાધિત શબ્દના બે પ્રકાર છે: **પ્રાત્યયિક** અને **સામાસિક**. દર્શન, કીર્તન, કરણ, પ્રકરણ એ પ્રાત્યયિક છે; કારણ કે તે શબ્દોમાં મૂળ ધાતુને અન અને પ્ર પ્રત્યય લાગેલા છે. જગદીશ, માબાપ, વિદ્યાભ્યાસ, એ સામાસિક શબ્દો છે.જ્યારે બે કે વધારે શબ્દોના સાથે આવવાથી–સમાસથી થએલો શબ્દ એક જેવો વપરાય ત્યારે તેને **સામાસિક** (**सम्**=સાથે, **अस्**=હોવું) શબ્દ કહે છે, સાધારણ રીતે સમાસમાં છેલા પદને જાતિ વચન અને વિભક્તિના પ્રત્યય લાગે છે. દા. બાપદાદા**નો** રિવાજ; શાળાપત્ર**ની** ઓફિસ, પરમેશ્વરે સર્વ પેદા કર્યું છે. દ્વિદળ**માં** બે ફાડ હોય છે. વરાળયંત્ર**થી** કામ જલદી થાય છે. જગદીશ=જગત્+ઈશ એમાં જગત્ એ પૂર્વપદ અને ઈશ એ ઉત્તરપદ છે, મૃગજળ=મૃગને લલચાવનાર જળ, એમાં મૃગ પૂર્વપદ અને લલચાવનાર મધ્યમ પદ છે. સમાસનાં પદને છુટાં પાડી તેમનો અર્થ સમજાવવો તેને સમાસનો **વિગ્રહ** કહે છે. દા. માબાપ, એનો અર્થ મા અને બાપ એમ થાય છે.

| | | |
|---|---|---|
| ૨. ભાઈબેન | ભાઈ અને બેન | આવી રીતે ભાઈ અને બેન બોલવા કરતાં ભાઈબેન એ |
| બાપદાદા | બાપ અને દાદા | વધારે સરળ અને ટુંકું રૂપ છે. બંને શબ્દો જાણે એક સંયુક્ત |
| હાથપગ | હાથ અને પગ | વિચાર દર્શાવવા એકદમ વાપરવામાં આવ્યા હોય તેવું તેનું |
| દોરીલોટો | દોરી અને લોટો | સ્વરૂપ છે. તેને લીધે અર્થમાં કંઈ ફરક પડતો નથી. તેવીજ |
| સીતારામ | સીતા અને રામ | રીતે આવા બીજા સમાસનાં પદ પરત્વે સમજવું. |

આવી રીતે જ્યારે બે કે વધારે શબ્દો સમાન અધિકારવાળાં હોય અને તેમનો સંબંધ 'અને', 'તથા', 'કે'થી બતાવી શકાય તો તેને દ્વંદ્વ (જોડકાવાળો) સમાસ કહે છે. એને કોઈ **દીકરોદીકરી** નથી એટલે દીકરો કે દીકરી નથી; ધણીધણિઆણી, નાકકાન, કર્તાહર્તા, શાકભાજી, તનમનધન, એ બધા દ્વંદ્વસમાસ છે.

ઉ. દા. ૧. કૃષ્ણાશ્રિત, કૃષ્ણને આશ્રિત.
ગુણાતીત, ગુણને ઓળંગી ગએલું.
હસ્તગત, હાથને મળેલું.

આ દાખલામાં પૂર્વપદ ઉત્તરપદની સાથે દ્વિતીયાના સંબંધથી જોડાએલું છે.

ગ્રંથકાર, ગ્રંથ કરે તે
વિશ્વંભર, વિશ્વ ભરે તે
કુંભકાર, કુંભ કરે તે

આ સમાસમાં ઉત્તરપદ ક્રિયા દર્શાવે છે અને પૂર્વપદ દ્વિતીયાના સંબંધથી તેનું કર્મ હોય છે, તેથી તે ઉપપદ તત્પુરુષ સમાસ કહેવાય છે. જો ઉત્તરપદ નામ તરીકે છુટું પાડી શકાય તો તે **દ્વિતીયા તત્પુરુષ** ગણાય છે. દા. જ્ઞાનદાતા એટલે 'જે જ્ઞાન આપે તે' તેને બદલે જ્ઞાનનો દાતા એમ કહીએ, તો તે ષષ્ઠી તત્પુરુષ સમાસ થાય છે.

૨. લોભમોહિત, લોભે મોહિત.
ચિંતાતુર, ચિંતાવડે આતુર.
હસ્તકાર્ય, હાથે કરેલું કાર્ય.
મદાંધ, મદવડે અંધ.

આ સમાસમાં પૂર્વપદ ઉત્તરપદની સાથે કરણના સંબંધથી તૃતિયા વિભક્તિમાં છે, તેથી તે **તૃતીયા તત્પુરુષ** છે.

૩. શાળાપત્ર, શાળાને **માટે** પત્ર.
યજ્ઞસ્તંભ, યજ્ઞને **માટે** સ્તંભ.
ચરણોદક, ચરણને **માટે** પાણી.
ભૂતબળિ, ભૂતને **માટે** બળિ.

આ સમાસમાં પૂર્વપદનો ઉત્તરપદ સાથે તાદર્થ્યનો સંબંધ છે; તેથી તે **ચતુર્થી તત્પુરુષ** છે.

૪, પદભ્રષ્ટ, પદ—સ્થાન**થી** ભ્રષ્ટ.
ભયભીત, ભય**થી** ભીત થએલું.
જાતિભ્રષ્ટ, જાતિ**થી** ભ્રષ્ટ.
લોભમોહ, લોભ**થી** મોહ.

આ સમાસમાં પૂર્વપદનો ઉત્તર પદ સાથે અપાદાનનો સંબંધ છે, તેથી તે **પંચમી તત્પુરુષ** છે.

૫. વિદ્યાભ્યાસ, વિદ્યા**નો** અભ્યાસ.
આગગાડી, આગ**ની** ગાડી.
રાજપુત્ર, રાજા**નો** પુત્ર.
પિતૃગૃહ, પિતાનું ઘર.

આ સમાસમાં પૂર્વપદનો ઉત્તરપદ સાથે ષષ્ઠીનો સંબંધ હોય છે તેથી તે **ષષ્ઠી તત્પુરુષ** છે. ગ્રંથકર્તા એ ગ્રંથનો કર્તા અથવા ગ્રંથને જે કરે તે. આમાં ષષ્ઠી અને દ્વિતીયા વિભક્તિ લઈ શકાય. તેવી રીતે વ્યાઘ્રભય, વ્યાઘ્રનો ભય કે વ્યાઘ્રથી ભય, એમ પણ

સમજી શકાય. આવો સમાસ કઈ જાતનો છે, તે વાક્યના સંબંધ ઉપરથી નક્કી થઈ શકે.

મધ્યરાત, રાત્રીનો મધ્ય ભાગ.

પૂર્વકાયા, કાયાનો પૂર્વ–આગલો ભાગ.

આ સમાસમાં ઉત્તરપદ આખી વસ્તુ કહે છે અને પૂર્વપદ એક ભાગ કહે છે, તેથી તે **એકદેશી** સમાસ છે. તે ષષ્ઠીતત્પુરુષનો એક પ્રકાર છે.

૬. વનવાસ, વનમાં વાસ.
જળક્રીડા, જળમાં ક્રીડા.
ગૃહસ્થ, ઘરમાં રહેનાર.
વનચર, વનમાં ચરનાર.

આ સમાસમાં પૂર્વપદ અને ઉત્તરપદને સ્થાનનો સંબંધ છે, તેથી તે **સપ્તમી તત્પુરુષ** છે.

આવી રીતે આ સમાસમાં એજ નામ આવે છે અને તેમનો સંબંધ પહેલી સિવાય હરકોઈ વિભક્તિના પ્રત્યયથી સમજાય છે. પૂર્વપદનો ઉત્તરપદ સાથે જે વિભક્તિનો સંબંધ હોય તે પ્રમાણે તેના ભેદ ઉપર જણાવ્યા મુજબ થાય છે. તત્પુરુષ એમાં તદ્+પુરુષ એટલે તેનો પુરુષ એવો તેનો અર્થ થાય છે.

આકાશમાં **અગણિત** તારા છે. તેણે બહુ **અધર્મ** કર્યો. આ વાક્યોમાંના 'અગણિત' અને 'અધર્મ' એ સમાસમાં પૂર્વપદ નકાર-વાચક છે, તેથી તે **નઞ્તત્પુરુષ** કહેવાય છે.

૪. મહારાજા=મોટો રાજા.
પરમેશ્વર=મોટો ઈશ્વર.
શુભવાસના=સારી વાસના.
ઘનશ્યામ=ઘનના જેવો શ્યામ.

આ સમાસમાં પૂર્વપદ અને ઉત્તરપદનો વિશેષણ ને વિશેષ્યનો સંબંધ હોય છે, તેથી તે **કર્મધારય** સમાસ કહેવાય છે. પૂર્વપદ ગુણવાચક વિશેષણ કે ગુણવાચકના અર્થમાં વપરાએલું બીજું કોઈ

નામ હોય છે. દા. મુખચંદ્ર, મુખ ચંદ્રના જેવું. આ સમાસ તત્પુરુષનો એક પ્રકાર છે. તત્પુરુષમાં પૂર્વપદ અને ઉત્તરપદનો વિભક્તિનો સંબંધ છે. કર્મધારયમાં તેમનો સંબંધ વિશેષણ અને વિશેષ્યનો છે. તત્પુરુષ એટલે 'તે પુરુષ' એ **કર્મધારય સમાસ** છે.

| | |
|---|---|
| પુરુષવ્યાઘ્ર. | વ્યાઘ્ર જેવો પુરુષ. |
| નરસિંહ, | સિંહ જેવો નર. |
| રાજર્ષિ, | ઋષિ જેવો રાજા. |

આ સમાસમાં પૂર્વપદ નામ છે અને તે વિશેષણના અર્થમાં છે. પુરુષવ્યાઘ્ર એ વાઘ્ર જેવો પુરુષ છે. પુરુષ, નર, રાજા એ ઉપમેય છે તેથી તે **ઉપમિત** સમાસ છે. તેના બે પ્રકાર છે. જ્યારે પૂર્વપદ ઉત્તરપદ વિષે કંઈ ઉપમા–સરખાપણું બતાવે ત્યારે તે **ઉપમાન પૂર્વપદ** કહેવાય છે. દા. ચંદ્રમુખ, ચંદ્રના જેવું મુખ; કમળનેત્ર, કમળના જેવી આંખ. જ્યારે ઉત્તરપદ પૂર્વપદ વિષે કંઈ ઉપમા–સરખાપણું બતાવે છે, ત્યારે તે **ઉપમાનોત્તર પદ** સમાસ કહેવાય છે. દા. પુરુષવ્યાઘ્ર એટલે વ્યાઘ્રના જેવો પુરુષ.

અસ્તવ્યસ્ત, છિન્નભિન્ન શીતોષ્ણ, ચરાચર, આમાં અસ્ત અને વ્યસ્ત, છિન્ન અને ભિન્ન, વગેરે. આ પ્રમાણે તે વિશેષણોનો સમાસ હોવાથી **વિશેષણ** સમાસ કહેવાય છે.

૫. ત્રિલોક=ત્રણલોકનો સમૂહ
ચતુર્વેદ=ચારવેદનો ,,
ષડ્રિપુ=છ શત્રુનો ,,
પંચપાત્ર=પાંચ પાત્રોનો ,,

જ્યારે પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય છે અને ઉત્તરપદ નામ હોય છે ત્યારે તેને **દ્વિગુ સમાસ** કહે છે. આ સમાસમાં સમૂહપણાનો અર્થ છે. દ્વિગુ ( દ્વિ–બે, ગો–ગાય એટલે બે ગાય ) એ કર્મધારયનો પેટા ભાગ છે.

૬. પીતાંબર=પીળું છે જેનું અંબર.
દીર્ઘબાહુ=બાહુ છે દીર્ઘ જેના.
ચતુર્ભુજ=ચાર છે હાથ જેના.
દ્વિદળ=બે છે દળ જેનાં.

આવા સમાસમાં પહેલું પદ વિશેષણ છે અને બીજું વિશેષ્ય હોય છે. જો આખો સમાસ વિશેષણ તરીકે આવે તો તે **બહુવ્રીહિ** સમાસ કહેવાય છે. આવા સમાસનો અર્થ સમજવા માટે 'જે' ની કોઈ પણ વિભક્તિ ( પહેલી સિવાય ) ઉપર બતાવ્યા મુજબ વાપરવી પડે છે. 'બહુવ્રીહિ,' શબ્દજ બહુવ્રીહિ સમાસ છે, કારણ કે તેનો અર્થ જેની પાસે બહુ ડાંગર છે એવો થાય છે. કર્મધારયમાં પૂર્વ પદ ઉત્તર પદનો ગુણ બતાવે છે. દા. પીતાંબર=પીળું લુગડું; પણ બહુ-વ્રીહિમાં આખો સમાસ વિશેષણ તરીકે વપરાય છે. દા. પીતાંબર= પીળું લુગડું પહેર્યું છે જેણે.

૭. પ્રતિદિન, યથાશક્તિ, પ્રતિવર્ષ, આ સમાસમાં પૂર્વપદ અવ્યય છે. તે આખો સમાસ અવ્યયરૂપે વપરાય છે, તેથી તેને **અવ્યયીભાવ** સમાસ કહે છે.

૮. નર્મકોષ=નર્મદાશંકર (કૃત) કોષ.
વરાળયંત્ર=વરાળથી (ચાલતું) યંત્ર.
દહિવડાં=દહીમાં (આથેલાં) વડાં.
કામલતા=કામ (પૂરનારી) લતા.

ઉપરના સમાસને છોડીને તેનો અર્થ સમજાવતાં પૂર્વપદ અને ઉત્તરપદ વચ્ચે એક વધારે પદ મૂકવું પડે છે એટલે મધ્યમ પદનો લોપ થયો છે, તેથી તેને **મધ્યમપદલોપી** સમાસ કહે છે.

૯. કર્મણિ પ્રયોગ, કર્તરિ પ્રયોગ, યુધિષ્ઠિર, સરસિજ, ખનિજ, આમાં પૂર્વપદનો પ્રત્યય જતો રહ્યો નથી. સાધારણ રીતે સમાસમાં છેલ્લા પદને જાતિવચન કે વિભક્તિના પ્રત્યય લાગે છે તેથી લુક્ એટલે

પ્રત્યયનો લોપ અને અલુક્ એટલે જેમાં પ્રત્યયનો લોપ નથી તે. આ કારણથી આવા સમાસો **અલુક્ તત્પુરુષ** કહેવાય છે.

**૧૦.** દષ્ટપૂર્વ–પૂર્વે જોએલું, અદષ્ટપૂર્વ–પૂર્વે નહિ જોએલું, ભૂતપૂર્વ–પૂર્વે થએલું. આવા સમાસમાં એક વિભકત્યન્ત પદનો બીજા એવા વિભકત્યન્ત પદ સાથે સમાસ થાય છે, તેથી તે **સુપ્સુપ્સમાસ** કહેવાય છે. 'સુપ્' એ સંસ્કૃતમાં નામની વિભક્તિના બધા પ્રત્યયોનું (પ્રથમાના એકવચનથી સપ્તમીના બહુવચન સુધીનું) નામ છે. સમાસના બીજા કોઈપણ પ્રકારમાં આ સમાસનો સમાવેશ થતો નથી.

## પ્રશ્નો:—

**૧૧.** (૧) સમાસ કોને કહે છે? તેના જુદા જુદા પ્રકાર કહો.

(૨) તત્પુરુષ સમાસ કોને કહે છે? તેના જુદા જુદા પ્રકાર બબ્બે દાખલા આપી સ્પષ્ટ રીતે સમજાવો.

(૩) કર્મધારય અને તત્પુરુષમાં શો તફાવત છે?

(૪) ઉપમિત સમાસ, દાખલા આપી સમજાવો.

(૫) એકદેશી, વિશેષણ, અને ઉપપદ સમાસ કોને કહે છે?

(૬) બહુવ્રીહી અને કર્મધારયમાં શો તફાવત છે? ત્રણ દાખલા આપી તે સમજાવો.

(૭) મધ્યમપદલોપીના બે દાખલા આપો.

**૧૨.** નીચેનાં વાકયોમાંના સમાસનો વિગ્રહ કરી તેના પ્રકાર જણાવો.

(૧) પિતામાતાબંધુ અનુપમ સખા હિતકરણા. (૨) મહા જ્યોતિજેવું નયનશશી ને સૂર્ય સરખું, (૩) અમારા ધર્મોનો, અહર્નિશ ગોપાલ તુંજ છે. (૪) શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે. (૫) આ ધનાઢ્યનો પુત્ર વિદ્યાચતુરને ગમ્યો. (૬) ધર્માત્મા રાજારાણી પ્રતિવર્ષ યથાશક્તિ દાનધર્મ કરે, એ ઋણમુક્ત થવાનો પરમધર્મ છે. (૭) ઇન્દ્રદેવ કન્યારત્નને વરવા જાય છે. (૮) રાજકારભારીઓમાંથી, રાજસેનામાંથી અને નોકરચાકરમાંથી સત્ય અને ત્યાગ ગયાં. (૯) હોડી હાથ

ન રહે હવે સંસારસાગરે,(૧૦) વિશ્વમોહિની સૃષ્ટિદોહિની,સુંદરીસુજાણ. (૧૧) વડડાળે ભૂપાળ વળગ્યો. (૧૨) કહે દયાસિંધુ-દીનબંધુ, (૧૩) વહ્નિ વરદાન ગયો સુજાણ. (૧૪) પુણ્યશ્લોક સાચા, વિપ્રવાચા મળ્યો વૈદર્ભીકાંત. (૧૫) પ્રાણશંકરે વડોદરાનું સંગ્રહસ્થાન જોઈને સ્મરણ-શક્તિ ઉપરથી યથાસ્થિત વર્ણન કર્યું. (૧૬) સુશિક્ષિત અને સહાનુ-ભૂતિ વાળો શિક્ષક વિદ્યાર્થીના ગુણદોષ વિચારી તેમને નાનાવિધ યુક્તિથી જ્ઞાનામૃતનું પાન કરાવે છે. (૧૭) ગાદીતકીઓ કે દોરી-લોટો એ સુનીતિ નથી. (૧૮) મળ્યાં દૂધસાકર ઝેરસમાન. (૧૯) જેની શિલાએ બેઠી સુગંધી કસ્તુરીમૃગ બેઠેય. (૨૦) પવન ઉઠયે દવ દેવદારુ તરુસ્કંધ યુદ્ધે ઉત્પન્ન, (૨૧) સુંદર કિન્નરીઓ તે સંગે કોકિલ કંઠે ગાય, ત્રિપુરવિજય ઉત્સાહે (૨૨) જે ભૃગુકુળદીપક દેવના યશની ખરી બારી, (૨૩) શિવવલ્લભ સંગીત થાય. (૨૪) ભોજપ્રબંધમાં એક વાત છે. (૨૫) કુમારસંભવમાં શિવપાર્વતીના વિવાહ અને કાર્તિક સ્વામીના જન્મની કથા છે. (૨૬) મેઘદૂત એ અતિરસિક કાવ્ય છે, તેમાં યક્ષકન્યાઓ સોનાની રેતીમાં રમે છે એવું વર્ણન કર્યું છે. (૨૭) વેદધર્મના મહાપ્રશ્નોના નિર્ણય કરવાને મંડનમિશ્રની સ્ત્રી મધ્યસ્થ હતી. (૨૮) વાગ્યા બહુજ સુકુમાર પગમાં શૂળકાંટાં-કાંકરા. (૨૯) ભયભીત થઈ લંકેશ નાઠો. (૩૦) કમળાપતિ કરૂણામય કેશવ, શ્રીકૃષ્ણ કુંજબિહારી રે (૩૧) અહોરાત્ર જગન્નિયંતાની અનંત લીલા નિહાળનાર કોઈકજ તત્ત્વજ્ઞાની હશે. (૩૨) જિતેન્દ્રિયનો જ્ઞાને-ન્દ્રિય અને કર્મેન્દ્રિય ઉપર પુરો કાબુ હોય છે. (૩૩) ચાતુર્માસમાં મત્સ્યેન્દ્ર શૃંગ ઉપર કુદરતની શોભા ઓરજ છે. (૩૪) ડાહ્યાએ પ્રતિ-દિન મહેનત કરી આ કાવ્ય કંઠગત કર્યું છે. (૩૫) સ્થાનભ્રષ્ટ થવાની બીકને લીધે તે અહોરાત્ર ચિંતાગ્રસ્ત રહે છે. (૩૬) અચિંતતિ વિ-પત્તિનું નિવારણ દુષ્કર છે.(૩૭) આવી સર્વોત્કૃષ્ટ આકૃતિને પણ તે વશ કરે છે. (૩૮) સકળ ત્રિભુવનમાં જેમની કીર્તિ વિખ્યાત છે, અને દેવદાનવ તથા સિદ્ધલોકનાં વૃંદ જેમના ચરણારવિંદનું વંદન કરે

છે, એવા શ્વેતકેતુ નામના એક મહામુનિ દિવ્યલોકમાં વસે છે. (૩૯) મહાપ્રલયકાળની જાણે સંધ્યા હોય તેમ ત્યાં નીલકંઠ નાચે છે. (૪૦) ચંદ્રસૂર્યની પેઠે કબંધથી ઘેરાએલા રામલક્ષ્મણે ત્રિભુવનને ભયભીત કરી દીધાં. (૪૧) દશરથપુત્રના બાણુથી યોજનબાહુનો અતિદીર્ઘબાહુ કપાઈ ગયો. (૪૨) વર્ષાઋતુના વિકારને લીધે જાણે અન્ય હોય તેમ દૃષ્ટપૂર્વ છતાં તે અદૃષ્ટપૂર્વ જેવું દેખાતું હતું. (૪૩) ત્રિનેત્રના ત્રીજા નયનની જ્વાળાથી મકરધ્વજ ભસ્મ થયો. (૪૪) શોકાતુર મુખે નિરંતર અશ્રુપાત કરતી મનોરમાને તેણે પ્રણામ કર્યાં. (૪૫) ખેચરને બે પાંખો હોય છે.

---

## પાઠ ૧૯ મો

---

### વિરામચિહ્ન

આપણા વિચાર આપણે બોલીને કે લખીને દર્શાવીએ છીએ. જ્યારે અમુક વિચાર કે લાગણી વાક્યોદ્વારા બોલીને જણાવીએ છીએ ત્યારે મનનો ભાવ બરાબર સમજાવવાને માટે અમુક ઠેકાણે અટકવું પડે છે. જો વાક્ય બહુ લાંબું હોય તો વચમાં શ્વાસ મૂકીને જરા આરામ લેવાની જરૂર પડે છે. આ બે કારણને લીધે વાક્યના અમુક ભાગ આગળ થોડું કે વધારે થોભવું પડે છે, પણ જે બાબત લખેલી હોય છે તે સ્પષ્ટ કરવાને માટે તેમાં અમુક જગાએ અટકવાની ખાસ જરૂર જણાય છે; નહિતો લખનારનો હેતુ બરાબર સમજાતો નથી. અમુક ઠેકાણે અટકવાનાં જે ચિહ્ન કર્યાં હોય છે તેને વિરામ-( વિ: વિશેષ અને રમ્=અટકવું )-ચિહ્નો કહે છે. ૧. એક છોકરો માથે ટોપી, હાથમાં લાકડી, પગમાં જોડા, સાથે તળાવ ભણી નાઠો. ૧. એક છોકરો માથે, ટોપી હાથમાં, લાકડી પગમાં, જોડા સાથે તળાવ ભણી નાઠો. દા. (૨) પોરસ બહુ શૌર્યથી લડ્યો, વરસાદવડે

તેનું લશ્કર પલળી ગયું, જરા પણ ડગ્યો નહિ. (૨) પોરસ બહુ શૌર્યથી લડયો વરસાદવડે, તેનું લશ્કર પલળી ગયું જરા, પણ તે ડગ્યો નહિ. (૩) આ જગાએ ગંદકી કરવી નહિ, કરશે તો શિક્ષાને પાત્ર થશે. (૪) આ જગાએ ગંદકી કરવી, નહિ કરશે તો શિક્ષાને પાત્ર થશે.

ઉપરનાં વાક્યોમાં શબ્દો એકના એકજ છે પણ વિરામચિહ્નો બરાબર નહિ મૂકવાથી તેમનો જુદો અર્થ થઈ જાય છે, તેથી લખાણુમાં યોગ્ય ચિહ્નો મૂકવાથી અર્થ સ્પષ્ટ થાય છે. આવાં વિરામચિહ્નો નીચે પ્રમાણે છેઃ—

(૧) અલ્પવિરામ , (૨) અર્ધવિરામ ; (૩) પૂર્ણવિરામ . (૪) ગુરુવિરામ : (૫) પ્રશ્નાર્થ ? (૬) ઉદ્‌ગાર ચિહ્ન ! (૭) અવતરણુ ચિહ્ન " " ' ' (૮) કૌંસ ( ) (૯) વિગ્રહરેખા – (૧૦) ગુરુરેખા — (૧૧) અપસારણુ ચિહ્ન - -

### ૧. અલ્પવિરામ.

જે નામ સમાન અર્થે હોય તેની વચમાં અલ્પવિરામ મૂકવુંઃ ભારતવર્ષનો છેલ્લો સમ્રાટ્, હર્ષ સાહિત્યનો શોખીન હતો. ગુજરાતના રાજા, મુઝફ્ફરશાહ ત્રીજાને અકબરે હરાવી રાજ્ય લઈ લીધું.

૨. બેજ શબ્દ ઉભયાન્વયી અવ્યયથી જોડાએલા હોય, તો તેમની વચ્ચે અલ્પવિરામ ચિહ્ન આવતું નથી. દા. ગાય અને વાછરડી ઝાડ નીચે બેઠાં છે.

૩. એકજ જાતનાં ત્રણુ કે તેથી વધારે પદો ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય, તો છેલ્લા સિવાય દરેક પદ પછી અલ્પવિરામ મૂકવું. દા. સિંધુ, બ્રહ્મપુત્રા, ગંગા અને જમના, એ ઉત્તરહિંદની મોટી નદીઓ છે. કાળા, ધોળા, રાતા અને કાબરચિતરા, એ ઘોડાની જાતો છે. જે માણુસ શાંતિથી, યુક્તિથી અને કાળજીથી કામ કરે છે, તેને જરૂર ફતેહ મળે છે. ગરીબ લોક કરકસર કરે, પૈસાનો

સંગ્રહ કરે અને તેનો સારો ઉપયોગ કરે, તે માટે સરકારે ટપાલમાં પેઢી કાઢેલી છે.

૪. સંબોધનાર્થે આવેલા શબ્દો પછી અલ્પવિરામ આવે છે. સાહેબ, તમે કહ્યું તે હવે મારા ધ્યાનમાં ઉતર્યું. રામશંકર, તું હમણાં ક્યાં જાય છે ?

૫. ગૌણ વાક્ય મોટું હોય તો તેની પછી અલ્પવિરામ મૂકાય છે.

દરેક મનુષ્યે પોતાનું કામ ખરા જીગરથી કરવું, એ તેની ફરજ છે. જે વિદ્યાર્થી વર્ગમાં બરાબર હાજર રહેતો નથી, પોતાની તંદુરસ્તી જાળવતો નથી, નિયમિત અભ્યાસ કરતો નથી, તેને પરીક્ષા વખતે ઘણી હાડમારી વેઠવી પડે છે. જો ગૌણ વાક્ય નાનું હોય તો અલ્પવિરામની જરૂર રહેતી નથી. દાંત સાફ રાખવા એ ફાયદાકારક છે.

જ્યારે વાકયમાં સમાનાર્થે એ, તે, સર્વે, વગેરે, શબ્દો આવે છે, ત્યારે તેની પહેલાંના દરેક શબ્દની પછી અલ્પવિરામ મૂકાય છે.

૧. ઘઉં, કપાસ, કડોળ, એ શિઆળુ પાક છે.

૨. આ છોકરાની ચોપડી, નોટ, એટલાસ, વગેરે ફાટેલાં છે.

૩. ગામનાં સ્ત્રી, પુરુષ, છોકરાં, સર્વે મેળો જોવા ગયાં હતાં.

૪. જે સંયુક્ત વાકયો 'તેથી', 'અને', 'માટે', 'પણ' જેવા શબ્દોથી જોડાયાં હોય છે, એમની પહેલાં અલ્પવિરામ મૂકાય છે, ફુલજીને ગામ જવું હતું, **માટે** તે વહેલો ઉઠયો. તમારે આવકના પ્રમાણમાં ખરચ રાખવો જોઈએ, **અને** આવકનો કેટલોક ભાગ આગળના ઉપયોગ માટે બચાવવો જોઈએ. કેટલાક માણસની આવક ઘણી હોય છે, **તોપણ** તેમને બહોળે હાથે ખરચ કરવાની ટેવ પડી હોય છે. નરસિંહ મહેતાને તો સાધુસંતોનું તાન લાગ્યું હતું, **તેથી** મોટી વય થતાં કંઈ ધંધે વળગી શકયા નહિ.

જો વાક્ય ટુંકું અને સ્પષ્ટ હોય, તો અલ્પવિરામની જરૂર પડતી નથી. છગન રમવા ગયો અને પછી જમવા ગયો.

૭. છેવટે, ટુંકામાં, ખરેખર, હવે, વળી, બીજું, જેમકે; વગેરેની પછી અને વગેરે, ઇત્યાદિ જેવા શબ્દોની પહેલાં અલ્પવિરામ મૂકાય છે. છેવટે, ન્યાયાધીશે તેને દેશનિકાલ કર્યો. ખરેખર, આ વાત હવે સાચી પડી છે.

૮. આજ્ઞાર્થે, પ્રશ્નાર્થે અને ઉત્તરાર્થે જે ટુંકા શબ્દ આવે તેની પછી અલ્પવિરામ મૂકવાં. શું, તમે આ વાત જાણતા નથી? હા, થોડા દિવસ ઉપર મેં એ વાત સાંભળી હતી. જાઓ, જાઓ, તમેજ આ કામ કર્યું છે કે?

૨. અર્ધવિરામ:—

જ્યારે વધારે વખત અટકવાની જરૂર હોય, ત્યારે અર્ધવિરામ ચિહ્ન વપરાય છે.

૧. સંયુક્ત વાક્યોમાં આવેલાં વાક્યોની વચ્ચે અર્ધવિરામ મૂકાય છે. પછીથી તે ગૌણ સંયુક્ત હોય કે સંયુક્ત હોય. દા. આપણે બધા જાણીએ છીએ કે વરસમાં કેટલાક માસ તાપ અને કેટલાક મહીના ટાઢ વધારે પડે છે; વળી ઉનાળામાં તાપ વધારે અને શિઆળામાં ઓછો હોય છે.

૨. કોઈપણ તંદુરસ્ત માણસની જુવાની ચાળીસ વર્ષે જતી રહેતી નથી; અને કેટલાએક દેશમાં તો તે વખતે માણુસ ભરજુવાનીમાં ગણાય છે; પણ તે પુરુષનાં વર્ષ વધારે ઝડપથી દોડયાં હતાં. જે ચાંપાનેર અસલ મોટું શહેર હતું; જ્યાં વનરાજના પ્રધાને કિલ્લો બંધાવ્યો હતો; અને જ્યાં જૈનોનાં સુંદર દહેરાં બાંધ્યાં હતાં ત્યાં આજ બધું ખંડિએર માલમ પડે છે.

૩. પૂર્ણવિરામ:—

પુરો વિચાર દર્શાવવાથી વાક્ય બને છે, અને તેથી તેને છેડે પૂર્ણવિરામ . મૂકાય છે. તેમજ આજ્ઞા અને આશીર્વાદ આપવામાં આવે છે, ત્યારે વાક્યને છેડે પૂર્ણવિરામ મૂકાય છે. દા. હમણાં પવન બહુ વાય છે. તમે સુખી રહો. જલદી આવો.

સંક્ષિપ્ત રૂપ બતાવનાર અક્ષરો પછી પૂર્ણવિરામ મૂકાય છે.

દા. તા. ક., એ. ડે. એ. ઈ., રા. રા., તા.

ચોપડીમાં જ્યાં વાક્ય હોતું નથી પણ શબ્દોજ હોય છે ત્યાં વિરામચિહ્ન મૂકાતું નથી.

વ્યાકરણ ભાગ ૧

નામ, સર્વનામ

**क. ख. ग.** જેવા આંકડા આગળ ચિહ્ન મૂકાય છે.

૪. **ગુરુવિરામઃ—**

કોઈ બાબત વર્ણન કે દાખલારૂપે કહેવી હોય તે વખતે આવું ઃ ચિહ્ન વપરાય છે.

વિશેષણના પ્રકારઃ વિકારી અને અવિકારી.

૫. **પ્રશ્નાર્થચિહ્નઃ—**

વાક્યમાં પ્રશ્ન કર્યો હોય છે, ત્યારે તેને છેડે પ્રશ્નાર્થ ચિહ્ન મૂકાય છે. દા. તમે આજે કેમ નરમ જણાઓ છો ? શું વરસાદ આવે એમ લાગે છે ? તેણે પૂછયું કે હું હમણાં જાઉં ?

૬. **ઉદ્ગારચિહ્નઃ—**

હર્ષ, શોક, આશ્ચર્ય, ગભરાટ, વગેરે મનની લાગણી બતાવનાર શબ્દ પછી ઉદ્ગારચિહ્ન ! આવે છે. અહા ! આ તેણે શું કર્યું ! અરે ! તે બિચારો ચગદાઈ ગયો !

૭. **અવતરણચિહ્નઃ—**

કોઈના બોલેલા કે લખેલા શબ્દો તેજ રૂપમાં બતાવવા હોય તો તે શબ્દો પહેલાં અને પછી "  " આવું અવતરણ ચિહ્ન મૂકાય છે. વાક્ય નાનું હોય તો '  ' શબ્દ સમૂહમાટે આમ ચિહ્ન મૂકાય છે.

દા. "સત્યમેવ જયતે" એ સનાતન સત્ય છે.

'ક્રિયાવિશેષણ' એ ક્રિયાપદનો ગુણ બતાવે છે.

૮. કૌંસઃ—વાક્યનો અર્થ વધારે સ્પષ્ટ કરવા જે કંઈ વિશેષ જણાવ્યું હોય તે [ ] ( ) કૌંસમાં મૂકાય છે. તેને મૂકી દેવાથી અર્થમાં ફેર પડતો નથી.

દા. ઔરંગઝેબની રાજનીતિ (ધર્માંધપણું) મોગલ રાજ્યની પડતીનું મુખ્ય કારણ હતું.

૯. વિગ્રહરેખાઃ—

એ–નાની રેખા શબ્દને છુટા પાડવામાં વપરાય છે; અથવા લખતાં લખતાં શબ્દ અધુરો છે, તે બતાવવા વપરાય છે. સર્વ–નામ, મા–બાપ, કન્યા–શાળા.

૧૦. ગુરુરેખાઃ—

એ વિગ્રહરેખા કરતાં મોટી છે. વર્ણન કરવામાં તથા ઉદાહરણ જણાવવામાં આવી—ગુરુરેખા મૂકાય છે.

દા. કૉપિ લખતી વખતે શાહી, કાગળ, ખડીઓ, કલમ—આ સાહિત્ય તૈયાર હોવાં જોઈએ.

વિશેષણના બે પ્રકાર છે—વિકારી અને અવિકારી.

૧૧. અપસરણ ચિહ્નઃ—

કંઈ લખતી વખતે હકીકત વધારે સ્પષ્ટ કરવાને અથવા વચમાં સૂઝી આવે તે દર્શાવવા તેની પહેલાં–અને તેની પછી–આવાં અપસરણચિહ્નો મૂકાય છે.

દા. અહલ્યાબાઈ–પવિત્ર, ધર્મિષ્ઠ, કર્તવ્યનિષ્ઠ અને ન્યાયી–રાણીના રાજ્યમાં પ્રજા સુખી હતી.

૧૨. પ્રશ્નો:–(૧) વિરામચિહ્નોની શી જરૂર છે? તે ક્યાં ક્યાં છે તે કહો.

(૨) અલ્પવિરામ ક્યાં ક્યાં મૂકવામાં આવે છે તેના નિયમો જણાવો.

(૩) પૂર્ણવિરામનો અર્થ શો છે? તે ક્યાં ક્યાં મુકાય છે?

(૪) અર્ધવિરામ મૂકીને બે વાક્યોના દાખલા આપો.

(૫) ઉદ્ગારચિહ્નો અને ગુરુરેખાનો શો ઉપયોગ થાય છે? તે બબ્બે દાખલાથી સ્પષ્ટ કરો.

૧૩. વિરામચિહ્નો કેવી રીતે વપરાયાં છે તેઃ—

(૧૨) (अ) સિદ્ધરાજ હે વાયુપુત્ર બળનિધાન દુઃખીઆના બેલી હું તને આ રુદ્રમાળનો રક્ષક કરૂં છું જગતે મને સિંહનું ઉપનામ આપ્યું છે પણ હું રંક તરણા સરખો છું મનુષ્ય તે કોણ માત્ર ચાળીસ પચાસ વર્ષનું ઘણું તો તેનું પરાક્રમ તેમાં તે શું કરે જ્યારે શત્રુનાં વાજાં આવી અહીંઆં ગગડશે ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ અને હું કોણ જાણે કયાં રખડતો હઈશ ત્યારે રક્ષા કોણ કરશે હે હનુમાન સહાય તે સમે તારાથી થાય તો થાય હે વાયુ પુત્ર તું ત્યારે આલસ્ય કરતો નહિ અરે મારૂં એટલું નામ રાખજે આ હું દીનભાવે પ્રાર્થના કરૂં છું અરે અત્યાર સુધી મેં મારી પ્રજાની રક્ષા બીજો કોઈને દેવ કે દૈત્યને સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂં છું એથી દીનભાવ બીજો કેવો

ब, સિદ્ધરાજ—હે વાયુ પુત્ર! બળ નિધાન! દુઃખીઆના બેલી! હું તને આ રુદ્રમાળનો રક્ષક કરૂં છું. જગતે મને સિંહનું ઉપનામ આપ્યું છે, પણ હું રંક તરણા સરખો છું. મનુષ્ય તે કોણ માત્ર! ચાળીસ પચાસ વર્ષનું ઘણું તો તેનું પરાક્રમ તેમાં તે શું કરે! જ્યારે શત્રુનાં વાજાં આવી અહીંઆં ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ, અને હું કોણ જાણે કયાં રખડતો હઈશ, ત્યારે રક્ષા કોણ કરશે?

હે હનુમાન, સહાય તે સમે તારાથી થાય તો થાય. હે વાયુ પુત્ર, તું ત્યારે આલસ્ય કરતો નહિ. અરે! મારૂં એટલું નામ રાખજે. આ હું દીનભાવે પ્રાર્થના કરૂં છું. અરે! અત્યારસુધી મેં મારી પ્રજાની રક્ષા બીજા કોઈને, દેવ કે દૈત્યને, સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂં છું. એથી દીનભાવ બીજો કેવો!

૧૪. નીચેનાં વાકયોમાં **વિરામચિહ્નો** મૂકોઃ—

૧. વિક્રમ રાજા પરાક્રમી ન્યાયી સુવિખ્યાત અને ધર્મિષ્ઠ હતો. ૨. વરસાદ પડયો પડે છે કે પડવાનો છે એ હું જાણતો નથી. ૩.

ત્યાં તમે ગયા હોત કે ના ગયા હોત તોપણ તે કામ તો થવાનુંજ હતું. ૪. આ ન્યાયાધીશ નમ્ર વિવેકી અને માયાળુ છે પણ તેની પહેલાંનો ન્યાયાધીશ મિજાજી અને અસભ્ય હતો. ૫. શાહજહાનનો મોટો દીકરો દારા વિદ્યાનો શોખીન હતો. ૬. ચોરી કરવી એ મોટું પાપ છે. ૭. આપણા દેશમાંથી તેલીબીઆં કપાસ ઘઉં ચોખા શણ વગેરે પરદેશ જાય છે. ૮. કોઈપણ પ્રાણીનું ભલું કરવું એ નીતિશાસ્ત્રનું સૂત્ર છે. (૯) અસ્યા છગન આટલી નાની શી પોતડી પહેરી નિશાળે કેમ આવ્યો છે. (૧૦) વારૂ તમે કહ્યું તે ઠીક છે. (૧૧) અરે ભગવાન આશો તારો ગજબ. (૧૨) મેં તેને વારંવાર કહ્યું છતાં તે જરા પણ ડગતો નથી. (૧૩) બનતાં સુધી રાજકાજમાં છેલ્લે પાટલે બેસવું નહિ એ તેનું જીવનસૂત્ર હતું. (૧૪) પ્રાણલાલ આ સાલ બી એ ની પરીક્ષામાં પાસ થયો. (૧૫) આ શહેર કેવું ભવ્ય છે (૧૬) મોહન તું આમ કેમ રખડે છે. (૧૭) એ મંડળોને ગામ કે નગરના રસ્તા બાંધવા લોકની શરીરસુખાકારી જાળવવી લોકનાં બાળકોને કેળવણી આપવી ગરીબ લોકની સંભાળ રાખવી વગેરે કામો કરવાનાં હોય છે. (૧૮) તેઓ નાગરિકના ધર્મ બરાબર સમજે છે એમ ગણાય છે વળી નાગરિક શબ્દ બહોળા અર્થમાં પણ વપરાય છે. (૧૯) તે ઉપરથી સમજાય છે કે ઘડપણમાં એનું મન અને શરીરની શક્તિ સારી હતી. (૨૦) ચામડીના જુદા જુદા રંગ ભાષા માથાની શીકલ વાળનો દેખાવ ઈત્યાદિ ઉપરથી વિદ્વાનોએ જાતો નક્કી કરી છે પછી જેમ જેમ વખત જતો ગયો અને માણસ જાતનો સુધારો થતો ગયો તેમ તેમ તેમને અનેક ચીજોની જરૂર પડવા લાગી પણ તે સઘળી મેળવવાને ચાલતી અદલાબદલાની રીત ઘણી કઠણ અને અગવડ ભરેલી જણાઈ. (૨૧) કવિના પાછળના દિવસ દુઃખમાં ગયા પૈસેટકે કવિ નિરાધાર થઈ ગયા અને ખાવાપીવાના પણ સાંસા પડવા લાગ્યા પરંતુ તેમણે ધૈર્ય છોડયું નહિ અને દીનતા કરી નહિ તેણે પોતાની પ્રિય કલમને મરતાં સુધી છોડી નથી પ્રેમ અને શૌર્ય એ તેમની જુવાનીના લખાણના

વિષય હતા. (૨૨) ભોજ પ્રબંધમાં એક વાત છે કે એક વખત ભોજરાજાની સભામાં કાળિદાસ બેઠા હતા ત્યાં ભવભૂતિ આવી પહોંચ્યા. (૨૩) એમ કહેવાય છે કે કુમારિલ ભટ્ટ મરવાની તૈયારીમાં હતા તે વખતે શંકરાચાર્ય આવી પહોંચ્યા અને તેમને જ્ઞાનનો ઉપદેશ કર્યો. (૨૪) કિલ્લો ઘણો મજબુત અને શોભિતો હતો અને તેમાં રહેવાને સારૂ ઘણો વગ હતો વળી તેની આસપાસની જગા પણ એવી શોભાયમાન હતી કે તેનું યથાસ્થિત વર્ણન કોઈ મોટા કવિની કલ્પનાથી પણ થઈ શકે નહિ. (૨૫) ત્રેવડ એ ત્રીજો ભાઈ છે એવા તેના બોધથી દુર્લભજી ઉપર અસર થઈ નહિ. (૨૬) અરરર હવે તો તે તદ્દન પાયમાલ થઈ ગયો. (૨૭) વિશેષણ એ નામના અર્થમાં વધારો કરે છે (૨૮) તેમના સંસ્કાર એનામાં પ્રસંગદ્વારા આવ્યા હતા અને આ વિદ્યારસને લીધે તે નાનામોટા ભણેલા તથા ભણનારની અધિકપ્રીતિનું પાત્ર બન્યો હતો.

---

## પાઠ ૨૦ મો

---

### વાક્યવિચાર

૧. જે શબ્દ સમૂહવડે આપણા મનનો પુરો વિચાર દર્શાવી શકાય છે તેને **વાક્ય** કહે છે. વાક્યમાં જુદા જુદા શબ્દોનો ક્રમ તથા તેમનો અરસ્પરસ સંબંધ જે નિયમોને આધારે રચવામાં આવે છે તેને **વાક્યવિચાર** કહે છે.

૨. આ વર્ગનો હોશિયાર મનુ પહેલે નંબરે પાસ થયો, અને તેણે સહેલાઈથી ત્રણ સુંદર ઇનામ મેળવ્યાં.

આ વાક્યમાં 'મનુ' કર્તા છે અને 'થયો' એ ક્રિયાપદ છે. ક્રિયાપદ 'થયો' એ અપૂર્ણ વિધેયવાચક હોવાથી 'પાસ' એ તેનું ક્રિયાપૂરક છે અને તે તેની પહેલાં મૂકયું છે. 'નંબર'નું વિશેષણ 'પહેલે'

તેની પહેલાં મૂકયું છે. તેમજ 'હોશિયાર' મનુની પહેલાં છે પણ 'વર્ગનો' એ છઠ્ઠી વિભક્તિનું પદ વિશેષણના અર્થમાં છે, તેથી તે હોશિયાર અને મનુ પહેલાં આવ્યું છે. 'ઇનામ' એ કર્મ છે અને તે કર્તા પછી અને ક્રિયાપદ પહેલાં આવ્યું છે. 'સુંદર' તેનું વિશેષણ છે. 'ત્રણ' સંખ્યાવાચક વિશેષણ હોવાથી ગુણવાચક વિશેષણ પહેલાં આવ્યું છે. 'સહેલાઈથી' એ ક્રિયાવિશેષણ હોવાથી ક્રિયાપદની પહેલાં આવ્યું છે.

૩. હવે તે ફરવા જવાનો હતો પણ તેનાથી કંઈ ફરાયું નહિ, કારણ કે તે આગળ નહોતો જઈ શકતો.

'હવે' એ કાળવાચક અવ્યય હોવાથી તેને વાકયની પહેલાં મૂકયું છે. 'જવાનો હતો', 'ફરાયું નહિ' એ સંયુક્ત ક્રિયાપદમાં સાહાય્યકારક ક્રિયાપદ પહેલાં કૃદંત મૂકેલાં છે. 'નહિ' જેવા નકાર-વાચક શબ્દો ક્રિયાપદ પછી આવે છે. દા. હિસાબ કરતા ના. પણ 'નહોતો જઈ શકતો' એમાં નહોતો ક્રિયાપદ પહેલાં આવ્યું છે.

૪. (૧) તેણે પતંગ ચઢાવ્યો છે શું ? (૨) શું તેણે પતંગ ચઢાવ્યો છે ? (૩) તેણે પતંગ ચઢાવ્યો છે કે શું ? (૪) શું તમે હવે આવું બોલો છો ? (૫) આ કુદરતનો શો કોપ !

પહેલા અને બીજા વાકયમાં 'શું' પ્રશ્નાર્થ સર્વનામ તરીકે વપરાયું છે. 'છે કે શું' એમાં સવાલની સાથે આશ્ચર્યનો ભાવ રહેલો છે. ચોથામાં 'શું' અવ્યય છે. પાંચમામાં 'શો કોપ' એમાં 'શો' એ વિશેષણ તરીકે વપરાયું છે.

૫. ૧. કામ કરીને તે ગયો હશે.

૨. કાંગારૂ તમે જોયું હશે, નહિ ?

'કામ', 'કાંગારૂ' એ કર્મ તરીકેનાં પદો વાકયના આરંભમાં આવ્યાં છે; કારણકે તે અગત્યનાં હોવાથી તેમના ઉપર ભાર મૂકયો છે.

૬. ૧. તેણે કહ્યું કે ગામ બહાર આજે મેળો ભરાવાનો છે.
૨. તેણે કહ્યું કે જે મેળો જોવા જશે તે ખુશ થઈ જશે.
૩. મેળો જોઈને માણસ ખુશ થશે **એ** તેણે કહ્યું.
૪. મેળો જોઈને માણસ ખુશ થશે **એવું** તેણે કહ્યું.
૫. મેળો જોવાથી આનંદ થશે **એમ** તેણે કહ્યું.

આ વાક્યોમાં પહેલા અને બીજામાં 'કે', અને 'જે' પછીનાં ગૌણ વાક્યો છે. પણ ત્રીજા, ચોથા અને પાંચમા વાક્યમાં 'એ', 'એવું', અને 'એમ' એની પહેલાંના ગૌણ વાક્યો છે.

૭. સિપાઈ રાતા **ઘોડાને** બાંધી **ધોળે ઘોડે** ચઢી પાણી પાવા ગયો.

વિશેષ્યનાં જે જાતિ, વચન અને વિભક્તિ હોય તે પ્રમાણે વિશેષણનાં જાતિ વચન અને વિભક્તિ હોય છે. 'રાતા ઘોડાને' એમાં 'રાતા'નાં જાતિ અને વચન ઘોડા પ્રમાણે થયાં છે. વિભક્તિનો પ્રત્યય વિશેષ્યને લાગ્યો છે, પણ વિશેષણને લાગ્યો નથી. ફક્ત ત્રીજી અને સાતમી વિભક્તિમાં વિશેષણને તે લાગે છે. દા. 'ધોળે ઘોડે'.

૮. ૧. સુરપાળ અને વનરાજ **ડાહ્યા** હતા.
૨. ગંગા અને જમના ડાહી **છોકરીઓ** છે.
૩. પશુ, ઢોર અને જનાવર, એ પ્રાણીનાં **જુદાં જુદાં** નામ છે.

આ વાક્યોમાં બે નામ કે વધારે, જેવાંકે 'સુરપાળ' અને 'વનરાજ' 'ગંગા' અને 'જમના' 'પશુ, ઢોર અને જનાવર' નર, નારી અને નાન્યતર જાતિનાં છે અને તે 'અને'થી જોડાએલાં છે, તથા તેઓ **વિધિવાચક** વિશેષણ તરીકે આવ્યાં છે, તેથી તે વિશેષણની જાતિ નર, નારી અને નાન્યતર થઈ છે, અને તે બહુવચનમાં આવે છે.

૯. ૧. કેરી, લીંબુ, **અને** પપૈયાં એ ફળ સારાં છે.
૨. શાકભાજી **સારાં** થયાં હતાં.

૩. ટાઢતડકા **વેઠવાં** એ **સારૂં** છે.

૪. શાણો **છોકરો** કે **છોકરી** માબાપને રાજી રાખે છે.

૫. આ **છોકરો** અથવા **છોકરી** શાણી હશે.

જ્યારે જુદી જુદી જાતનાં નામ 'અને'થી જોડાએલાં હોય છે ત્યારે વિશેષણ નાન્યતર જાતિમાં આવે છે. દા. 'સારાં'. જુદી જુદી જાતોનાં નામનો સમાસ હોય તો વિશેષણ નાન્યતર જાતિમાં આવે છે. દા. 'વેઠવાં'. જ્યારે જુદી જુદી જાતિનાં નામ 'કે' અથવા 'અથવા' થી જોડાએલાં હોય છે, ત્યારે પાસેના નામની જાતિ વિશેષણની થાય છે. દા. **'શાણો છોકરો,' 'છોકરી શાણી'**

૧. ડાહ્યા માણસને વારંવાર કહેવાની જરૂર નથી.

૨. ડાહ્યા છોકરાની રીતભાત મનોહર હોય છે.

આ વાક્યોમાં 'ડાહ્યો' એ વિકારી વિશેષણ છે. પહેલા વાક્યમાં 'માણસને' એમાં 'ને' પ્રત્યય લાગ્યો છે તેથી તેનું રૂપ 'ડાહ્યા' એમ થયું. બીજા વાક્યમાં 'ની' પ્રત્યય લાગતાં 'ડાહ્યો' એનું રૂપ 'ડાહ્યા' 'થયું'. આવી રીતે વિકારી વિશેષણમાં વિભક્તિનો પ્રત્યય વિશેષ્યને લાગતાં **ઓ** અને ઉ નો **આ** થાય છે; પણ બહુવચનમાં ઉ નો **આં** થાય છે. દા. ડાહ્યાં છોકરાંની રીતભાત મનોહર છે. જો એક કરતાં વધારે વિકારી વિશેષણ હોય છે, તો તે બધાંનું રૂપ બદલાય છે. દા. કાળા, ધોળા અને પીળા રંગના વિશેષ ઉપયોગ થવાથી આ ચિત્રની ખૂબી બગડી.

૧૦. મહારાજ **સારા** છે. વહુજી **ડાહ્યાં** થયાં. આમાં મહારાજ નરજાતિમાં છે અને **માનાર્થે** વિશેષણ બહુવચનમાં છે; પણ 'વહુજી' એ નારી જાતિમાં છે અને વિશેષણ નાન્યતર જાતિમાં છે.

૧૧. (૧) હવે તે ફરવા જવા લાગ્યો, **એ** સારૂં થયું.

(૨) મેડા ઉપરથી ગંગા પડી, તે તેણે કહ્યું નહિ.

આ વાક્યોમાં 'એ' અને 'તે' પહેલાંનાં વાક્યો માટે વપરાયાં છે, તેથી તે નાન્યતર જાતિમાં આવ્યાં છે.

**૧૨.** જે કામ કરશે તેને ફાયદો થશે.

આ વાક્યમાં 'જે' સંબંધી સર્વનામ પછી 'તેને' આવ્યું છે.

**૧૩.** (૧) હું ચોપડી **વાંચું છું**; (૨) મેં ચોપડી **વાંચી.**

'વાંચવું' નાં જાતિ અને વચન 'હું' પ્રમાણે થયાં છે. 'વાંચી' એ રૂપ 'ચોપડી' પ્રમાણે થયું છે તેથી 'હું' અને 'ચોપડી' એ ક્રિયાનાથ છે. '**વાંચું છું**' એ કર્તરિ અને 'વાંચી'એ **કર્મણિપ્રયોગમાં છે.**

**૧૪.** ૧. શાંતિ, કનુ અને ઠાકોર બહાર **ફરવા ગયા.**

૨. લીંબુ, બોર અને કોઠું નીચે **પડયાં હતાં.**

૩. ખેડુત, ભેંસ અને પાડું સીમમાં **ગયાં.**

જ્યારે એકજ જાતિનાં નામ કર્તા તરીકે 'અને' તથા 'તથા'થી જોડાએલાં હોય, તો તે જાતિનું બહુવચન મૂકાય છે. દા. 'ફરવા ગયાં' 'પડયાં હતાં'; પણ જુદી જુદી જાતિ હોય તો નાન્યતર જાતિનું બહુવચન આવે છે. દા. 'ગયાં'. તેવીજ રીતે ઘણા કર્તા હોય અને તે 'અથવા' 'કે' અવ્યય થી જોડાએલા હોય અને તેમની પછી, 'કોઈ,' 'કંઈ' જેવા શબ્દો આવેલા હોય તો ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં આવે છે. છગને લખવાનું કે વાંચવાનું કંઈ **કર્યું નહોતું.** છોકરો કે છોકરી કોઈ **જણાયું** નહિ.

**૧૫.** ૧. હું, તું અને છગન આ પાઠ **લખીશું**.

૨. તું અને છગન આ પાઠ લખજો.

જ્યારે ક્રિયાનાથ જુદાં જુદાં સર્વનામ હોય છે ત્યારે જો તેમાં પહેલો પુરુષ હોય તો તેનું બહુવચન આવે છે. દા. 'લખીશું.' જો બીજો પુરુષ હોય તો બીજા પુરુષમાં બહુવચન આવે છે. દા. 'લખજો.'

**૧૬.** ગુરુજી **આવ્યા.** વહુજી **આવ્યાં.** માનાર્થે ગુરુજી **કર્તા** બહુવચનમાં છે, પણ વહુજી તેજ કારણથી નાન્યતરના બહુવચનમાં છે.

**૧૭.** ૧. મહેતાજી, છોકરાં અને પટાવાળાને ગાડીમાં અડચણ પડી.

૨. મહેતાજીને, છોકરાંને અને પટાવાળાને એ બધાંને ગાડીમાં અડચણ પડી.

૩. તેણે અહમદ ગાડીવાળાને બોલાવ્યો નહિ.

૪. બાપદાદાની આબરૂ ઉપર તેણે પાણી ફેરવ્યું.

૫. શારદા બીલ સંબંધી **તમારો, તેનો** અને **મારો** વિચાર એક નથી.

જ્યારે એક બે કે વધારે નામ એક વિભક્તિમાં હોય તો છેલ્લા નામને વિભક્તિનો પ્રત્યય લાગે છે. દા. 'પટાવાળાને'. પણ જુદાં જુદાં નામ સ્પષ્ટ બતાવવા દરેકને તે લાગ્યો છે. દા. મહેતાજીને, છોકરાંને, પટાવાળાને, ત્રીજા વાકયમાં જો કે 'અહમદ'ને પ્રત્યય લાગેલો નથી, તોપણ તેના પછીના પદની જે વિભક્તિ છે તેજ અહમદની છે. જ્યારે સામાસિક શબ્દ હોય છે, ત્યારે છેલ્લા શબ્દને વિભક્તિના પ્રત્યય લાગે છે. દા. 'બાપદાદાની'. જ્યારે સર્વનામ એકજ વિભક્તિમાં હોય છે, ત્યારે દરેકને પ્રત્યય લાગે છે. દા. 'તમારો', 'તેનો' અને 'મારો'.

૧. કાશી, લલ્લુ અને છગન **એમણે** પાઠ કર્યા નહોતા.

૨. વાલ્મીકિ, કાળિદાસ, ભવભૂતિ **વગેરેની** ખ્યાતિ હજુ કાયમ રહી છે.

પહેલા વાકયમાં કાશી, લલ્લુ અને છગન, આ નામો ત્રીજી વિભક્તિમાં છે. 'એ'ના રૂપને ત્રીજી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે. તેવીજ રીતે 'વગેરે' એને છઠ્ઠીનો પ્રત્યય લાગેલો છે.

---

# પાઠ ૨૧ મો

---

## વાકયપૃથક્કરણ

### વાકયના પ્રકાર

(અ) ૧. આપણા મનનો પુરો વિચાર જે શબ્દોદ્વારા દર્શાવીએ છીએ તેને વાકય કહે છે, પણ મનનો વિચાર જુદી જુદી રીતે દર્શાવીએ છીએ તેથી વાકયો જુદા જુદા પ્રકારનાં થાય છે.

| | | |
|---|---|---|
| ૨. અ | ૧ પક્ષી ઊડે છે.<br>૨ મોહન ઊંઘી ગયો.<br>૩ પોપટ બોલે છે. | વિધિવાક્ય |
| બ | ૧ પક્ષી ઊડતું નથી.<br>૨ મોહન ઊંઘી ગયો નહિ.<br>૩ પોપટ બોલતો નથી. | નિષેધવાક્ય |

**અ** વાક્યોમાં ક્રિયાનું નિશ્ચિત **વિધાન** કર્યું છે તેથી એ હકાર-રૂપ વાક્યો એટલે **વિધિવાક્ય** છે.

**બ** વાક્યોમાં ક્રિયાનો નિષેધ કર્યો છે એટલે તે બાબત નકાર-ના રૂપમાં કહી છે; તેથી તે **નિષેધ** વાક્યો છે.

| | |
|---|---|
| ૨. ૧. તમે ત્યાં આવો છો?<br>તે હજુ કેમ આવ્યો નહિ? | પ્રશ્ન પૂછ્યો છે તેથી **પ્રશ્નાર્થક.** |
| ૨. અહીં આવો.<br>ત્યાં જાઓ. | આજ્ઞા કરી છે તેથી **આજ્ઞાર્થક.** |
| ૩. તમે સુખી થાઓ!<br>તમારૂં કલ્યાણ થાય!<br>૪. મારે તમને રાજી રાખવા જોઈએ.<br>આપણે તેની મદદે જવું જોઈએ. | આશીર્વાદ, વિધિ, ઉપદેશ અને હુકમ જણાવ્યો છે તેથી **વિધ્યર્થક.** |
| ૫. અહો! તે આટલો ઉંચો થયો!<br>અરે! તેણે આ કુકર્મ કર્યું! | ઉદ્‌ગાર કાઢ્યો છે તેથી **ઉદ્‌ગારવાચક.** |
| ૬. મને લાગે છે કે તાપ હવે થોડો પડશે.<br>વખતે તે આવે. | ક્રિયાનો સંશય હોવાથી તે **સંશયાર્થક** વાક્ય છે. |
| ૭. જો ગાડી વખતસર આવે તો અમદાવાદ જવાય.<br>જો વરસાદ બરાબર વરસે તો પાક થાય. | આ વાક્યમાં સંકેત—શરતનો અર્થ રહ્યો છે તેથી તે **સંકેતાર્થક** છે. |

આવી રીતે વિધિ અને નિષેધ એ વાક્યના મુખ્ય પ્રકાર છે; અને અર્થ પ્રમાણે પ્રશ્નાર્થક, આજ્ઞાર્થક, વિધ્યર્થક, સંશયાર્થક, સંકેતાર્થક અને ઉદ્‌ગારવાચક એ જાતનાં વાક્યો હોય છે.

પ્રશ્નોઃ—

૩. (૧) વાક્ય એટલે શું ? શબ્દસમૂહ અને વાક્યનો તફાવત ત્રણ દાખલા આપી સમજાવો.

(૨) વાક્યના મુખ્ય પ્રકાર કેટલા છે ? તેના અર્થ પ્રમાણે કેટલી જાતો થાય છે ?

(૩) સંશયાર્થક અને સંકેતાર્થકનો તફાવત બે વાક્યો આપી સમજાવો.

૪. નીચેનાં વાક્યોમાંથી જુદા જુદા પ્રકારનાં વાક્યો બતાવોઃ—

(૧) પક્ષી માળામાં બેઠું છે. (૨) તે હવે ખાતો નથી. (૩) અરે ! તે બિચારો બહુ પીડાય છે. (૪) તેણે વિશ્વાસઘાત કર્યો ન હોત તો જરૂર તે કામ પુરૂં થાત. (૫) હું ધારૂં છું કે હવે તેની સ્થિતિ બગડતી જાય છે. (૬) તમારે રીતસર બોલવું જોઈએ. (૭) તું એકદમ નીચે બેસ. (૮) કામ કરો અને આનંદ કરો. (૯) દીવો હજુ સળગે છે ? (૧૦) તે સળગતો નહિ હોય એમ જણાય છે. (૧૧) બહુ ટાઢ પડે તો ઘણા જીવ હેરાન થાય. (૧૨) તે નિરાંતે બેઠો છે. (૧૩) તેને હવે કંઈ ફીકર છે ? (૧૪) મારા ધારવા મુજબ હવે તો તે સાજોતાજો થયો હશે. (૧૫) દરેક મનુષ્યે સારા વિચાર કરવા. (૧૬) જ્યાંસુધી ખરા દીલથી વાત કરશે નહિ ત્યાંસુધી તેને શાંતિ પ્રાપ્ત નહિ થાય. (૧૭) હવે આ હિસાબ લખો. (૧૮) મને તેમાં કંઈ સૂઝ પડતી નથી. (૧૯) તમારે મન શાંત રાખવું. (૨૦) પિટર આજે ગામ જવાનો છે ? (૨૧) હું કંઈ જાણતો નથી. (૨૨) વખતે તે બહારગામ જાય. (૨૩) જો વરસાદ ઠીક પડયો હોત તો પાક સારો થાત. (૨૪) શું ! તે આવો નિર્દય છે ! (૨૫) એનું શું કહેવાય.

૫. નીચેનાં ક્રિયાપદો વાપરી જુદી જુદી જાતનાં વાક્યો બતાવોઃ—

(अ) પ્રશ્નાર્થક; વાંચવું, દોડવું, પકડવું, જાણવું, તરવું.

(ब) આજ્ઞાર્થક; પીવું, ગાવું, સાંભળવું, લખવું, રમવું.

(क) વિધ્યર્થક; ફરવું, સેવા કરવી, થાઓ, મદદ કરવી, ખર્ચવું.

(ड) સંશયાર્થક; વરસવું, વાવું, આપવું, ઉગવું, પડવું.

(ई) સંકેતાર્થક; માંદા પડવું, પાસ થવું, દુઃખ થવું, અટકવું.

(फ) વિધિવાક્ય; હસવું, ધારવું, પૂછવું, ભાગવું, થુંકવું.

(ग) નિષેધવાક્ય; માગવું, બાંધવું, શિક્ષા કરવી, ભણવું, કરડવું.

(च) ૬. ૧. ઘડિઆળ વાગે છે.

૨. દેવતા સળગે છે.

૩. વરસાદ વરસ્યો.

૪. પતંગ ઊડી.

૫. કેરી પડશે.

આ વાકયોમાં 'ઘડિઆળ', 'દેવતા', 'વરસાદ', 'પતંગ' અને 'કેરી' સંબંધી એટલે તેમને **ઉદ્દેશીને** કહેવામાં આવ્યું છે, તેથી તે **ઉદ્દેશ્ય** છે. 'વાગે છે', 'સળગે છે', 'વરસ્યો', 'ઊડી' અને 'પડશે' એમાં કંઈક કહ્યું છે-વિધાન કર્યું છે, તેથી તેને **વિધેય** કહે છે. ઉપરનાં વાકયોમાં ઉદ્દેશ્ય **નામ** છે પણ જુદાં જુદાં પદો નીચે મુજબ ઉદ્દેશ્ય તરીકે આવે છેઃ—

૧. ગોવિંદ ખાય છે.

૨. **તે** જમવા ગયો.

૩. **સુખી** તો નિરાંતે ઉંઘે છે.

૪. **રમતું** જરૂરનું છે.

૫. **ખેતરમાં ફરવું** ફાયદાકારક છે.

આ વાકયોમાં નામ, સર્વનામ, નામ તરીકે વપરાએલું વિશેષણ અને કૃદંત તથા શબ્દસમૂહ ઉદ્દેશ્ય તરીકે આવ્યાં છે.

૭. નીચેનાં વાકયોમાંથી **ઉદ્દેશ્ય** તરીકે વપરાએલાં જુદાં જુદાં પદો શોધી કાઢોઃ—

(૧) ઉતાવળા સો બાવરા ને ધીરા સો ગંભીર. (૨) લશ્કર હારી ગયું. (૩) તે રસ્તામાં પડી ગયો. (૪) મુસાફ સૂઈ જાય છે. (૫) તરવાનું મુશ્કેલ છે. (૬) સામાના ગળે વાત ઉતારવાનું કઠણ છે.

(૭) કેટલાક વાત કરે છે. (૮) બાકીના વાંચે છે. (૯) સવારમાં ફરવું લાભકર્તા છે. (૧૦) તમે હિસાબ ગણ્યો છે? (૧૧) મનુ રમતો નથી. (૧૨) ખટપટીઆથી ચેતતા રહેજો. (૧૩) બીડી પીવી નુકસાનકારક છે. (૧૪) હું કવિતા વાંચું છું. (૧૫) ઢીલ કરવી હાનિકર્તા છે. (૧૬) શિઆળામાં ભૂખ સારી લાગે છે. (૧૭) અસંતોષી સુખી નથી. (૧૮) રાત્રે વખતસર સૂવું જરૂરનું છે. (૧૯) આંધળો ખાડામાં પડયો. (૨૦) કહેવું સહેલું છે, કરવું કઠણ છે. (૨૧) સુઘડ લખાણ સારૂં લાગે છે. (૨૨) તમે કયાં જાઓ છો? (૨૩) બહુ વાત કરવી ઠીક નથી. (૨૪) આપણે બહાર જઈશું. (૨૫) સોમચંદ હજુ ઉંઘે છે. (૨૬) ભલભલા કુંવારા અને બાડા ને એ.

૮. નીચેની ખાલી જગામાં **ઉદ્દેશ્ય તરીકે જુદાં જુદાં પદ** મૂકોઃ—

(૧)——નાસી ગયાં. (૨)——જરૂરનું છે. (૩)——ખૂબ લડયો. (૪)——ફરજ છે. (૫)——સુખી થયો. (૬)——દુઃખી છે. (૭)——મુશ્કેલ હતું. (૮)——ચિત્ર દોર્યું છે? (૯)——મના છે. (૧૦)——નુકસાનકારક છે. (૧૧)——થાકી ગયો. (૧૨)——રમે છે. (૧૩)——ઉંઘી ગયો. (૧૪)——સફળ થઈ. (૧૫)——જાણતો નથી. (૧૬)——સહેલું છે. (૧૭)——જરા ઊભા રહો. (૧૮)——જલદી આવ. (૧૯)——સારૂં છે. (૨૦)——ગાય છે. (૨૧)——કવિતા બોલે છે. (૨૨)——રમતો હશે. (૨૩)——માંદો છે. (૨૪)——કઠણ હતું. (૨૫)——આપવું જોઈએ. (૨૬)——કયાં ગયા હતા?

૯. નીચેનાં પદો **ઉદ્દેશ્ય** તરીકે વાકયમાં વાપરો અને તેમાં આવેલું **વિધેય** બતાવોઃ—

હિમાલય, તું, દુઃખી, ફરવું, સંઘ, અમે, ખમવું, બોલબોલ કરવું, સૌંદર્ય, વિધ્નસંતોષી, મજુર, તેઓ, સોનું, બહુ ખાવું, લખનાર, આંધળો.

૧૦. નીચેનાં પદો **વિધેય** તરીકે વાપરી વાક્યો બનાવો:—

ગયો, રમે છે, હસી પડયો, કરી નાંખશે, દોડવાનો છે, માગી, કૂદ્યો, ગાય છે, રડી પડયો, ઉંઘે છે, વેચતો હતો, બોલે છે.

૧૧. ૧. **પાંચ** માણસો ગપાટા મારતા હતા.

૨. **શંકરની** કલમ ભાગી ગઈ.

૩. **મારી** ચોપડી ખોવાઈ ગઈ છે.

૪. **કવિ શિરોમણી** કાળિદાસ ભોજના દરબારમાં હતા.

૫. **કામથી થાકેલો** મજુર સૂઈ ગયો.

આવી રીતે ઉદ્દેશ્યના વધારા તરીકે વિશેષણ, વિશેષણ-વિભક્તિવાળાં નામ, સર્વનામ, સમાનવિભક્તિનું નામ અને શબ્દસમૂહ હોય છે. કેટલીક વખત અમુક અવતરણ ઉદ્દેશ્ય તરીકે આવે છે 'કામ કામને શીખવે છે' એ ઉપયોગી સૂત્ર છે. "અહિંસા પરમો ધર્મ" એ ઉત્તમ નીતિ છે. કેટલીક વખત એક કરતાં વધારે નામ, વિશેષણ અને શબ્દસમૂહ ઉદ્દેશ્યવર્ધક તરીકે આવે છે. દા. સુખ, આનંદ અને શક્તિ એ જ્ઞાનનાં ફળ છે. બૌદ્ધ ધર્મનો પ્રચારક, જનહિતકર્તા અને દયાની મૂર્તિ અશોક ઇ. સ. પૂર્વે ૨૭૪ માં ગાદીએ આવ્યો. ધર્મિષ્ઠ, ન્યાયી અને પરાક્રમી અશોક પ્રજાકલ્યાણ માટે સખત મહેનત કરતો. સિકંદરે, ગ્રીસની વ્યવસ્થા કરી, એશિઆમાઈનર જીતી અને ઇરાનના સામ્રાજ્યને તાબે કરી, હિંદ ઉપર સવારી કરી. આ પ્રમાણે એક કે વધારે ઉદ્દેશ્યવર્ધકથી પણ ઉદ્દેશ્યના અર્થમાં વધારો થઈ શકે છે. શાહજીનો દીકરો અને હિંદુ રાષ્ટ્રનો ઉદ્ધારક, શૂરવીર, સાહસિક અને કુનેહબાજ શિવાજીએ આસપાસનાં રાજ્ય જીતી, અને મોગલ સલ્તનત ઉપર આક્રમણ કરી, તેની સત્તા ધીમે ધીમે વધારી, એક બળવાન રાજ્ય સ્થાપ્યું.

૧૨. નીચેનાં વાક્યોમાં **ઉદ્દેશ્યવર્ધક કઈ જાતનું છે તે** શોધી કાઢો:-

(૧) ડાહ્યો માણુસ ઉતાવળ કરતો નથી. (૨) આ માણુસ જીદ્દી છે. (૩) રાજાનો કુંવર જંગલમાં ગયો. (૪) મહાન અકબર

૧૬૦૫ માં ગુજરી ગયો. (૫) છોકરાએ કૂદકો મારીને કેરી લીધી. (૬) બંગાળી વક્તા સુરેન્દ્ર સારા લેખક પણ હતા. (૭) માણસની બુદ્ધિ મર્યાદિત છે. (૮) સ્ત્રીજાતિની ઉન્નતિ કરવી બહુ જરૂરની છે. (૯) વિકરાળ સિંહે શિકારીને મારી નાખ્યો. (૧૦) ભલો, સદ્‌ગુણી અને ધર્મિષ્ઠ નાસરૂદ્દીન હાથે કુરાનની નકલ કરતો. (૧૧) ગુજરાતનો રાજા કરણ ઘેલો અવિચારી હતો. (૧૨) દેવગિરિને લૂટનાર અને ગુજરાતનો જીતનાર અલ્લાઉદ્દીન પાદશાહ થયો. (૧૩) ગાદીએ બેઠા પછી રાજ્યનો દાવો કરનાર માજી પાદશાહના પુત્રો તથા બીજા સગાંઓની કતલ કરનાર ખૂનીએ જલાલુદ્દીનનું ખૂન કર્યું. (૧૪) માધવરાવ, બાજીરાવની માફક માણસ પસંદ કરવામાં ચતુર હતો. (૧૫) જબરો કુનેહબાજ અને કુશળ લડવૈયો હૈદર કર્ણાટક ઉપર ફરી વળ્યો. (૧૬) દેલવાડાના દેવળનો બહારનો દેખાવ ધ્યાન ખેંચે એવો નથી. (૧૭) આસપાસના થાંભલાની હાર ઘણાએક ઘુમટવાળી છે. (૧૮) એક દહાડો રાજર્ષી વિશ્વામિત્ર વસિષ્ઠને ઘેર ગયા. (૧૯) ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ અને દક્ષિણના હિંદુઓ (પુરુષો) ધોતીઆં પહેરે છે. (૨૦) દુઃખથી કંટાળેલીહીરાએ આપઘાત કર્યો.

૧૩. નીચેની ખાલી જગામાં જુદાં જુદાં ઉદ્દેશ્યવર્ધક મૂકો:—

(૧)——ખેડુત કામ કરે છે. (૨)——ઉનાળો બેઠો છે. (૩)——ચોપડી ખોવાઈ છે. (૪)——છોકરાનો પહેલો નંબર આવ્યો. (૫)——મથુરદાસ ઘસઘસાટ ઊંઘી ગયો. (૬)——કુતરો કરડતો નથી. (૭)——હુકમ પાળવો જોઈએ. (૮) ——બાબર ૧૫૩૦ માં ગુજરી ગયો. (૯)——લોકોએ ફરિઆદ કરી. (૧૦)——મોજાં ઉંચે ઉછળે છે. (૧૧) ભવભૂતિ——મહાકવિ હતો. (૧૨)——છોકરો બહુ માંદો પડયો. (૧૩)——છોકરૂં ચગદાઈ ગયું ! (૧૪)——કામથી થાક લાગે છે. (૧૫)——નવલકથાઓ લોકપ્રિય થઈ છે. (૧૬)—— માણસો મેલેરીઆથી ગુજરી જાય છે. (૧૭) " " હંમેશાં યાદ રાખવું. (૧૮)——માખી તરફડીઆં મારવા લાગી. (૧૯)—— ડાક્તરે તેની તંદુરસ્તી સુધારી. (૨૦)——મોટર ઝાડ સાથે અથડાઈ.

**૧૪.** નીચેનાં પદો ઉદ્દેશ્યવર્ધક તરીકે વાપરી તે કઈ જાતનું છે તે કહોઃ—

કુશળ, પોતાનું, રાજકવિ, ત્રાસથી કંટાળેલો, ઇંગ્લાંડની, ધર્મ-ધુરંધર, પ્રતાપી, તમારી, હર્ષથી ઘેલી થએલી, ઉદ્યોગી, તેમનું, મનુષ્યના હૃદયમાં રહેલો, ચેતતા નર સદા સુખી, ઝાડનાં, નમ્ર, ખાઈ-બદેલો, હોશિયાર, શિક્ષિત અને કુનેહબાજ.

| | | | |
|---|---|---|---|
| **૧૫.** | ૧. કાગડો **એકદમ** ઊડયો. | **રીતિવાચક** ક્રિયાવિશેષણ | વિધેયવર્ધક |
| | ૨. ત્રીકમ **તેણીગમ** ગયો. | **સ્થળવાચક** | ,, |
| | ૩. **અત્યારે** કોઈ આવશે નહિ. | **કાળવાચક** | ,, |
| | ૪. **કદાચ** તે પરગામ જાય. | **સંશયદર્શક** | ,, |
| | ૫. તે **જરા** ઊંઘ્યો. | **પરિમાણવાચક** | ,, |
| | ૬. **હા,** હવે કંઈ વાંધો નથી. | **સ્વીકારવાચક** | ,, |
| | ૭. તમે જશો **મા.** | **નકારવાચક** | ,, |
| | ૮. શંકર **ઘેર** આવ્યો. | **નામ** | ,, |
| | ૯. તમારાથી **કંઈ** થશે નહિ. | **સર્વનામ** | ,, |
| | ૧૦. છોકરો **ખૂબ** રડયો. | **વિશેષણ** | ,, |
| | ૧૧. તે **જતાં જતાં** પડી ગયો. | **કૃદંત અવ્યય** | ,, |
| | ૧૨. લલ્લુ **રમવા માટે** ગયો. | ,, **શબ્દસમૂહ** | ,, |
| | ૧૩. છોકરો **દિવસમાં વારે વારે ખાવાથી** માંદો પડયો. | **શબ્દસમૂહ** | ,, |
| | ૧૪. ચોર **આમથી તેમ કૂદીને** નાઠો. | ,, | ,, |
| | ૧૫. તે **તેની પાસે** રહ્યો. | **નામયોગી** અવ્યય | ,, |

ઉપર મુજબ જુદાં જુદાં પદો તથા શબ્દસમૂહ વિધેયવર્ધક તરીકે આવે છે. તેની સમજુતી બીજા ભાગમાં આપવામાં આવી છે તે જોવી.

**૧૬.** નીચેનાં વાકયોમાંથી કઈ જાતનું **વિધેયવર્ધક** છે તે કારણ સહિત બતાવોઃ—

(૧) મારો ભાઈબંધ કાલે આ તરફથી દોડતો ત્યાં ગયો હતો.

(૨) દરિયામાં તોફાન થવાથી વહાણ ડૂબવા લાગ્યું. (૩) ચોરને હાથે-પગે બાંધીને કચેરીમાં આણ્યો. (૪) પછી તેને કેદખાનામાં પૂર્યો. (૫) પહેલાં તેણે કહ્યું હતું, કે હા, હવે તે કામ મારાથી બરાબર થશે પણ પાછળથી તેણે ચોકખી ના કહી. (૬) દરેક વર્ષે આ પ્રમાણે મરદાની રમતની હરિફાઈ ખૂબ થાય છે. (૭) તેની મદદ સિવાય હવે તેનાથી જરા પણ કામ થઈ શકે એમ નથી. (૮) ચાલતાં ચાલતાં તેણે ઘણી વાતો કરીને તેનું મન પલાળ્યું. (૯) આખા શરીરમાં લોહી ઝપાટાબંધ ફરી વળે છે. (૧૦) ઘણી વખત ઝીણા જંતુઓથી સામાનને ભારે નુકસાન થાય છે. (૧૧) રામના આવ્યાથી પ્રજાજન ઘણાં ખૂશ થયાં. (૧૨) ઉત્તરના હિમાલય અને કારાકોરમ તથા આસામના ડુંગરોમાંથી આ દેશમાં આવવાના માર્ગ બહુ વિકટ છે. (૧૩) તમારે હવે તેનાથી છેતરાવું નહિ. (૧૪) આ બગીગો આઘેથી સુંદર દેખાય છે. (૧૫) વખતે વરસાદ વરસવાથી તે બહાર નહિ નીકળ્યો હોય. (૧૬) તમે જરાએ પગ ખસેડતા ના. (૧૭) વાંદરો એક ડાળીએથી બીજી ડાળીએ કુદતો કુદતો નાઠો. (૧૮) હાલમાં ડાક્તર માંદા મનુ પાસે બેઠા છે. (૧૯) વારંવાર બોલવાથી વાણીનો વ્યય થાય છે. (૨૦) હમણાંજ રસિક બજારમાંથી નિશાળે ગયો.

૧૫. નીચેની ખાલી જગામાં જુદાં જુદાં વિધેયવર્ધક મૂકો અને તે કઈ જાતનું છે તે કહોઃ—

(૧) થાકેલો મજુર——સૂએ છે. (૨) ગાય——ચરે છે. (૩) તે તેના પાઠ——વાંચે છે. (૪) મારાથી——જવાશે નહિ. (૫) પોલિસે ઘરમાં જઈ——તપાસ કરી. (૬)——થી તે કંટાળ્યો છે. (૭) મહમદ ગિજનીએ——માટે સવારીઓ કરી હતી. (૮) આ મકાન——પડી જશે. (૯) માંદો માણસ——શકતો નથી. (૧૦) તમે——દોડજો. (૧૧) તે——સાજો થયો. (૧૨) તેને——ટેવ પડી છે. (૧૩) તેણે તેને——પજવ્યો. (૧૪)——થી ઘણા ફાયદા છે. (૧૫)——અલી બેઠો બેઠો વાત કરતો હતો.——એક કહિ-

આરો——ભરી તેની દુકાને વેચવા આવ્યો. (૧૭) તેણે——વિચાર કરી લીધો કે લાકડું ત્રણ માણસનો ભાર ઝીલે એમ નથી. (૧૮) ——વરાળબળને કામમાં લેવાની યુક્તિ શોધી કાઢવામાં આવી. (૧૯) કાર્થેજના વકીલો પ્રથમ બોલી રહ્યા પછી રેગ્યુલસે——કહ્યું. (૨૦) તે——ગયો.

**૧૬.** નીચેનાં **વિધ્યવર્ધક** વાક્યોમાં વાપરી તે કઈ જાતનું છે તે કહો:—

આવતાં આવતાં, અતિશય, વખતે, લખવા માટે, દુકાનેથી, આઘે, આમ, ના, બજારમાં, બહુ, મુંબઈ પાસે, વારંવાર બોલવાથી, પેલી તરફ, તરત,

**૧૭.**

| (अ) | (ब) | (क) |
|---|---|---|
| ૧. મગન **અમલદાર** થયો. | ૧. છગને **હિસાબ** ગણ્યા. | ૧. છગને **ચાર** હિસાબ ગણ્યા. |
| ૨. તે **સુખી** છે. | ૨. મેં **તેને** રસ્તામાં જોયો. | ૨. મેં **તેની** ચોપડી લીધી. |
| ૩. એ તો **તે** છે. | ૩. પૈસાદારે **ગરીબની** સંભાળ રાખવી. | ૩. શિક્ષકે **મગનના** બાપને બોલાવ્યા. |
| ૪. ચંદ્ર **અંદર** રહ્યા. | ૪. છોકરો **જમવા** ચાલ્યો. | ૪. તમે **દિનકરરાવ** મેજિસ્ટ્રેટને જોયા? |
| ૫. આ ચોપડી **કાંતિની** છે. | ૫. **તેને પાણીમાંથી ઉગારવાનું** કોઈને સૂઝયું નહિ. | ૫. **મોઢે કરેલી** કવિતા તે બોલી ગયો. |
| ૬. દાક્તરની ફરજ **દરદીને આશ્વાસન આપવાની** છે. | | ૬. **આંબા ઉપરની પાકેલી** કેરી ખેડુત ઘેર લઈ ગયો. |

(अ) ખાનામાં ક્રિયાપદ અપૂર્ણવાચક હોવાથી **ક્રિયાપૂરક તરીકે** નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાવિશેષણ, છટ્ઠી વિભક્તિનું નામ અને સામાન્ય કૃદંત છે. (ब) ખાનામાં **કર્મ** તરીકે નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત અને ક્રિયાવિશેષણ શબ્દસમૂહ છે. (क)

**ખાનામાં કર્મના વધારા** તરીકે વિશેષણ, છટ્ઠી વિભક્તિનું સર્વનામ કે નામ, સમાન અર્થે બીજી વિભક્તિનું નામ, કૃદંતવિશેષણ અને વિશેષણના અર્થમાં શબ્દસમૂહ છે.

૧૮. આપણે ઉદ્દેશ્ય, ઉદ્દેશ્યવર્ધક, વિધેય અને વિધેયવર્ધક તરીકે કયાં કયાં પદો આવે છે તે જોઈ ગયા. પ્રથમ કહેવામાં એમ આવ્યું હતું કે જેને વિષે કંઈ કહેવામાં આવે તે ઉદ્દેશ્ય અને જે કંઈ કહેવામાં આવે તે વિધેય; પણ ઉદ્દેશ્ય તથા વિધેય હમેશાં કંઈ એકજ પદમાં હોતાં નથી. તેના વધારા તરીકેનાં બીજાં પદો પણ વપરાએલાં હોય છે, તેથી જે કોઈ પદ ઉદ્દેશ્ય અને વિધેયના અર્થમાં વધારો કરતું હોય તે પણ ઉદ્દેશ્ય અને વિધેયમાં આવે છે, અને તે શબ્દ-સમૂહોને **ઉદ્દેશ્યપક્ષ** અને **વિધેયપક્ષ** કહે છે. દા. ડાહ્યો ન્યાયાધીશ સારો ઈન્સાફ કરે છે. આ વાક્યમાં 'ડાહ્યો ન્યાયાધીશ' એ ઉદ્દેશ્ય-પક્ષમાં છે અને 'સારો ઇન્સાફ કરે છે' એ વિધેયપક્ષમાં આવે છે.

૧૯. નીચેનાં વાક્યોમાંથી **ક્રિયાપૂરક** કઈ જાતનું છે તે શોધી કાઢોઃ-

(૧) વાંદરૂં બુદ્ધિશાળી છે. (૨) સોનું પીળું છે. (૩) કાશીદાસ પૈસાદાર થયો. (૪) ઘર જેઠાલાલનું છે. (૫) બરફ બહુ હતો. (૬) કીકો એકદમ માંદો થયો. (૭) મોહન ખૂશ જણાય છે. (૮) ઝાડ બહુ મોટું થયું છે. (૯) તેને એક હોશિયાર છોકરો ગણતા હતા. (૧૦) જગજીવનને મોનિટર નીમ્યો છે. (૧૧) તે ગાંડો છે? (૧૨) તમે ઘણા આળસુ છો. (૧૩) તેને બે દિવસમાં સારૂં થશે. (૧૪) અમે મેળાવડામાં હાજર હતા. (૧૫) પપૈયું મીઠું લાગે છે. (૧૬) આ ઘર સાંકડું છે. (૧૭) મેં જગદીશને બુદ્ધિશાળી ગણ્યો નથી. (૧૮) છોકરો ત્રાસથી સૂકાએલો લાગે છે. (૧૯) બિલાડી જાતે શિકારી છે. (૨૦) તે કયાં છે? (૨૧) તે તો તમેજ હશો. (૨૨) મારે ફરવા જવાની જરૂર હતી. (૨૩) શેઠ બહાર હતા. (૨૪) આ તો પેલો છે. (૨૫) મગન રાજી થયો.

૨૦. નીચેની ખાલી જગામાં ક્રિયાપૂરક મૂકોઃ—

૧. અમદાવાદ——છે. ૨. દિવસ——થાય છે. ૩. વર્ષાઋતુની હવા——હોય છે. ૪. મોતીલાલને——નીમ્યા. ૫. તે પોતાને——ગણે છે. ૬. તેનું પ્રિય પુસ્તક——છે. ૭. હું——થયો. ૮. છોકરો——નીકળ્યો. ૯. તે——જણાય છે. ૧૦. મને ચંદ્રકાન્ત, ——લાગ્યો. ૧૧. હવે તે——થયો છે. ૧૨. સાંજે નદી——લાગે છે. ૧૩. હરદાસ——બન્યો. ૧૪. શિક્ષકે તેને——બનાવ્યો. ૧૫. સ્ત્રીને——ગણતા નહિ. ૧૬. ભિખારી——પડયો. ૧૭. કાંતિલાલ ——નીમાયો. ૧૮. સોનું——ગણાય છે. ૧૯. અત્રે આકાશ——લાગે છે. ૨૦ શેઠ——હશે. ૨૧. તે——થયો નહિ. ૨૨. તે મકાન——છે. ૨૩. પેલો માણસ ——છે. ૨૪. તે——હતો ?

૨૧. નીચેનાં ક્રિયાપૂરક વાકયમાં વાપરી તે કઈ જાતનું છે તે કહોઃ-

અહીંઆં, વેપારી, સુંદર, હું, હોશિયાર. ગમગીન. પ્રધાન, પૈસા લેવાની, ઉંચો, બહાર, નાદાન, આનંદી. ખૂશ.

૨૨. નીચેનાં વાકયોમાંથી, કર્મ અને કર્મનો વધારો શોધી કાઢોઃ-

(૧) ગાયને ચાર પગ હોય છે. (૨) સુથાર સુંદર ઘર બાંધે છે. (૩) તેણે વિકરાળ સિંહનો શિકાર કર્યો. (૪) તેને તમે ઓળખો છો ? (૫) મોટા માણસ થવાની તેની અભિલાષા થોડાકજ જાણતા હતા. (૬) ઇજનેરે સાબરમતીનો સુંદર પૂલ બાંધ્યો છે. (૭) લોકો કાળિદાસના મશહુર નાટકો વાંચે છે. (૮) કૃષ્ણલાલ વ્યાકરણનો અઘરો અને નીરસ વિષય બરાબર જાણે છે. (૯) આજે મેં કેટલાક જુદા જુદા વિષયની ચોપડીઓ જોઈ. (૧૦) નદીમાં તણાતાં ઘણાં લાકડાં લોકો ખેંચી લેછે. (૧૧) આપણે દુઃખીને મદદ કરવી જોઈએ. (૧૨) નર્મદાશંકરે નર્મકોષ, નર્મકવિતા, નર્મગદ્ય, રાજરંગ, ધર્મવર્ણન, જેવાં ઉપયોગી પુસ્તકો લખ્યાં છે. (૧૩) તેણે અમને સરસ વાર્તા કહી. (૧૪) મેં તેને પહેલાં ઘણા પૈસા આપ્યા હતા. (૧૫) તેણે લશ્કરની વ્યૂહરચનાની જોઈતી

માહીતી બરાબર મેળવી હતી. (૧૬) કારીગરે તેની વખતસર કામ કરવાની ચતુરાઈ હમણુાંજ જોઈ. (૧૭) યુદ્ધમાં બહાદૂર લડવૈયા તેમની કીમતી જાતની કંઈ દરકાર કરતા નથી. (૧૮) આ છોકરાએ તેના બાપનું ભારે અપમાન કર્યું હતું. (૧૯) દરિયા ઉપરથી અમે એક વહાણના કાફલાને દૂરબીનથી જોયો. (૨૦) આ શાળાના માસ્તર મિ. શંકરરાવને તમે ઓળખો છો ? (૨૧) કાશીના એક રાજાએ કોશળ દેશનાં રાજારાણીને ઘાતકી રીતે મારી નાખ્યાં. (૨૨) મરતી વખતે તે રાજાએ પોતાના કુંવરને દુશ્મનાવટને બદલે પ્રેમ બતાવ-વાનો ઉપદેશ કર્યો. (૨૩) પ્રેમાનંદનું મામેરૂં સાંભળી નાગરોએ પોતા-નાં પાણીનાં વાસણ પણ કવિને આપી દીધાં. (૨૪) જમીનદારે પોતાના મુનીમને ખેતરની સોનાની ખાણની વાત કહી હતી. (૨૫) કંજુસે કંઈપણ પૈસો નહિ ખરચવાનો દૃઢ સંકલ્પ કર્યો. (૨૬) સીતાએ વાડી પાસે એક અલૌકિક મૃગ ચરતો જોયો. (૨૭) લક્ષ્મણે રામને કોઈ રાક્ષસ મૃગરૂપે આવ્યાનો શક જણાવ્યો. (૨૮) તારામતી હરિ-શ્ચંદ્રને અસહ્ય દુઃખમાં ઘણું ધૈર્ય આપતી. (૨૯) આજ સાંજ પહેલાં પોતે વેચાવાનો રાજા વિચાર કરતો હતો. (૩૦) એટલામાં એક ચંડાળ તેને જોઈતો હતો તેવો દાસ ખરીદવા આવ્યો.

૨૩. નીચેની ખાલી જગામાં **કર્મ કે કર્મનો વધારો મૂકોઃ—**

૧. તેણે—દુઃખમાં કાઢી. ૨.——છોકરાને શિક્ષકે ઠપકો આપ્યો. ૩, મેં—આપ્યા. ૪. રાત્રે ઉંદર——કરડી ખાય છે. ૫. બે માણસે—ઓળંગી ૬. ——રકમ તેણે ખર્ચી નાખી. ૭. છોકરાનો——મગરે ઝાલ્યો. ૮. મેં——કોટ પહેર્યો છે. ૯. ડાહ્યાભાઈ——વાંચે છે. ૧૦. માળીએ—પક્ષી જોયાં. ૧૧. ખેડુત——કાપે છે. ૧૨. મેં——કહી. ૧૩. કેશવલાલે——અભ્યાસ કર્યો. ૧૪. કવિ નાનાલાલે——લખ્યાં છે. ૧૫. રસ્તામાં અમે——ઓળખ્યો નહિ. ૧૬. અકબરે——જીતી લીધા. ૧૭. શિવાજીએ——કિલ્લા તાબે કર્યા. ૧૮. ભગવાન બુદ્ધે——ઉપદેશ આપ્યો. ૧૯. પ્રાચીન આર્યો——પૂજા કરતા. ૨૧. નાનાં

છોકરાં——ચઢાવે છે. ૨૨. સવારમાં વિદ્યાર્થીઓ——કરે છે. ૨૩. લોકોએ તેને——બનાવ્યો. ૨૪. આવતી કાલે પ્રજા——આપશે. ૨૫. તમે મગનને——કહેશો ? ૨૬. તમે ક્યારે——લખવાના છો ? ૨૭. અહલ્યાબાઈના રાજકારભારનાં ઇતિહાસકારોએ——કર્યાં છે. ૨૮. તે——વારંવાર સાંભળતી. ૨૯. સિકંદરે ઘણા દેશ જીતીને——મેળવી. ૩૦. મિસરી લોકોએ——બાંધી હતી. ૩૧. લોકોએ નર્મદાશંકરને——ગણ્યા.

૨૪. નીચેનાં **કર્મને** તેના જુદા જુદા **વધારા** સાથે વાક્યમાં વાપરો:—

નદીઓ, અવસ્થા, સુધારો, શહેર, આનંદ, બલૂન, ખોરાક, ધર્મ, કાગળ, કીર્તિ, મનવાર, કવિતા, લોઢું, પરોણાચાકરી, માહિતી.

---

## પાઠ ૨૨ મો

---

### વાક્યના પ્રકાર-વિશેષ હકીકત

૧. ૧. **વરસાદ પછી** ઘાસ ઊગે છે.

૨. **વરસાદ વરસે છે** ત્યારે ઘાસ ઊગે છે.

પહેલા વાક્યમાં 'વરસાદ પછી' એ શબ્દસમૂહ છે પણ બીજા વાક્યમાં 'ત્યારે ઘાસ ઊગે છે' એ વાક્ય છે, કારણ કે તેમાં કર્તા અને ક્રિયાપદ આવ્યાં છે અને તેથી અર્થ પુરો સમજાય છે. 'જ્યારે વરસાદ વરસે છે' એ ગૌણવાક્ય છે. તે એકલું વાંચવાથી અર્થ સ્પષ્ટ થતો નથી; પણ 'ઘાસ ઊગે છે' એ વાક્યથી અર્થ બરાબર સમજાય છે અને તેને બીજા ઉપર આધાર રાખવો પડતો નથી તેથી તે સ્વતંત્ર વાક્ય છે; પણ 'જ્યારે વરસાદ વરસે છે' એ પેટા કે ગૌણ વાક્ય છે. આવી રીતે ગૌણ વાક્ય એ એક મોટા વાક્યનો ભાગ હોય છે. શબ્દસમૂહમાં કર્તા અને ક્રિયાપદ હોતાં નથી, પણ ગૌણ વાક્યમાં તે હોય છે.

૨. ૧. શાસ્ત્રની આજ્ઞાનું પાલન હિતકર્તા છે.
   ૨. **મનુષ્યે શાસ્ત્રની આજ્ઞા પાળવી જોઈએ** તે હિતકર્તા છે.
   ૩. કામ કરી ખાવું સુખકર્તા છે.
   ૪. **દરેકે કામ કરીને ખાવું જોઈએ** એ સુખકર્તા છે.

પહેલા વાક્યમાં 'હિતકર્તા છે' તેનો 'ઉદ્દેશ્ય' 'શાસ્ત્રની આજ્ઞાનું પાલન' એ શબ્દસમૂહ છે, પણ બીજા વાક્યમાં એજ શબ્દસમૂહ વાક્યના રૂપમાં 'ઉદ્દેશ્ય' તરીકે આવ્યું છે. 'શું હિતકર્તા છે'? એ સવાલનો જવાબ 'મનુષ્યે શાસ્ત્રની આજ્ઞા પાળવી જોઈએ' એ આવે છે, તેથી તે નામના અર્થમાં વપરાયું છે એ સ્પષ્ટ છે. તેવીજ રીતે 'કામ કરી ખાવું' એ કર્તાના અર્થમાં છે અને તેને બદલે 'દરેકે કામ કરી ખાવું જોઈએ' એ કર્તા તરીકે હોવાથી નામના અર્થમાં આવેલું વાક્ય છે. 'તે હિતકર્તા છે' અને 'એ સુખકર્તા છે' એ બે વાક્યો મુખ્ય વાક્ય છે પણ 'મનુષ્યે શાસ્ત્રની આજ્ઞા પાળવી જોઈએ' અને 'દરેકે કામ કરવું જોઈએ' એ બંને વાક્યો ગૌણ છે, કારણ કે તેમના અર્થનો આધાર ઉપર જણાવેલા મુખ્ય વાક્ય ઉપર છે. **આ ઉપરથી એ નિયમ નીકળે છે કે જે ગાણ વાક્ય નામના અર્થમાં વપરાય છે, તેને નામવાક્ય કહે છે.**

૩. ૧. ગોવિંદ ક્રિકેટ **સરસ** રમ્યો.
   ૨. **જેમ ખેલાડીએ સરસ રમવું જોઈએ** તેમ ગોવિંદ રમ્યો.
   ૩. મનુ **ધીમે ધીમે** કામ કરે છે.
   ૪. **જેમ કોઈ ધીમેથી કામ કરે** તેમ મનુ કામ કરે છે.

પહેલા અને ત્રીજા વાક્યોમાં 'સરસ' અને 'ધીમે ધીમે' એ ક્રિયાવિશેષણ છે અને તેનો અર્થ 'જેમ ખેલાડીએ સરસ રમવું જોઈએ,' 'જેમ કોઈ ધીમેથી કામ કરે' આ બંને ગૌણ વાક્યોથી બતાવાય છે, તેથી **જે ગૌણ વાક્ય ક્રિયાવિશેષણનો અર્થ બતાવે છે, તેને ક્રિયાવિશેષણ વાક્ય કહે છે.**

૪. ૧. ઉદાર માણસ ભિખારીને પાછો કાઢતો નથી.

૨. જે **માણસ ઉદાર હોય** છે, તે ભિખારીને પાછો કાઢતો નથી,

૩. કરાંચી **આબાદ** બંદર છે.

૪. જે **બંદર આબાદ** છે, તે કરાંચી છે.

'જે માણસ ઉદાર હોય છે,' 'જે બંદર આબાદ છે' આ બંને વાક્યો ગૌણ છે અને તે 'ઉદાર' અને 'આબાદ' એ વિશેષણના અર્થમાં વપરાયાં છે તેથી **જે ગૌણ વાક્ય વિશેષણનો અર્થ બતાવે છે તેને વિશેષણ વાક્ય કહે છે.**

૫. ૧. જ્યારે **રેલ આવી** ત્યારે મોહન નદી ઉપર હતો.

૨. જે **દિવસે રેલ આવી** તે દિવસે મોહન નદી ઉપર હતો.

૩. **રેલ આવી** એ મોહન જાણતો હતો.

'રેલ આવી' એ ત્રણે વાક્યોમાં વાપરવામાં આવ્યું છે, પણ તેનો જુદો જુદો અર્થ થવાથી તે જુદી જુદી જાતનાં ગૌણ વાક્ય થાય છે. પહેલા વાક્યમાં ક્રિયાવિશેષણનો અર્થ હોવાથી તે ક્રિયાવિશેષણ વાક્ય છે. તેજ પ્રમાણે બીજું વિશેષણ અને ત્રીજું નામ વાક્ય છે. કોઈપણ ગૌણ વાક્ય કેવા પ્રકારનું છે તે જાણવું હોય તો તેનો કેવો અર્થ થાય છે તે ઉપરથી નક્કી થઈ શકે છે.

૬. નામવાક્ય નામના અર્થમાં વપરાય છે તેથી કરીને તે (अ) ઉદ્દેશ્ય. (ब) કર્મ કે (क) ક્રિયાપૂરક તરીકે આવે છે. દા.—

(अ) ૧. **આપણે માબાપનું કહ્યું કરવું,** એ આપણો ધર્મ છે=માબાપનું કહ્યું કરવાનો આપણો ધર્મ છે.

૨. **કોઈપણ કામ ખરા અંતઃકરણથી કરવું,** એ દરેક માણસની ફરજ છે=કોઈપણ કામ ખરા અંતઃકરણથી કરવાની માણસ-ની ફરજ છે.

૩. **ધાતુને થાક લાગે છે,** એ નવીન સત્ય છે=ધાતુને થાક લાગવાનું સત્ય નવીન છે.

આ પ્રમાણે ત્રણે વાક્યોમાં પ્રથમનું વાક્ય ગૌણ છે અને તે પછીના વાક્યની સાથે સમાન અર્થમાં છે. 'આપણે માબાપનું કહ્યું કરવું' એ 'આપણો ધર્મ છે' એની સાથે સમાન અર્થમાં છે.

(ख) ૧. તે શું બોલે છે તે સમજાતું નથી=તેનું બોલવું સમજાતું નથી.

૨. છોટુએ કહ્યું કે **આ કેસ તર્કટી છે**=કેસ તર્કટી હોવાનું છોટુએ કહ્યું.

૩. **ધીરૂ કયે રસ્તે થઈ ગયો** છે તે મેં જોયું નથી=ધીરૂનો જવાનો રસ્તો મેં જોયો નથી.

'તે શું બોલે છે', 'આ કેસ તર્કટી છે' અને 'ધીરૂ કયે રસ્તે થઈ ગયો.' આ વાક્યો કર્મ તરીકે વપરાયાં છે. 'સમજાતું નથી' નું કર્મ 'તે શું બોલે છે' તે છે. તેવીજ રીતે 'આ કેસ તર્કટી છે' એ 'કહ્યુંનું કર્મ છે. તેમંજ 'ધીરૂ કયે રસ્તે ગયો' એ 'જોયું નથી'નું કર્મ છે અને તેની સાથે સમાન અર્થમાં છે.

(क) ૧. તે ધારે છે કે **થોડા વર્ષમાં સતયુગ આવશે.**

૨. મારો અભિપ્રાય એવો છે કે **ક્રિયા કરવાથી ટેવ પડે છે.**

૩. મીસ્ત્રીને લાગ્યું કે **તે મકાન બહુ વખત ટકશે નહિ.**

'થોડા વર્ષમાં સતયુગ આવશે', 'ક્રિયા કરવાથી ટેવ પડે છે' અને 'તે મકાન બહુ વખત ટકશે નહિ' આ વાક્યો ક્રિયાપૂરક છે; કારણ કે તેથી ક્રિયાનો અર્થ પૂરો સમજાય છે. જ્યારે મુખ્ય અને નામવાક્યો વચ્ચે **એ** અને તે આવે ત્યારે પ્રથમનું વાક્ય ગૌણ વાક્ય હોય છે, પણ જ્યારે કે આવે છે ત્યારે પ્રથમનું મુખ્ય વાક્ય હોય છે.

૭. વિશેષણવાક્ય વિશેષણના અર્થમાં વપરાય છે. તે ઉદ્દેશ્ય, કર્મ, ક્રિયાપૂરક કે વિધેયવર્ધક સાથે વિશેષણ તરીકે આવે છે.

(૧) જે **માણસ ડાહ્યો હોય છે**, તે ભવિષ્યનો વિચાર કરે છે. ('તે' ઉદ્દેશ્યનું વિશેષણ છે.)

(૨) **તેણે કરકસરથી જે બધો પૈસો ભેગોકર્યો હતો,** તે બધો તેણે સટ્ટામાં ગુમાવ્યો. ('તે' કર્મનું વિશેષણ છે)

(૩) **જે ઘરમાં તે સૂઈ રહ્યો હતો,** ત્યાંથી તે નાસી ગયો. ('ત્યાંથી' વિધેયવર્ધક સાથે વિશેષણ તરીકે).

(૪) **જે વાત તમે મને કહી હતી,** તે આ છે. ( 'તે' ક્રિયાપૂરક સાથે ) વિશેષણ વાક્યમાં જે, જેવું, જેટલું, જેવડું, પછી આવતાં, તે, તેવું, તેટલું, તેવડું એ વિશેષણ તરીકે આવે છે.

૮. ક્રિયાવિશેષણ વિધેયના વધારા તરીકે આવે છે, તેથી ક્રિયા-વિશેષણ વાકય કઈ જગાએ, કેવી રીતે, કેવા કારણથી, કયારે વગેરે રીતે વિધાન થયું છે તે જણાવે છે; એટલે તે કાળ, સ્થળ, રીતિ, કાર્યકારણ વગેરેનો સંબંધ બતાવે છે.

૧. જ્યારે ગાડી આવી, ત્યારે પોર્ટર દોડતો હતો. **કાળવાચક** (અમુક વખત)

૨. લશ્કર શહેર આગળ આવતું હતું, ત્યારે સેલુકર મોજ-મઝા કરતો હતો. **કાળવાચક** (દરમિઆન)

૩. જ્યારે જ્યારે દુકાળ પડતો, ત્યારે ત્યારે શેઠ રૈયતને મદદ કરતા. **કાળવાચક** (વખતની પુનરાવૃત્તિ)

૧. જ્યાં તે જશે, ત્યાં હું આવીશ. **સ્થળવાચક.**

૨. જ્યાં આગળ લશ્કર પડયું હતું, ત્યાં વેરાન જણાયું. „

૩. જે તરફ સ્ટેશન થાય છે, તે તરફ વસ્તી વધે છે. „

૧. જેમ તેની જાહોજલાલી વધે છે, તેમ તે વિવેકી થાય છે. **રીતિવાચક,**

૨. જે પ્રમાણે બી વાવવામાં આવે છે, તે પ્રમાણે ફળ મળે છે. „

૧. જો મહેનત બરાબર કરશો, તો ફળ સારૂં મળશે. **સંકેતવાચક.**

૧. તેણે ઘણી મહેનત કરી, એટલે તેને વિજય મળ્યો. **કારણવાચક.**

ક્રિયાવિશેષણ વાકયમાં જ્યારે, જો, જ્યાં, જેમ, જે પ્રમાણે, એવા શબ્દો પછી ત્યારે, તો, ત્યાં, તેમ, તે પ્રમાણે આવે છે.

૯. વાકયમાં એક મુખ્ય વાક્ય હોય અને એક કે વધારે ગૌણ વાક્ય હોય તો તે **મિશ્રવાકય** કહેવાય છે, તેથી મિશ્રવાકયમાં બે કે તેથી વધારે ઉદ્દેશ્ય અને ક્રિયાપદ હોય છે.

દા. ૧. જ્યારે પાટણ ઉપર ભુવડે ઘેરો ઘાલ્યો અને જયશિખરને લડવું પડયું, ત્યારે તેણે રૂપસુંદરીને વનમાં મોકલી દીધી.

૨. જે કામ માણસ માથે લે અને તે સંપૂર્ણ રીતે કરે તો તેની આબરૂ લોકોમાં વધે છે.

'તેણે રૂપસુંદરીને વનમાં મોકલી' એ મુખ્ય વાકય છે અને 'જ્યારે પાટણ ઉપર ભુવડે ઘેરો ઘાલ્યો' અને 'જ્યારે જયશિખરને લડવું પડયું', એ બે ગૌણ વાકય છે. તેવી રીતે 'તેની આબરૂ વધે છે' એ મુખ્ય વાકય છે અને 'જે કામ માણસ માથે લે' અને 'તે સંપૂર્ણ રીતે કરે,' આ બંને ગૌણ વાકયો છે.

૧૦. ૧. રૂસ્તમ રમવા ગયો; તેને પગમાં વાગ્યું અને પછી તે ઘેર રડતો આવ્યો.

૨. હું હવે કરકસરના જે ફાયદા બરાબર સમજ્યો છું તે પાળીશ અને ખરચ કમી કરી દર મહીને થોડું ઘણું બચાવીશ.

પહેલા વાકયમાં 'રૂસ્તમ રમવા ગયો,' 'તેને પગમાં વાગ્યું' 'પછી તે રડતો ઘેર આવ્યો.' આ ત્રણે વાકયો મુખ્ય છે એટલે તેઓ એકબીજાનાં આશ્રિત નથી, પણ તેઓ સહગામી છે. દરેક વાકય સ્વતંત્ર સરખા અધિકારનું છે, તેથી આખું વાકય સંયુક્ત છે. બીજું વાકય પણ સંયુક્ત છે. તેમાં હું......પાળીશ અને......થોડું ઘણું બચાવીશ. આ બંને મુખ્ય વાકયો છે, પણ પહેલા વાકયમાં 'કરકસરના જે ફાયદા સમજ્યો' છું તે ગૌણ વિશેષણ વાકય છે. જ્યારે વાકયમાં બે કે વધારે સરખા અધિકારવાળાં વાકયો આવેલાં હોય છે

ત્યારે તે **સંયુક્ત** વાકય બને છે. સાદા વાકયમાં એકજ ઉદ્દેશ્ય અને ક્રિયાપદ હોય છે. મિશ્રવાક્યમાં એકથી વધારે ઉદ્દેશ્ય અને ક્રિયાપદ હોય છે, એટલે એકથી વધારે વાકયો હોય છે, પણ તેમાં મુખ્ય ક્રિયાપદ એકજ હોય છે. બીજાં બધાં ગૌણવાકય હોય છે, પણ સંયુક્ત વાક્યમાં સઘળાં વાકયો સરખા અધિકારવાળાં એટલે ઉભયાન્વયી અવ્યયથી જોડાએલાં હોય છે. ઉભયાન્વયી અવ્યય જુદા જુદા પ્રકારનાં હોવાથી મુખ્ય વાકયોનો સંબંધ નીચે પ્રમાણે હોય છેઃ—

૧. અહીં દરવેશે તેને ત્રણ મોટા પત્થર બતાવ્યા **અને** તે લઈ તેને ટેકરી પર ચઢવા કહ્યું. **(સમુચ્ચયવાચક).**

૨. દરબારે ફકીરની ઘણી તપાસ કરી **પણ** તેની કનેથી કંઈ નીકળ્યું નહિ. **(વિરોધવાચક).**

૩. તમારે લખવું જોઈતું હતું કે છાનાંમાનાં બેસી રહેવું હતું. **(વિકલ્પવાચક).**

૪. અંગ્રેજ લોકોનો વેપાર આખી દુનિયામાં ચાલે છે; **કારણ કે** તેમનામાં કેટલાક ઉંચા ગુણો છે. **(કારણવાચક).**

૫. તેણે ન્યાતમાં બહુ ખાધું **તેથી** તે માંદો પડયો છે. **(પરિણામવાચક).**

૬. આ ત્રણ મુખ્ય વાકયો છે; એટલે તેઓ એકબીજાનાં આશ્રિત નથી. **(સ્વરૂપવાચક).**

**૧૧.** ૧. રામ અને સીતા વનમાં **ગયાં**=રામ વનમાં ગયા અને સીતા વનમાં ગયાં.

૨. ઝાડનાં પાંદડાં અને કેરી નીચે **પડયાં**=ઝાડનાં પાંદડાં નીચે પડયાં અને કેરી નીચે પડી.

૩. તેણે નહિ પણ મેં તેને **સમજાવ્યો હતો**=તેણે સમજાવ્યો નહોતો પણ મેં સમજાવ્યો હતો.

ઉપરનાં વાકયોમાં 'ક્રિયાપદ' એક છે પણ ખરી રીતે તો બે ઉદ્દેશ્ય અને બે ક્રિયાપદ છે તેથી તે વાકયો સંયુક્ત છે. જ્યારે આવી

રીતે સંયુક્ત વાક્યના જુદા જુદા વાક્યોમાં એકજ ઉદ્દેશ્ય, કર્મ કે વિધેય જે બધાને સામાન્ય હોય છે તે ફરી ફરીને વાપરવામાં આવતાં નથી, ત્યારે તેવાં વાક્યો **સંકુચિત સંયુક્ત** કહેવાય છે.

દા. એ થરોમાં પાણી જોડે ઘસડાઈ આવેલાં દરીઆને તળીએ બાઝેલાં ઝાડનાં પાંદડાં, લાકડાના કકડા, કાંકરા વગેરે પુષ્કળ હોય છે. શંખ, છીપો તથા કરચલાં, માછલાં વગેરે પ્રાણીઓનાં હાડપિંજર ભેળસેળ થઈ જાય છે.

૧૨. નીચેનાં વાક્યોમાંથી **સાદાં, મિશ્ર** કે **સંયુક્ત** હોય તે કહો; અને મિશ્રવાક્યોનાં મુખ્ય અને ગૌણ વાક્યો તથા સંયુક્તનાં મુખ્ય વાક્યો બતાવોઃ—

(૧) પંચનો આ અભિપ્રાય સાંભળીને પ્રાણજીવન તો દિંગજ થઈ ગયો. (૨) આ રીતે ત્રિભુવનના કામની બરાબરી કરતાં રૂસ્તમજી સુધર્યો અને અદેખાઈથી પ્રાણજીવન બગડ્યો. (૩) ચિત્રકળામાં ત્રિભુવનની આબરૂ હતી તેથી બમણી થઈ. (૪) જો તમારૂં ભલું ઇચ્છતા હો તો દરરોજ હરિફાઈથી કામ કરો. (૫) ચિતોડ શહેરની પશ્ચિમે કેટલાક કોસને અંતરે હજામ અને રાજકુમાર બેઉને તેણે જોયા. (૬) મનમાં સહેજ આનંદ થયો કે ગમે તેમ થયું તોપણ પ્રભુની કૃપાથી રાજકુમાર બચ્યો. (૭) આજે તમારે એનો બચાવ કરવાનો વારો આવ્યો છે, તો ફરજ બજાવી તમે તમારૂં જીવ્યું સાર્થક કરો. (૮) શેઠ તો હજી વિચારજ કરે છે એટલામાં તેની ઘરડી માએ આવીને તેને કહ્યું કે આ વખત વિચાર કરવાનો નથી. (૯) ઔરંગઝેબ ઇ. સ. ૧૬૮૧ ની આખરમાં બુરાનપર પહોંચ્યો અને તેના બાકીનાં વર્ષ દક્ષિણમાંજ ગયાં. (૧૦) તેણે બિજાપુર અને ગોવળકોંડા જીતી લીધાં. (૧૧) તે ધારતો હતો કે આખું દક્ષિણ તાબે કરવાને માટે વધારે શ્રમ નહિ પડે કે વધારે સમય નહિ લાગે; પણ

સઘળી આશા વ્યર્થ ગઈ. (૧૨) જે મહાપુરુષને તેણે ડુંગરનો ઉંદર કહીને તરછોડયો હતો તેણે પોતાના મુલકની એવી સારી વ્યવસ્થા કરી હતી કે મોગલ સલ્તનતનું આખું બળ તેની સામે પછડાઈ પછડાઈને તૂટી ગયું. (૧૩) જેમ જેમ લડાઈ લંબાતી ગઈ તેમ તેમ દેશમાં ખોરાકી અને ચારો ખૂટતાં ગયાં. (૧૪) ઔરંગઝેબે ઘણાં વર્ષ ઘેરો ઘાલી જીંજીગઢ સર કર્યો એટલે રાજારામ નાસીને સતારા-માં ભરાયો. (૧૫) આખરે ઔરંગઝેબને પોતાનો અંત પાસે આવેલો લાગ્યો. (૧૬) એની પછી જે એની ગાદી પર પાદશાહ થયા તે નબળા હોવાથી પ્રાંતોના સુબેદાર સ્વતંત્ર થયા. (૧૭) વળી ઔરંગ-ઝેબના મોત પછી ત્રીસ વર્ષમાં બાજીરાવ પેશ્વાએ મોગલ સૈન્યને ભોપાળના યુદ્ધમાં હરાવ્યું. (૧૮) પંજાબમાં જે સીખોનું જોર વધ્યું હતું તેમણે મોગલાઈને ભારે ધોકો પહોંચાડયો. (૧૯) જબરી વ્યાવ-હારિક બુદ્ધિ એ અંગ્રેજોનું વિશેષ લક્ષણ છે. (૨૦) અમુક કામ પ્રસંગે શું કરવું એ તેમને ઝટ સૂઝી આવે છે. (૨૧) જ્યાં કંઈ ભાષણ થતું હોય કે વાદવિવાદ ચાલતો હોય; ત્યાં તે અવશ્ય જતો અને ધ્યાનથી સાંભળતો. (૨૨) આ પ્રમાણે સોક્રેટીસે કોઈ નવો સિદ્ધાંત શોધી કાઢયો નથી કે નવીન પંથ સ્થાપ્યો નથી; પણ સત્ય નક્કી કરવાની નવી પદ્ધતિ શોધી કાઢી છે. (૨૩) તે કોઈપણ પક્ષ-માં ભળતો ન હતો, પણ સર્વ પક્ષોના વિચારો કેટલા ભૂલ ભરેલા છે એમ બતાવતો તેથી આથેન્સના લોકોમાં તે અપ્રિય થયો. (૨૪) દેશમાં ચાલતા મતને તે માનતો નથી, દેશના દેવોને ન માનતાં બીજા દેવોનો બોધ કરે છે, અને જુવાનીઆને શંકાશીલ બનાવી બગાડે છે, એવાં તહોમતો તેના પર મૂકવામાં આવ્યાં. (૨૫) સોક્રેટીસે માફી માગી હોત તો તેની શિક્ષામાં કંઈક ઘટાડો થાત. (૨૬) તેમાંના એકે કહ્યું, સોક્રેટીસ, હું ધારૂં છું કે હજી સૂર્ય બરાબર અસ્ત પામ્યો નથી. (૨૭) સોક્રેટીસે જવાબ દીધો, કે તમે કહો છો તેઓને તેમ કરવાને કારણ હશે; પણ મારે એમ ન કરવાનાં કારણ છે. (૨૮) વનમાંથી મહેતા

પાછા આવ્યા અને હરિકીર્તનની કવિતા રચવા માંડી; ત્યારે એમનું વય બાવીસેક વર્ષનું હતું. (૨૯) એક ગામ કે નગરમાં વસનારા સઘળા લોકો નાગરિક કે દેશજન કહેવાય છે, અને જ્યારે તેઓ પોતાના ગામ કે નગરનું હિત વિચારી આચરણ કરે છે, ત્યારે તેઓ નાગરિકના ધર્મ બરાબર સમજે છે એમ ગણાય છે. (૩૦) એક દહાડો લલ્લુભાઈ અને છગનલાલ નામે બે છોકરા નિશાળના ઓટલા પર બેસી વાતો કરતા હતા, એટલામાં તેમના ગામનો એક કણબી ત્યાં આગળ થઈને જતો હતો.

**૧૩.** નીચેનાં વાકયોમાંથી જે જાતનાં **ગૌણવાકયો** હોય તે કારણ સહિત બતાવોઃ—

(૧) જેમ જેમ માખીએ જાળમાંથી નીકળવા માંડયું તેમ તેમ તે અંદર વધારે લપટાઈ. (૨) જ્યારે હુમાયુને માલમ પડયું કે હિંદમાંથી મદદ મળશે નહિ ત્યારે તે ઇરાન ગયો. (૩) તારે જેટલું ખાવાનું જોઈએ તેટલું હવે લઈ લેજે. (૪) જે મનુષ્ય આગળ પાછળનો વિચાર કરે છે તે ડાહ્યો હોય છે. (૫) હવે નાગરિકના શા શા ધર્મ છે તેનો વિચાર કરીએ. (૬) જે કાર્યથી દેશની આબાદી વધે તેવાં કાર્યો કરવાં જોઈએ. (૭) આપણા દેશની ચઢતી થાય તે માટે આપણી આવી ફરજ છે. (૮) જેવું વાવશો તેવું લણશો. (૯) જ્યારે નદીઓ ઉંચી જગાએથી ઉતરતી અને પથરાઓ ઉપર અથડાતી નાના છોડવા તરફ તથા ફૂલોને છૂંદીને તથા પહાડોના ઘસારાથી પડેલા નાના કાંકરાઓમાં રમતી આગળ ચાલતી ત્યારે તેમની સ્થિતિ જોઈને આપણુને આપણી બાલ્યાવસ્થા યાદ આવતી. (૧૦) મીરાંએ ધાર્યું કે તે બહુ સારૂં થયું. (૧૧) પછી મીરાંએ જે કવિતા રચી તે સર્વ ઠેકાણે ફેલાઈ. (૧૨) કુંભારાણાની ખાત્રી થઈ કે મીરાંબાઈએ મારા કુટુંબને ડાઘ લગાડવાને બદલે તાર્યું છે. (૧૩) એક વિદ્વાને કહ્યું છે કે આકાશના તારા ગણો અને મનુષ્યના હૃદયમાં રહેલો નીતિનિયમ એ જોઈ મને પરમાત્માનું ભાન

ચલું. (૧૪) હાલ કેટલાક લોક એમ ગણે છે કે પિંગળ પ્રમાણે છંદ કરતાં શીખ્યા એટલે કવિ થયા. (૧૫) હિંદુનો સુધારો પ્રાચીન છે એવું કહેવાનો ચાલ પડી ગયો છે. (૧૬) પણ જેમ જેમ વખત ગયો તેમ તેમ પુરોહિતો બધી વાતમાં મુખ્ય ગણાયા. (૧૭) તે વખતનો એવો નિયમિત ઉપયોગ કરતો કે લોકો મળવા આવતા ત્યારે કદી પણ કાયર થતો નહિ. (૧૮) વહેલા ઊઠી નિયમપૂર્વક તે કામ કરતો તેથી તેને હંમેશાં વાંચવાનો અને ગ્રંથ રચવાનો અવકાશ મળતો. (૧૯) એક વખત ન્યુટન બહાર ગયો હતો ત્યારે તેના વહાલા કુતરા ડાયમંડે મીણબત્તી ઉંધી વાળી કાગળો બાળી મૂક્યા. (૨૦) જે વાસનાનું ફળ સારૂં આવે તે વાસનાને સારી ગણવી. (૨૧) પર રાજ્યો સાથે તેણે એવો તો મૈત્રીનો સંબંધ રાખ્યો હતો, કે તેની કારકીર્દિમાં એકજ પ્રસંગે તેના રાજ્ય પર જે ચઢાઈ થઈ હતી તે તેની ઉત્તમ રાજ્યવ્યવસ્થાને લીધે નિષ્ફળ ગઈ હતી. (૨૨) તેણે કાશીમાં ગંગાજી ઉપર એક સુંદર ઘાટ બંધાવ્યો તેનું ચિત્ર આ પાઠને મથાળે આપ્યું છે.

૧૪. નીચેનાં **સાદાં** વાકયોમાંથી **સંયુકત** વાકયો બનાવોઃ—

(૧) ચીનુ માંદો હોવાથી નિશાળે આવ્યો નથી. (૨) કુતરાને જોઈને છોકરૂં પાછું ગયું. (૩) સૂતાં પહેલાં તે આગલા દિવસનાં કામનો વિચાર કરી રાખે છે. (૪) બહુ મહેનત કરીને જમીઅતરામે ઇનામ મેળવ્યું. (૫) તંદુરસ્ત રહેવા માટે આપણે મહેનત કરવી જોઈએ. (૬) સૂર્યોદય થતાં વારમાં ધુમસ જતો રહ્યો. (૭) તેની આટલી બધી મહેનત છતાં તેને કંઈ મળ્યું નહિ. (૮) કામ પૂરૂં કરીને મજુર ચાલ્યા ગયા. (૯) વાઘને સખત ગોળી વાગ્યા છતાં તે એકદમ કૂદ્યો. (૧૦) જુઠું બોલીને તેણે ગુનો છુપાવવા યત્ન કર્યો. (૧૧) જુઠું બોલવા છતાં તે પકડાઈ ગયો. (૧૨) જુઠું બોલવાથી ગુનો છુપાવી શકાતો નથી. (૧૩) જુઠું બોલવાને લીધે તે પકડાઈ ગયો. (૧૪) જુઠું બોલવા ઉપરાંત તેણે ચોરી કરી હતી. (૧૫) જુઠું

બોલવાની શિક્ષામાંથી બચવા તેણે તરત ગુનો કબુલ કર્યો. (૧૬) મંગળદાસ પાસે મબલખ પૈસો છતાં તે હવાતીઆં મારે છે. (૧૭) (૧૮) પોતાની જાત સિવાય તે બધાંની ભૂલો કાઢે છે. (૧૯) અન્નદાન કરતાં વિદ્યાદાન ચઢિઆતું છે. (૨૦) માબાપનું કહ્યું નહિ કરવાથી જેઠાલાલ આખરે પસ્તાયો. (૨૧) કસરત વધારે કરવાથી લલ્લુ માંદો પડયો. (૨૨) કસરત કરવા છતાં તેની તંદુરસ્તી સુધરી નહિ. (૨૩) કસરત કરવા ઉપરાંત સાદો અને પુષ્ટિકારક ખોરાક લેવો જોઈએ. (૨૪) તે પૈસે ખુવાર થવાથી નિરુત્સાહી થયો નહિ. (૨૫) કાગળનું સરનામું ખોટું થવાથી તે સોમેશ્વરને પહોચ્યો નહિ. (૨૬) પાસ થવાની ખબર જાણી ગમન બહુ ખૂશ થયો. (૨૭) તેની સારી આબરૂને લીધે તે ધંધા રોજગારમાં આગળ વધ્યો. (૨૮) બહુ વરસાદ પડવાથી પાક પીળો પડી ગયો. (૨૯) મારની બીકને લીધે ગુનેગારે ગુનો કબુલ કર્યો. (૩૦) કીર્તિની લાલસાથી તેણે કેટલુંક દાન કર્યું.

**૧૫.** નીચેનાં **સંયુક્ત** વાકયોનાં **સાદાં** વાકયો બનાવો:—

(૧) કુતરો એકદમ ઊઠયો અને કુસુમને કરડયો. (૨) તેણે આ વાત પુરી કરી નહિ એટલામાં તેની માએ તેને બોલાવ્યો. (૩) શેઠે વિદ્યાદાનમાં મોટી સખાવત કરી એટલુંજ નહિ પણ અન્નક્ષેત્ર પણ ચલાવવા ગોઠવણ કરી. (૪) ગુનેગારને બે માસની કેદની શિક્ષા કરવામાં આવી, તથા ૧૦૦ રૂપીઆનો દંડ કરવામાં આવ્યો. (૫) તે નિરાશ થયો છે, તેમ છતાં તે આશાવાદી છે. (૬) તે માંદો હતો તેથી ગામ જઈ શકયો નહિ. (૭) પ્રમુખે બાળલગ્ન સંબંધી ભાષણ કર્યું એટલુંજ નહિ, પણ પોતે તે અટકાવવા પ્રયત્ન કર્યો. (૮) શિક્ષકે બહુ મહેનત કરી તેથી ઘણા છોકરાઓ પાસ થયા. (૯) છોકરાને બહુ થાક લાગ્યો એથી તે ઝાડ નીચે બેસી ગયો. (૧૦) તમારામાં સારા ગુણ હશે એટલે સંસારમાં વિજય મળવાનો સંદેહ નથી. (૧૧) દલસુખરામ જાતે ગરીબ છે, પણ તે પ્રમાણિક અને સાચાબોલો છે.

(૧૨) શંકર ઝાડ ઉપરથી પડી ગયો તેથી તેનો હાથ ભાગી ગયો. (૧૩) ઝાડપાન હાલમાં સૂકાઈ ગયાં છે, કારણ કે તાપ સખત પડયો છે. (૧૪) વરસાદને લીધે તળાવ પાણીથી ભરપુર થયાં છે એટલુંજ નહિ પણ નદીઓમાં પણ પુષ્કળ પાણી આવ્યું છે. (૧૫) શિકારીએ જંગલમાં માંસના ટુકડા નાખ્યા અને ઝાડને ઓથે સંતાઈ ગયો. (૧૬) શિઆળ તે તરફ ગયું નહિ, કારણ કે તેને તે ઉપરથી વહેમ પડયો. (૧૭) ડોસાએ છોકરાંને લાકડાંનો ભારો છુટો કરવા કહ્યું અને એક એક લાકડી ભાગવા કહ્યું. (૧૮) મોહન આ જગાને માટે લાયક છે; ફક્ત તે માંદો રહે છે. (૧૯) વાંદરાએ તેમજ બિલાડીઓએ અંદર અંદર લડવા માંડયું. (૨૦) ટાઢીઓ તાવ અટકાવવા ઘણા પ્રયત્ન કર્યા, છતાં સર્વ મહેનત ફોકટ ગઈ. (૨૧) ઘરધણી જાગી ઊઠયો એટલે ચોરે નાસવા માંડયું. (૨૨) સૂર્ય ઊગે છે, અને કમળ ખીલે છે. (૨૩) તમારે મહેનત કરવી, અને શરૂ કરેલું કામ આગ્રહથી પુરૂં કરવું. (૨૪) મેં તેને બરાબર અભ્યાસ કરવા કહ્યું પણ તેણે માન્યું નહિ. (૨૫) આ સાલ ખેતરમાં સારૂં પાકયું; પણ ખેડુતને બરાબર પૈસા મળ્યા નહિ. (૨૬) ગમનના બાપ મરી ગયા છે, અને તે નિરાશ થયો નથી. (૨૭) કુતરાએ ભસવા માંડયું, એટલામાં છોકરો નાસી ગયો. (૨૮) પપૈયાના ઝાડનાં મૂળીઆં ખવાઈ ગયાં, તેથી તે નીચે પડયું. (૨૯) મોટર ખૂબ ઉતાવળથી હાંકી, અને કંઈ અકસ્માત થયો નહિ. (૩૦) છોકરૂં બહુ ખાય છે એટલે માંદું પડે છે.

૧૬. નીચેનાં **મિશ્ર** વાકયોનાં **સંયુકત** વાકયો બનાવોઃ—

(૧) જે ટોપી બહુ ગંદી છે, તે તમે પહેરશો નહિ. (૨) જો તમે ઠીક પૈસા આપશો, તો મજુર સારૂં કામ કરશે. (૩) મને ખાતરી છે, કે ચંદુને હવે મટવાનું નથી. (૪) જેવી બંદુક ફૂટી, કે ઝાડ ઉપરનાં પક્ષીઓ ઊડી ગયાં. (૫) જ્યારે તે બહાર ફરવા ગયો, ત્યારે તેને આનંદ થયો. (૬) જો કે કરકસર જરૂરની છે, તોપણ તે અતિ-

શ્રય કરવી જોઈએ નહિ. (૭) જેવો તે ઘરમાં ગયો કે તરતજ છાપરૂં તૂટી પડ્યું. (૮) જો તે મહેનત કરશે, તો તે ઉંચે નંબરે પાસ થશે. (૯) જો કે તે બિમાર છે, તોપણ તે હજુ ચીઢીઓ થયો નથી. (૧૦) જેવી રીતે તે તમારી સાથે વર્તે, તેવી રીતે તમે તેની સાથે વર્તો. (૧૧) જ્યારે ઉડતા રોગ ફેલાય છે ત્યારે ખાવા પીવાની બરાબર સંભાળ રાખવી. (૧૨) મણિલાલ પરીક્ષામાં નાપાસ થયો, કારણ કે તે વખતે તે માંદો હતો. (૧૩) જેવો ખેડુત ખેતરમાં પેઠો, કે તરત શિઆળ બહાર નીકળી ગયું. (૧૪) જો શરીર તંદુરસ્ત હોય છે, તો હવાના ફેરફારની કંઈ અસર લાગતી નથી. (૧૫) દાક્તરે કાંતિનું શરીર તપાસ્યું, ત્યારે તેને દવા આપી હતી. (૧૬) જે સાચું બોલે છે, તેને કોઈથી બીવાનું નથી. (૧૭) મહમદ તરત સૂઈ ગયો, કારણ કે તે કામથી થાકી ગયો હતો. (૧૮) જ્યાંસુધી તે મિતાહારી રહેશે નહિ, ત્યાંસુધી તેનામાં કૌવત આવશે નહિ. (૧૯) લોકો તેની વિરુદ્ધ હતા, તેમ છતાં તેણે ખંતથી તે કામ પુરૂં કર્યું. (૨૦) જો તમે અજ્ઞાનનો નાશ નહિ કરો, તો અજ્ઞાન તમારો નાશ કરશે.

૧૭. નીચેનાં **સંયુક્ત** વાક્યોનાં **મિશ્ર** વાક્યો બનાવોઃ—

(૧) આ કામ જીવ ઘાલી કરો અને તમને યશ મળશે. (૨) સભામાં વ્યાખ્યાન કર્તા બોલવા ઉભો થયો, અને લોકોએ બહુ અવાજ કર્યો. (૩) તેને પચાસ વરસ થયાં છે, અને તે સારૂં કામ કરે છે. (૪) તમે તમારો ગુનો કબુલ કરો, યા સખત શિક્ષા ખમવા તૈયાર થાઓ. (૫) ચંદુલાલ ગરીબ છે, પણ કાળજીથી કામ કરતો નથી. (૬) હમણાં મોડું થાય છે, માટે તમે કાલે આવજો. (૭) મારી તબીયત થોડા દિવસ ઉપર બગડી હતી, અને તેથી હું ઓફિસે ગયો નહોતો. (૮) આ સાલ ખેડુતે બહુ મહેનત કરી છે, તેથી તેને સારો ફાયદો થવો જોઈએ. (૯) તમે ગાડીવાળાને સમજાવો, અને તે વધારે જલદીથી ચલાવે એમ કહો. (૧૦) તમે બરાબર કસરત કરજો; તેથી કરીને તમારામાં ચપળતા વધારે રહેશે. (૧૧) તમારી મરજીમાં

આવે તે પુસ્તક વાંચો, ફક્ત તે સારાં હોવાં જોઈએ. (૧૨) તમે ચિત્ત દઈ કામ કરો એટલે તમને તે સારૂં યાદ રહેશે. (૧૩) કાંકરે કાંકરે પાળ બંધાય, અને ટીપે ટીપે સરોવર ભરાય. (૧૪) પાપને જીભ નથી, પણ તે મોભારે આવી બોલે છે. (૧૫) તેની પાસે સારો પૈસો છે, છતાં તે કંજુસ છે. (૧૬) મને આ કાગળ આપો, અને હું તે વાંચી તેની મતલબ કહીશ. (૧૭) કારીગરનું કામ નાપાસ થયું, તેથી તે ઘણો દીલગીર થયો. (૧૮) કામ કરો અને સારા ફળની આશા રાખો. (૧૯) મેં છોટાલાલને આ કામ કરવા બહુ કહ્યું હતું, પણ તે સર્વ ફોકટ ગયું. (૨૦) તે ઘરડો થયો છે, છતાં તેને નોકરી છોડી પેન્શન લેવું ગમતું નથી.

૧૮૦ નીચેનાં સાદાં વાકયોમાંથી **નામ વાકયો** બનાવી **મિશ્ર** વાક્ય બનાવો.

(૧) તેના કહેવાનો મર્મ કોઈ સમજ્યું નહિ. (૨) સાહેબની મુસાફરીનો વખત કોઈ જાણતું નથી. (૨) તેના કહેવા ઉપર મને વિશ્વાસ નથી. (૪) છોકરાના મંદવાડની હકીકત જાણવાથી બાપ ગભરાયો. (૫) સરસ ચોપડી લખવાની તેની અભિલાષા હતી. (૬) માબાપને પૂજ્ય ગણવાનો આપણો ધર્મ છે. (૭) દરદીના તરત સાજા થવાની વૈદને ઘણી આશા હતી. (૮) ગાડી પર વખતસર જવાનું તે ધારતો હતો. (૯) કવિતા મોઢે કરવાની સહેલી રીત મહેતાજીએ બતાવી હતી. (૧૦) યુવાનોને તન દઈ અભ્યાસ કરવાની ભાષણ કર્તાએ સલાહ આપી. (૧૧) છોટુને તેના બાપના મરણના સમાચાર સાંભળવાથી ઘણી દીલગીરી થઈ. (૧૨) આમ બોલવાનું કારણ સમજાવશો ? (૧૩) ગુન્હેગારે ન્યાયાધીશને તેને માફી આપવા અરજી કરી. (૧૪) અમદાવાદથી તેના આવવાની ખબર તરત બધાએ જાણી. (૧૫) રેવાશંકરને પહેલું ઇનામ મળવાથી શિક્ષક ખૂશ થયા. (૧૬) ખરી નીતિ દાન, દયા અને દમ વિષે તે જાણે છે. (૧૭) સત્યના હંમેશના જય વિષે તેણે પ્રવચન કર્યું. (૧૮) જમવાના વખતની

તેણે તપાસ કરી. (૧૮) તેના મંદવાડની વાત આજ મેં જાણી. (૨૦) પૈસાદારનો ધર્મ ગરીબ ઉપર દયા રાખવાનો છે.

૧૯. નીચેનાં વાકયોમાંથી **નામ વાકયોને** બદલી **મિશ્રનાં સાદાં વાકયો** બનાવોઃ—

(૧) ગિરજાશંકરે કહ્યું, કે હું આ દાખલો ગણીશ. (૨) નાનાં છોકરાઓ સ્પષ્ટ બોલે, એ ઉપર ધ્યાન આપવું જોઈએ. (૩) તેણે વિચાર્યું, કે હવે કામ પુરૂં કરવાનો વખત આવ્યો છે. (૪) ઠંડીથી પદાર્થ સંકોચાય છે, એ સાધારણ સત્ય છે. (૫) તે માનતો હતો, કે વિજ્ઞાનથી લોકોને ઘણું સુખ થશે. (૬) તેને ખાતરી હતી કે તેને સારા પૈસા મળશે. (૭) તમે આશા રાખો છો, કે મગન તમને હવે મદદ કરશે. (૭) અમે સાંભળ્યું, કે તમે આફ્રિકા જવાના છો. (૯) સોનું બહુ ભારે છે, તે વાત કહેવાની જરૂર નથી. (૧૦) હું માનું છું કે તે ગુન્હેગાર નથી. (૧૧) તે પરીક્ષામાં પાસ થશે નહિ, એવી મારી ગણતરી હતી. (૧૨) સાબરે પાણીમાં જોયું, કે તેના પગ પાતળા છે. (૧૩) તે કયારે મુંબઈ જશે, તે કોઈ જાણતું નથી. (૧૪) મારી ઇચ્છા છે, કે તમે વિલાયત વધુ અભ્યાસ કરવા જાઓ. (૧૫) ભિખારીએ આજીજી કરી, કે ટાઢમાં ઓઢવા લુગડું આપો. (૧૬) આ છોકરાએ ચોપડી લીધી, તેમાં કંઈ શંકા નથી. (૧૭) એ વિચિત્ર બાબત છે, કે બંને ભાઈઓ દેખાવમાં સરખા છે. (૧૮) પૃથ્વી એ સૂર્યમંડળનો એક ગ્રહ છે, તે હવે સિદ્ધ થયું છે. (૧૯) તે કયારે રૂપીઆ પાછા આપશે, તે જણાતું નથી. (૨૦) ચોરે કેવી રીતે ચોરી કરી, એ એક અદ્ભુત કથા છે.

૨૦. નીચેનાં સાદાં વાકયોમાંથી **વિશેષણ વાકયો** બનાવી **મિશ્ર વાકયો** બનાવોઃ—

(૧) ઉદ્યોગી માણસ ભૂખે મરતો નથી. (૨) બગડેલી ઘડિઆળ હવે ચાલતી નથી. (૨) ગુન્હેગારનું હૃદય તેને ડંખે છે. (૪) પાપી માણસ સુખી નથી. (૫) સત્યનો હંમેશાં જય થાય છે. (૬)

વાવેલું લણવાનું છે. (૭) આ ઘર ભાડે આપવાનું છે. (૮) નાસીને આવેલો કુતરો અહીં ભટકે છે. (૯) ફરીથી ખરીદેલો ઇતિહાસ રસ્તામાં પડી ગયો. (૧૦) ગાડીનો ઉપડવાનો વખત હું જાણુતો નથી. (૧૧) મગનના બાપનું ઘર હરાજ થઈ ગયું. (૧૨) સટ્ટામાં મળેલો પૈસો બહુ ટકતો નથી. (૧૩) ગરીબને મદદ કરો. (૧૪) શૂરવીર પુરુષને બધા માન આપે છે. (૧૫) લાંબી દાઢીવાળો લડવૈયો તેણે ચિત્રમાં દોર્યો છે. (૧૬) વિશાળ તૃષ્ણાવાળો ગરીબ છે. (૧૭) સુખી માણસ સોનીને સંભારે છે. (૧૮) દુઃખી રામને સંભારે છે. (૧૯) કાશીનું પ્રખ્યાત વિશ્વેશ્વરનું મંદિર મેં જોયું નથી. (૨૦) મણિલાલ તેની મરજી માફક પૈસા ખર્ચે છે. (૨૧) ચરિત્ર ઘડવાનો વખત બાળપણ છે. (૨૨) પર્વત ઉપરની જગાની હવા ઠંડી હોય છે.

૨૧. નીચેનાં વાકયોમાંથી **વિશેષણ વાકય** બદલી **મિશ્રનાં સાદાં વાકયો** બનાવો.

(૧) જે મનુષ્ય પોતાના ઉપર વિશ્વાસ રાખે છે, તે આગળ વધે છે. (૨) જેટલી સંભાળ શરીરની રાખો છો, તેટલી મનની રાખો. (૩) જે વખતે ગાડી ઉપડે, તે વખત બધાએ જાણવો જોઈએ. (૪) જે સાપ સાથે મદારીએ ખેલ કર્યો હતો, તે ઉછળી તેને કરડયો. (૫) જે ઘરમાં તેનો જન્મ થયો હતો, તે ફરીથી તેણે વેચાતું લીધું. (૬) જે મનુષ્યના વિચાર હરઘડીએ બદલાય છે, તેના કામમાં ભલીવાર હોતો નથી. (૭) જે ગામ પાસે નદી કે તળાવ હોતાં નથી, ત્યાંના લોકો ઘણા હેરાન થાય છે. (૮) જે માણસ સંગ્રહણીથી પીડાતો હતો, તે હવે સાજો થયો. (૯) જેટલી મદદ જોઈએ, તેટલી માગી લેજો. (૧૦) તમારે જેવડું મકાન કરાવવું હોય, તેવડું હવે કરાવજો. (૧૧) વાતમાં મીઠું મરચું ભભરાવીને વર્ણન કર્યું, તે બધાને પસંદ પડયું. (૧૨) જે છોકરો લવલવ કરતો હતો, તે હવે ડાહ્યો થયો છે. (૧૩) આબુ પરનાં શ્રાવકોનાં બંધાવેલાં જે દહેરાં છે, તે ઘણાં સુંદર અને રળિઆમણાં છે. (૧૪) કુમારપાળે જે દેવળ સમરાવ્યું

હતું, તે અદ્યાપિ છે. (૧૫) આ હોલો છે, તે પરમેશ્વરે મારા ભોજન માટે ઉત્પન્ન કર્યો છે. (૧૬) મૌર્યવંશના જે સમર્થ રાજાઓ હતા, તેમને મોટા મોટા રાજાઓ સાથે મિત્રાચારી હતી. (૧૭) સાતમા સૈકામાં ચાવડા વંશનો પહેલો રાજા જે રાજ્ય કરતો હતો, તે જય-શિખર હતો. (૧૮) ચાલુકય વંશનો જે રાજા ભુવડ હતો, તે યુદ્ધનો શોખીન અને અભિમાની હતો. (૧૯) ભુવડે જે મોટું લશ્કર તૈયાર કર્યું હતું, તે સોળ પટાવતોની સરદારી નીચે પંચાસર જીતવા મોકલ્યું. (૨૦) ભુવડનાં માણસો જે સ્ત્રી કે પુરુષો આવતાં તેમને બાંધીને ફોજમાં લઈ જતા.

૨૨. નીચેનાં સાદાં વાકયોમાંથી **ક્રિયાવિશેષણ** વાકયો બનાવી **મિશ્ર વાકયો** બનાવોઃ—

(૧) ચશ્માં પહેર્યાં વગર તેનાથી દેખાતું નથી. (૨) કામ કરવાથી શરીર સારૂં રહે છે. (૩) દુકાળ વખતે ગુલાબ પાંચ વરસનો હતો. (૪) ઇજનેરે પૂલની યોજના બુદ્ધિપૂર્વક કરેલી હોવાથી તે રેલમાં તૂટયો નહિ. (૫) રેલ આવવાથી અર્ધું ગામ તણાઈ ગયું. (૬) એકદમ પૈસાદાર થવાને તેણે સટો કર્યો. (૭) તેની ઘણી ગરિબાઈ છતાં તેણે પ્રમાણિક પણે કામ કર્યું. (૮) સગાંવહાલાંને યથાશક્તિ મદદ કરવી. (૯) તેણે કમાડને જોસબંધ લાત મારી ઉઘાડયું. (૧૦) આ ચિત્રનાં અંગ પ્રમાણસર હોવાથી તે રણજીતને ગમ્યું. (૧૧) ભાષણકર્તાના રીતસરના ઠરાવથી બધા ખૂશ થયા. (૧૨) ભાટની રસિક વાર્તા સાંભળવાથી લોકો ખૂશ થયા. (૧૩) વરસાદ આવવા છતાં બધા છોકરા વખતસર હાજર થયા. (૧૪) જુવાનીના તોરમાં તેણે આવું સાહસ કર્યું. (૧૫) અકબરના વખતમાં દેશમાં સુલેહશાંતિ હતી. (૧૬) સેનાપતિના કહેવા પ્રમાણે લશ્કરે કૂચ કરી. (૧૭) ઘણા દિવસ માંદો રહેવાથી તે કંટાળ્યો. (૧૮) તેના જેટલો હું ઉંચો નથી. (૧૯) ભારે વરસાદથી રસ્તામાં કાદવ થયો. (૨૦) તમારા કહેવાથી તે હાજર થયો.

૨૩. નીચેનાં વાકયોમાંથી ક્રિયાવિશેષણ વાકયોને બદલી મિશ્રનાં સાદાં વાકયો બનાવોઃ

(૧) મુસાફરને જંગલમાં બીક લાગી, એટલે તે એકદમ નાઠો. (૨) તે ઘણો લોભી હતો, તેથી તે નિરાશ થયો. (૩) જ્યારે તમે આ વાત કહો છો, ત્યારે હું તે માનું છું, (૪) તે પંડિત થાય, તે માટે તે બહુ અભ્યાસ કરે છે. (૫) મિરજાફર ક્લાઇવને મદદ કરે, તે હેતુથી તે અલગ રહ્યો. (૬) સાસુના જુલમથી કાશી એટલી બધી ત્રાસી ગઈ, કે તેણે આપઘાત કર્યો. (૭) ગોપાળ તંદુરસ્ત રહે, તે માટે ચાવીને ખાય છે. (૮) જ્યારે લશ્કર રાત્રે છાપો મારે છે, ત્યારે દુશ્મનનું સૈન્ય અસ્તવ્યસ્ત થઈ જાય છે. (૯) શિવાજીની લડવાની કુનેહકળા એવી હતી, કે કદી સામે મોરચે લડવું નહિ. (૧૦) જેવો સિપાઈ આગળ ધસ્યો કે તરતજ તે પકડાઈ ગયો. (૧૧) જેમ સૂર્ય આકાશમાં ઉંચે આવે છે, તેમ તાપ વધે છે. (૧૨) જ્યાંસુધી માણસ તેના દીલનું પાપ કબુલ કરતો નથી, ત્યાંસુધી તેને શાંતિ મળતી નથી. (૧૩) જો કે તેણે દવા કરવામાં બાકી રાખી નહિ, તોપણ તેના દીકરાને મટયું નહિ. (૧૪) તમે પાસ થયા હોત, તો સારી નોકરી મળત. (૧૫) ખેડુત ઘણી વખત બહુ મહેનત કરે છે, તોપણ તેને યોગ્ય બદલો મળતો નથી. (૧૬) અણી ચૂકયો સો વર્ષ જીવે. (૧૭) અમદાવાદમાં સોંઘુ કાપડ મળશે, એમ ધારી મોતીલાલ ત્યાં ગયો. (૧૮) તે એટલો બધો તકરારી હતો, કે બધા વિદ્યાર્થી તેનાથી કંટાળી ગયા. (૧૯) જેવી દાનત તેવી બરકત. (૨૦) મારા આવ્યા પછી ગાડી ઉપડી.

૨૪. નીચેનાં પદો વાકયોમાં વાપરી મિશ્ર વાકયો બનાવો; અને ગૌણ વાકયો કઈ જાતનાં થાય છે તે કહોઃ—

જે, કે, જ્યાં, એ, જેમાં, એટલે, જેમ, એવું, જોકે, જેટલું, જ્યાંસુધી, જો, જ્યાંથી, તેમ છતાં, તે માટે,

૨૫. નીચેનાં પદો વાકયોમાં વાપરી સંયુક્ત વાકયો બનાવો અને મુખ્ય વાકયો કેવી જાતનાં અવ્યયથી જોડાય છે તે કહો:—

પણ, કે, અગર, તથા, કારણકે, અર્થાત્, અથવા, અને, એટલે, કેમકે, કાંતો, ને, વળી, બીજું, ઉલટું, એમછતાં, એટલા માટે કે, તે ઉપરથી, પછી, તે છતાં, એથી કરીને, એ ઉપરાંત, તથાપિ.

---

## પાઠ ૨૩ મો

### સંયોગીકરણ.

૧. શિક્ષણની બે પદ્ધતિ છે: (૧) પૃથક્કરણ અને (૨) સંયોગીકરણ. આ બંને પદ્ધતિથી વિદ્યાર્થી જ્ઞાન મેળવે છે. પૃથક્કરણમાં કોઈ પણ વસ્તુના જુદા જુદા (પૃથક્=જુદું) ભાગ કરી તેનું સ્વરૂપ નિહાળવામાં આવે છે. સંયોગીકરણમાં વસ્તુના ભાગને ગોઠવીને (**સં**=સારી રીતે, **યુજ્**=ગોઠવવું.) તેનું સમગ્ર સ્વરૂપ જોવામાં આવે છે. આપણે વાકયોનું પૃથક્કરણ શીખી ગયા છીએ. વાકયોમાં જુદાં જુદાં પદનો એક બીજા સાથે કેવી રીતનો સંબંધ છે, તે પૃથક્કરણથી જાણી શકાય છે. તેને લીધે તેમનો અર્થ વધારે સ્પષ્ટ થાય છે. એકજ વિષયને લગતાં ઘણાં નાનાં વાકયો હોય, તો તે બધાંને જોડીને એક કે વધારે અર્થયુક્ત વાકયો બનાવી શકાય છે, તેથી ટુંકામાં સ્પષ્ટ રીતે તે સમજી શકાય છે. આવી રીતે વાકયોનું સંયોગીકરણ કરવાથી વિદ્યાર્થીઓનું નિબંધશિક્ષણ સુધરે છે. સંયોગીકરણ કેવી રીતે થાય તે નીચે આપેલા દાખલાથી સમજાશે.

૨. સાદાં વાકયોનું એકજ સાદા વાકયમાં સંયોગીકરણ:

| | | |
|---|---|---|
| (૧) | સૂર્ય ઊગ્યો. કમળ ખીલ્યું. | સૂર્ય ઉગવાથી કમળ ખીલ્યું. |
| (૨) | છોકરે કુરકુરીઉં જોયું.<br>છોકરો નાસી ગયો. | છોકરો કુરકુરીઉં **જોઈને** નાસી ગયો. |
| (૩) | હિંમત બાગમાં ગયો.<br>હિંમત રમવા ગયો. | હિંમત બાગમાં **રમવા** ગયો. |

| | |
|---|---|
| (૪) ગાડી મોડી આવી, ગાડી તરત ઉપડી. અંબુ ગાડી ચૂકયો. | ગાડી મોડી **આવીને** તરત ઉપડવાથી અંબુ ગાડી ચૂકયો. |
| (૫) શેઠે સટ્ટો કર્યો. શેઠે પૈસા ખોઈ નાખ્યા. શેઠ ઘણા ગમગીન થયા. | સટ્ટો **કરીને** બધા પૈસા ખોઈ **નાખવાથી** શેઠ ઘણા ગમગીન થયા. |

૩. નીચેનાં વાકયોને જોડીને એક એક **સાદું** વાકય બનાવોઃ—

(૧) મજુરે મહેનત કરી. મજુર થાકી ગયો. (૨) કનુએ સ્લેટ લીધી. કનુએ સ્લેટમાં હિસાબ ગણ્યા. (૩) હું અમદાવાદ જવાનો છું. હું અમદાવાદમાં મારા ભાઈબંધને મળીશ. (૪) છોકરાએ પોપટ જોયો. પોપટ દાણા ચણતો હતો. છોકરો પોપટ લેવા દોડયો. (૫) જયશિખરે કિલ્લાનું રક્ષણ કર્યું. જયશિખર ભુવડ સાથે બહાદુરીથી લડયો. જયશિખર રણમાં પડયો. (૬) રૂપસુંદરી ગર્ભવંતી હતી. રૂપસુંદરીને જંગલમાં કુંવર સાંપડયો. કુંવરનું નામ વનરાજ પાડયું. (૭) જમણી તરફ જાઓ. પેલા માણસને પૂછો. મંગળદાસનું ઘર જડશે. (૮) વાઘે શિકારીને જોયો. શિકારી બેઠો હતો. શિકારીને સખત પકડયો. વાઘે શિકારીને ડોકથી ઝાલ્યો. વાઘ તેને બોડમાં લઈ ગયો. (૯) એક શહેરમાં ચાર ચોર રહેતા હતા. તેમની પાસે ખેડી ખાવાને જોઈએ તેટલી જમીન હતી. પણ તેઓ ખેતી કરતા નહિ. (૧૦) એક આખલો હતો. આખલો નાનો હતો. આખલો તોફાની હતો. આખલો ખેતરમાં જતો. આખલો જંગલમાં નાસી જાય. આખલો પોતાની મરજી પ્રમાણે સવારથી સાંજ સુધી ચરતો. (૧૧) મચ્છર બહુ ફુલાઈ ગયો. મચ્છર ગર્વથી બોલ્યો. મચ્છર કરોળીઆના જાળા તરફ ઊડયો. મચ્છર જાળામાં સપડાયો. (૧૨) પશુમાં તકરાર પડી. પશુઓએ તરત દરબાર ભર્યો. પશુઓએ વાદવિવાદ ચલાવ્યો. પશુઓએ તકરારનો સરસ નિકાલ આણ્યો. (૧૩) લલ્લુ ને લખી ઓરડામાં રમતાં હતાં. તેઓ રમતાં રમતાં ધક્કામુક્કી કરવા લાગ્યાં. તેને

લીધે લખીનો પગ આરસા ઉપર પડયો. (૧૪) હરિપ્રસાદ ચિત્રનો શોખીન છે. હરિપ્રસાદે રજપુત ચિત્રકળાનો અભ્યાસ કર્યો છે. હરિપ્રસાદે તે સંબંધી જાહેર ભાષણ આપ્યાં. (૧૫) નિશાળ બંધ છે. નિશાળમાં રજા છે. કેટલાક છોકરા નિશાળે આવ્યા. તેઓ પાછા ઘેર ગયા. (૧૬) દુશ્મને શહેરને ઘેરો ઘાલ્યો હતો. કિલ્લા ઉપર તોપો ગોઠવી હતી. તોપોનો મારો ચલાવ્યો. દુશ્મનનું લશ્કર નસાડયું. (૧૭) શેખચલ્લી એક મજુર હતો. શેખચલ્લીએ ચાર આના લેવાનું કહ્યું. શેખચલ્લીએ ઘીનો ગાડવો માથે લીધો. (૧૮) અયોધ્યામાં દશરથ નામે રાજા હતો. તેમને ત્રણ રાણીઓ હતી. તેમનાં નામ કૌશલ્યા, કૈકેયી ને સુમિત્રા હતાં. તેમને રામ, લક્ષ્મણ, શત્રુઘ્ન અને ભરત નામે પુત્રો હતા. (૧૯) ડુંગરની જમીન ઉંચીનીચી હોય છે. ડુંગર ઉપર ઝાડ ઉગે છે. તે ઝાડ ઘણુંખરૂં ઉપયોગી છે. તેને કાપીને ઘર બાંધવામાં વાપરવામાં આવે છે. (૨૦) ચોમાસામાં વરસાદ વરસે છે. વરસાદથી નદીઓ પાણીથી ભરપુર થાય છે. તેમાં રેલ આવે છે. રેલને લીધે કોઈ કોઈ ગામ તણાઈ જાય છે.

સાદાં વાકયોનું **મિશ્રવાકયમાં** સંયોગીકરણ:—

૪. (૧) ગુલાબ સુંદર ફૂલ છે. સર્વકોઈ એ જાણે છે.
સર્વકોઈ જાણે છે, કે ગુલાબ સુંદર ફૂલ છે.

(૨) રતિલાલ બાગમાં ફરવા ગયો. બાગ ઘણો રમણીય છે.
જે બાગ રમણીય છે, તેમાં રતિલાલ ફરવા ગયો.

(૩) હું જાણતો નથી. વખત એ પૈસો છે.
વખત એ પૈસો છે, એ હું જાણતો નથી.

(૪) શિક્ષક ભૂગોળ સારી રીતે શિખવે છે. કનુને ભુગોળ અઘરી લાગે છે.
કનુને ભૂગોળ અઘરી લાગે છે, તે શિક્ષક સારી રીતે શિખવે છે.

(૫) ખુશાલ હમણાં કયાં રહે છે? હું જાણુતો નથી.
ખુશાલ હમણાં કયાં રહે છે, તે હું જાણુતો નથી.

૫. નીચેનાં સાદાં વાક્યનું એક એક મિશ્રવાક્ય બનાવોઃ—

(૧) ભગાએ ચોરી કરી નથી. ન્યાયાધીશે એવો મત આપ્યો.

(૨) મનુ આજે પરગામ જશે. મનુએ એવું મને કહ્યું છે.

(૩) આ ઝાડ કેવું સુંદર છે. તમે જુઓ.

(૪) દરદીને હવે ઝટ મટી જશે. દાક્તરે આજે એમનો અભિપ્રાય આપ્યો.

(૫) "ઝાઝા હાથ રળીઆમણા છે." આ કહેવત ઉપયોગી છે.

(૬) છોકરાને શું જોઈએ છીએ ? હું તેને આપીશ.

(૭) ગણિતના હિસાબ કરવા તમારે વધારે વખત જોઈએ છીએ. હું તમને તે આપી શકીશ.

(૮) આપણે આપણું જીવન સુધારી શકીએ. સંતોનો એવો ઉપદેશ છે.

(૯) છોકરાએ ઘણું ખાધું. તે માંદો પડયો છે.

(૧૦) તમારો ભાઈ નડીઆદ રહે છે. હું તેને ઓળખું છું.

(૧૧) આ તળાવ છે. તેમાં ઉનાળામાં પાણી રહેતું નથી.

(૧૨) મારો એક ભાઈ છે. તે પાસ થયો. તેને સારૂં ઇનામ મળ્યું.

(૧૩) વલ્લભભાઈએ ભૂગોળ લખી છે. ભૂગોળ વર્ણનાત્મકરૂપે લખી છે. તે ભૂગોળ ઘણા છોકરા વાંચે છે.

(૧૪) શેઠે ગુમાસ્તાને દુકાન સોંપી. ગુમાસ્તો પ્રમાણિક છે. શેઠ જાત્રાએ ગયા.

(૧૫) મગને નિશાળ છોડી દીધી. મગનને ભણવામાં મઝા પડી નથી.

(૧૬) જંગલમાં જતાં એક ઝરણું આવ્યું. બધાંએ ત્યાં પાણી પીધું.

(૧૭) છગન બહુ કમનસીબ છે. નાનપણમાં તેનો બાપ મરી ગયો.

(૧૮) મને મારી ભૂલ માલમ પડી. મેં તરત માફી માગી.

(૧૯) કોઈક હમણાં બોલ્યું. મારે તેનું નામ જાણવું છે.

(૨૦) કેશવલાલને સટ્ટામાં બહુ પૈસા મળ્યા. કેશવલાલને સંતોષ થયો નહિ.

(૨૧) ટપાલ આવી હશે. હું જાણતો નથી.

(૨૨) આ કારીગર બહુ હોશિયાર છે. તેણે સુંદર નમુનો તૈયાર કર્યો છે.

(૨૩) મહેશ ચાલાક છોકરો છે. વર્ગમાં તેવો બીજો છોકરો નથી.

(૨૪) સુથાર ખુરસી બનાવે છે. એ ખુરસી મારી છે. સુથાર સારો કારીગર છે.

(૨૫) આ નર્મદા નદી છે. નર્મદામાં રેલ આવી હતી. રેલમાં ઘણાં માણસ તણાઈ ગયાં.

**૬. સાદાં વાક્યોનું સંયુક્ત વાક્યમાં સંયોગીકરણ:**

(૧) છોકરો રમે છે. છોકરો કૂદે છે. છોકરો રમે છે **અને** કુદે છે.

(૨) હું અંગ્રેજી જાણું છું. હું સંસ્કૃત જાણું છું. હું અંગ્રેજી **તેમજ** સંસ્કૃત જાણું છું.

(૩) સાકરલાલે કોપી કાઢી. કોપીમાં ઘણા ડાઘા હતા. સાકરલાલે કોપિ કાઢી; **પણ** તેમાં ઘણા ડાઘા હતા.

(૪) મેજિસ્ટ્રેટે ગુનેગારને શિક્ષા કરી. મેજિસ્ટ્રેટે સખત દંડ કર્યો. મેજિસ્ટ્રેટે સખત કેદની શિક્ષા કરી. મેજિસ્ટ્રેટે ગુનેગારનો દંડ કર્યો, **એટલુંજ નહિ પણ** તેને સખત કેદની શિક્ષા કરી.

(૫) તમે જલદી દોડો. ગાડી હાથ આવશે નહિ. તમે જલદી દોડો **નહિતો** ગાડી હાથ આવશે નહિ.

**૭. નીચેનાં સાદાં વાક્યોનાં એકએક સંયુક્ત વાક્ય બનાવો:—**

(૧) બે બિલાડીઓ એક રોટલો લાવી હતી. બિલાડીઓ રોટલો વહેંચતી વખત અંદર અંદર લડી. (૨) આપણે માબાપને

માન આપવું જોઇએ. આપણે તેમનું કહ્યું માનવું જોઈએ. (૩) આ ભિખારી ભૂખ્યો છે. તે થાકી ગયો છે. (૪) ખેડુતનો બળદ ખોવાયો છે. ખેડુતનો બળદ ચોરાયો છે. (૫) કનુ હોશિયાર છે. કનુ ડાહ્યો છે. (૬) તમે બહાર જાઓ. તમે અંદર આવો. (૭) આપણે આપણું કામ બરાબર કરવું. આપણને ઠપકો મળશે. (૮) શાંતિ હિસાબ ગણતો નથી. શાંતિ કવિતા ગોખતો નથી. (૯) રાજાએ દુશ્મનને હરાવ્યો. રાજાએ તેને કેદ કર્યો. તેને તેનું રાજ્ય પાછું આપ્યું. (૧૦) મનહરને કેરી ભાવે છે. મનહરને નારંગી ભાવે છે. (૧૧) વાંદરાએ બિલાડીને બોલાવી. વાંદરાએ ત્રાજવામાં રોટલો મૂક્યો. તેણે તેના બે કકડા કર્યા. તે તેમાંથી થોડો ખાઈ ગયો. (૧૨) એક શિઆળ હતું. તેને મશ્કરી કરવાની ટેવ હતી. એક દહાડો તેને બગલાની મશ્કરી કરવાનું મન થયું. તેને ઘેર જઈ જમવાનું નોતરૂં દીધું. (૧૩) બીજે દિવસે શિઆળ બગલાને ઘેર જમવા ગયું. શિઆળે શિરોઈમાં કેરીનો રસ પીરસેલો જોયો. મનમાં તે સમજી ગયું. (૧૪) મોહરમના દહાડા હતા. તાબુત તૈયાર થઈ ગયાં હતાં. જમાલને વાઘ થવાનું મન થયું. તેણે તેને ડીલે પીળો રંગ લગાડયો. તેણે ગુંદર ચોપડયો. તેણે કાળા ચટાપટા પાડયા. (૧૫) દરેક માણસને તરતાં આવડવું જોઈએ. કોઈ વખત બીજાનો જીવ બચાવી શકાય છે. (૧૬) સખત ટાઢ પડી છે. આવી સખત ટાઢ કદી પડી નથી. ઘણાં છોકરાં માંદા પડયાં. છોકરાંને મુંઝારો થયો. થોડાં છોકરાં મરી ગયાં. (૧૭) મજુર ઘેર ગયો. મજુરે મડમને લાકડાનો કકડો આપ્યો. મડમે અક્ષર વાંચ્યા. મડમ ઘરમાં ગઈ. તેણે ઓજારની પેટીમાંથી કાટખુણો મજુરને આપ્યો. (૧૮) અમદાવાદ શહેર છે. તે ઘણું મોટું છે. તેમાં હજારો ઘરો છે. ત્યાં પત્થરનો કિલ્લો છે. ત્યાં ઘણા રોજા છે. ત્યાં ઘણી મસીદો છે. (૧૯) આ સુંદર બગીચો છે. બગીચામાં ઘણાં ફૂલઝાડ છે. તે સુશોભિત લાગે છે. કેટલેક ઠેકાણે પાટલીઓ મૂકી છે. સાંજે ઘણાં માણસો હવાખાવા આવે છે.

૮. નીચેનાં વાક્યોને **મિશ્ર કે સંયુક્ત** બનાવોઃ—

(૧) ફિલિપ હોશિયાર છે, ફિલિપ મહેનતુ છે, ફિલિપને બે ઇનામ મળ્યાં. (૨) ગાડી આવી છે, તમે દોડો, તમે ગાડી ચૂકશો. (૩) ચોખા બ્રહ્મદેશમાં થાય છે, ચોખા બંગાળામાં થાય છે, ચોખાને પરદેશ મોકલવામાં આવે છે. (૪) ગાય ગરીબ પ્રાણી છે, ગાય દૂધ આપે છે, ગાયને મારવી નહિ. (૫) ફૂલાભાઈને મેં દસ રૂપીઆ આપ્યા હતા, ફૂલાભાઈને મેં ત્રણ ચોપડીઓ આપી હતી, ફૂલાભાઈએ રૂપીઆ ખોઈ નાખ્યા. (૬) તેણે મારૂં અપમાન કર્યું, મેં તેને માફી આપી. (૭) તમે બરાબર અભ્યાસ કરો, તમે પાસ થશો, તમે ઉપલા વર્ગમાં જશો. (૮) તમે નિમકહલાલીથી નોકરી કરજો, શેઠ તમને ઇનામ આપશે. (૯) તમારૂં બોલેલું પાળજો, તે તમારા ઉપર ગુસ્સે થશે. (૧૦) સ્ટેશન દૂર છે, જલદી પગ ઉપાડો. (૧૧) ઘર પડી ગયું, ઘર દોદળું થયું હતું, છોકરૂં ચગદાઈ ગયું. (૧૨) તે પૈસાદાર છે, તે પૈસો ખર્ચતો નથી, તે સુખી નથી. (૧૩) બહાર ઠંડો પવન વાતો હતો, શેઠ બહાર ફરવા ગયા, શેઠને તાવ આવ્યો. (૧૪) તમે વાતો કરો છો, મારાથી વચાતું નથી, મારે ઇતિહાસ વાંચવો છે. (૧૫) સુલેમાન મોડો વાંચતો હતો; સુલેમાનનું માથું દુઃખ્યું, સુલેમાન નિશાળે આવ્યો નહિ. (૧૬) ઘડિઆળમાં દસ વાગે છે, હું સૂઈ જાઉં છું, મોડા સુધી જાગી શકતો નથી. (૧૭) છોકરો રસ્તામાં પડી ગયો, છોકરો દોડતો હતો, છોકરાને પગે વાગ્યું. (૧૮) પ્રભુલાલ કરાંચી રહે છે, પ્રભુલાલ કારકુન છે, કરાંચી મોટું શહેર છે. (૧૯) દાક્તર હોશિયાર છે, દાક્તરે મને દવા આપી, દાક્તરે એક રૂપીઓ લીધો. (૨૦) કુતરાના મોંમાં રોટલો હતો, કુતરો પૂલ ઉપરથી જતો હતો; કુતરે તેનો પડછાયો જોયો, કુતરો ભસ્યો, કુતરાનો રોટલો પાણીમાં પડ્યો.

---

# પાઠ ૨૪ મો

## વાક્યપૃથક્કરણના નમુના

(અ) ૧. આ સમયે મિસ નાઇટિંગેલને જે અનુભવ મળ્યો અને તેના શ્રમથી જે અનિષ્ટ પરિણામો થતાં અટક્યાં તેથી તેનું મન, લશ્કરી દવાખાનાંની સ્થિતિ સુધારવા તરફ દોડ્યું.

૨. દવાખાનાં કેમ સુધારવાં અને માંદાની માવજત શી રીતે કરવી તે સંબંધી તેણે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં, તેથી ઈંગ્લંડનાં દવાખાનાંમાં ઘણો સુધારો થયો છે.

૩. પત્થરોના ફાટવાથી તથા ઝાડોના પડવાથી મોટા મોટા અવાજ થતા હતા, વળી ગર્જનાના શબ્દ પણ એક પહાડ ઉપર અથડાઈ બીજા પહાડ ઉપર પડતા અને ત્યાંથી અથડાઈ ત્રીજાને લાગતા અને એવી રીતે થયાથી ગડગડાટના કડાકા ને કડાકા કેટલી-એક વાર સુધી પહોંચ્યાજ કરતા.

૪. મહમદ ઘોરી ભરતખંડ ઉપર સ્વારી કરવા લાગ્યો, ત્યારે રાજ્યલોભથી કે કન્યા પરણાવવાના કારણથી થએલા કુસંપે રજપુત રાજ્યો માંહે માંહે લડીને નબળાં થયાં હતાં, તેમનું સૈન્ય કપાઈ ગયું હતું, ને તેમની જગા પુરનાર બીજા યોદ્ધા તરત મળી શકતા નહોતા.

૫. મારે કાલે પરગામ જવું છે. ૬. મને હવે અહીંઆં ગમતું નથી.

૭, કરણને જંગલમાં ઘણાં દુઃખ વેઠવાં પડયાં.

૮. પોરસે પહેલાં ધાર્યું કે હજુ સિકંદર પોતે તો સામે કાંઠેજ પડયો છે તેથી થોડાક રથ અને ઘોડેસ્વારની ટુકડી પોતાના કુંવરની સરદારી નીચે સામી મોકલી, પણ તેથી કંઈ વળ્યું નહિ અને ઘણા ઘોડેસ્વારો કતલ થઈ ગયા.

૯. સઉ અદ્‌ભુતોમાં, તુજ સ્વરૂપ અદ્‌ભુત નીરખું,
મહા જ્યોતિ જેવું, નયન શશી ને સૂર્ય સરખું;

દિશાની ગુફાઓ, પૃથિવી ઉંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથીએ, પર પરમ તું દૂર ઊડતો.

૧૦. શંભાજી મરાયાથી મરાઠા નરમ પડશે એમ ધારી મોગલોએ ત્વરાથી મરાઠી કિલ્લા લેવા માંડયા ને તેમની રાજધાની જે રાયગઢ હતી તે જીતી લીધી; પણ તેમાં શંભાજીનો જે બાળક દીકરો શિવાજી હતો તે કેદ પકડાયો; તેથી શંભાજીનો ભાઈ રાજારામ શિવાજીને નામે રાજ્ય ચલાવવા લાગ્યો.

ब. નીચેના ફકરાઓ અને કડીઓનું પૃથક્કરણ કરો.

(अ) મીસરી રાજાઓ ઘણા બળવાન હતા અને તેઓમાંના કેટલાકે આફ્રિકાનો અને પશ્ચિમ એશિઆનો ઘણો મુલક જીતી લીધો હતો; પરંતુ પુરોહિતની ખરાબ અસર અને અતિશય સત્તાને લીધે મીસરી લોકોનો સુધારો છુટથી આગળ વધી શકયો નહિ.

(ब) ચંદ્રલક્ષ્મીની સાસુ ઈશ્વરકોર સ્વભાવે તીખી હતી, દીકરા ઉપર વહુનું ચલણ સાંખી શકતી ન હતી, ઘરમાં પોતાનુંજ ધાર્યું થાય છે, એ વહુને બાળી મૂકવાના હેતુથી દેખાઈ આવે એમ કરતી.

(क) પછી જેમ જેમ વખત જતો ગયો, અને માણસ જાતનો સુધારો થતો ગયો, તેમ તેમ તેમને અનેક ચીજોની જરૂર પડવા લાગી; પણ તે સઘળી મેળવવાને ચાલતી અદલાબદલીની રીત ઘણી કઠણ અને અગવડ ભરેલી જણાઈ.

(ड) સૃષ્ટિમાંનાં ઘણાં રમણિક સ્થળો, જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે એવા એક રળિઆમણા સ્થળમાં એક કિલ્લો બાંધેલો હતો, અને તેની નીચે એક સુંદર નાનું શહેર વસેલું હતું.

(इ) એ મંડળોને ગામ કે નગરના રસ્તા બાંધવા, લોકની શરીર સુખાકારી જાળવવી, લોકનાં બાળકોને કેળવણી આપવી, ગરીબ કે રોગીની સંભાળ લેવી; વગેરે કામો કરવાનાં હોય છે.

(फ) બીજે દિવસે ભોજનનું નિમંત્રણ આવ્યું; ત્યારે માલોજીએ લુકજીને કહેવરાવી મોકલ્યું, કે શાહજીની સાથે જીભનો વિવાહ કબૂલ કરશો તો હું તમારે ઘેરજમવા આવીશ.

(ग) દારૂ પીવાનાં અને બીજાં માદક પદાર્થો વાપરવાનાં માઠાં પરિણામ તે માણસને પોતાને, તેના કુટુંબને અને બીજા લોકોને ભોગવવાં પડે છે.

ह. બહુ ફેર બાહુક રૂપમાં, પણ લક્ષણો નળનાં કળ્યાં.
બે બાળુડાં દમયંતીનળને હર્ષઘેલાં થઈ મળ્યાં.
અહિ અસર આ વખતે ગઈ, પુષ્કર નમ્યો ચરણે અને,
ગત રાજ્ય મળીઉં, હરિકૃપા તો, સર્વ સાનુકૂળ બને.

ज. ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જુઠી વાણી; વિષે જો દુઃખ વાસે છે;
જરાએ અંતરે આનંદ, ના ઓછો થવા દેજે.

म. કદીય વાંકડી શીંગડી ડોલતી,
મધુર ઘંટડી કંઠની ગાજતી.
પથિક ઓઢણ તાણી નિરાંતરે,
સૂઈ ગયા ભયની તજી ભ્રાંતરે.

## વાક્યપૃથક્કરણના નમુના

| વાક્ય | પ્રકાર | ઉદ્દેશ્યપક્ષ: ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યપક્ષ: ઉદ્દેશ્યવર્ધક | વિધેયપક્ષ: ક્રિયાપદ | વિધેયપક્ષ: ક્રિયાપૂરક | વિધેયવર્ધક | સંયોજક |
|---|---|---|---|---|---|---|---|
| ૧. આ સમયે મિસ... ......તરફ દોડયું. | મિશ્ર | | | | | | |
| અ આ સમયે મિસ નાઇટિંગેલને જે અનુભવ મળ્યો. | સંયુક્ત વિશેષણ-વાક્ય | અનુભવ | જે | મળ્યો | મિસ નાઇટિંગેલને | આ સમયે (કાળ) | અને |
| બ અને તેના શ્રમથી જે અનિષ્ટ પરિણામ થતાં અટકયાં | | પરિણામ | જે, અનિષ્ટ | અટકયાં | | થતાં તેના શ્રમથી (રીતિ) | |
| ક તેથી તેનું મન લશ્કરી......તરફ દોડયું | મુખ્ય વાકય | મન | તેનું | દોડયું | | લશ્કરી દવાખાનાંની સ્થિતિ સુધારવા તરફ | તેથી |
| ૨. દવાખાનાં...કરવી તે વિષે તેણે...કર્યાં તેથી ......સુધારો થયો છે | સંયુક્ત | | | | | | |
| અ દવાખાનાં...પુસ્તકો કર્યાં | સાદું | તેણે | | પ્રસિદ્ધ કર્યાં | દવાખાનાં કેમ સુધારવાં અને માંદાનીમાવજત કેમ કરવી, તે સંબંધી પુસ્તકો | | |
| તેથી ઇગ્લંડના...... ...સુધારો થયો છે. | સાદું | સુધારો | ઘણો | થયો છે | | ઇગ્લંડનાં દવાખાનાંમાં | તેથી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩. પત્થરોના ફાટવાથી... થતા હતા; વળી...... પહોંચ્યાજ કરતા. | સંયુક્ત | | | | | | |
| અ. પત્થરોના ફાટવાથી ........થતા હતા. | સાદું | અવાજ | મોટામોટા | થતા હતા | | પત્થરોના ફાટવાથી (નિમિત્ત) | તથાં |
| | | | | | | ઝાડોના પડવાથી (નિમિત્ત) | |
| બ. ગર્જનાના શબ્દ... ....પડતા. | સાદું | શબ્દ | ગર્જનાના | પડતા | | બીજા પહાડ ઉપર (સ્થળ) | |
| | | | | | | એક પહાડ ઉપર અથડાઈ | પણ |
| ક. અને ત્યાંથી અથડાઈ ......ત્રીજાને લાગતા. | સાદું | (શબ્દ) | | લાગતા | ત્રીજાને | ત્યાંથી અથડાઈ | વળી |
| અને એવી રીતે... ...પહોંચ્યા કરતાં | સાદું | કડાકાનેકડાકા | ગડગડાટના | પહોંચ્યાજ કરતા | | એવી રીતે થવાથી (કારણ) | અને |
| ૪. મહમદ ઘોરી........ ...એમ નહોતું. | મિશ્ર | | | | | કેટલીએક વાર સુધી (મર્યાદા) | |
| અ. મહમદઘોરી ભરત-ખંડ ઉપરસ્વારીલાગ્યો. | ક્રિયાવિશેષણ | મહમદ | ઘોરી | કરવાલાગ્યો | સવારી | ભરતખંડ ઉપર (સ્થળ) | |
| બ. ત્યારે રાજ્યલોભથી કે...નબળાં થયાં હતાં | મુખ્ય | રાજ્યો | રજપુત | થયાં હતાં | નબળાં | ત્યારે (કાળ) માંહેમાંહે લડીને (રીતિ) | |
| ક. તેમનું સૈન્ય...હતું. | મુખ્ય | સૈન્ય | તેમનું | કપાઈ ગયું હતું | | રાજ્યલોભથી કે કન્યા પરણાવવાના કારણથી થએલા કુસંપે (હેતુ) | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ड. ને તેમની જગા… …નહોતું. | મુખ્ય | યોદ્ધા | બીજા તેમની જગા પુરનાર | મળી શકતા હતાં | | તરત (કાળ) ન | ને |
| ૫. મારે કાલે પરગામ જવું છે. | સાદું | (જવાનું) | | જવું છે | | પરગામ<br>કાલે (કાળવાચક)<br>મારે (કર્તૃવાચક) | |
| ૬. મને હવે અહીંઆં ગમતું નથી. | „ | (ગમવાનું) | | ગમતું નથી (નિષેધવાચક રૂપ) | | અહીંઆં (સ્થળવાચક)<br>મને (કર્તૃવાચક) | |
| ૭. કરણને જંગલમાં ઘણાં દુઃખ વેઠવાં પડયાં. | „ | દુઃખ | ઘણાં | વેઠવાં પડયાં | | જંગલમાં (સ્થળવાચક)<br>કરણને | |
| ૮. પોરસે પહેલાં ધાર્યું કે…કતલ થઈ ગયાં. | મિશ્ર | | | | | | |
| अ. પોરસે પહેલાં ધાર્યું કે | મુખ્ય | પોરસે | | ધાર્યું | | પહેલાં (કાળવાચક) તો | કે |
| ब. હજુ સિકંદર ….. …પડયો છે. | નામવાક્ય (ધાર્યુંનું કર્મ) | સિકંદર | પોતે | પડયો છે | | સામેકાંઠે(સ્થળવાચ<br>ક જ (નિશ્ચયવાચક) | |
| क. તેથી તેણે…મોકલી | મુખ્ય સાથે સહગામી | તેણે | | મોકલી | થોડાક રથ અને ઘોડેસ્વારની ટુકડી | પોતાના કુંવરનીસરદારી નીચે (રીતિ) | તેથી |
| ड. પણ તેથી વળ્યું નહિ | „ | કંઈ | | વળ્યું નહિ નિષેધવાચક | | | પણ |
| इ. અને ઘણા કતલ થઈ ગયા. | „ | ઘણા | | થઈ ગયા | કતલ | તેથી (પરિણામવાચક) | અને |
| ૯. સહુ અદ્‌ભુતોમાં….. ……ભીડતો | સંયુક્ત | | | | | | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| અ. સહ......નીરખું મહાજ્યોતિ જેવું... ...સરખું. | મુખ્ય | (હું) | | નીરખું | તુજ સ્વરૂપ, અ-દ્ભુત, મહાજ્યો-તિ જેવું, નયન શશી ને સૂર્ય સ-રખું | સહ અદ્ભુતોમાં | |
| બ. દિશાની ગુફાઓ... ......ભરતો. | અ સાથે સહ-ગામી | તું | | ભરતો | પૃથિવી દિશાની ગુફાઓ | | |
| ક. પ્રભો તે........ ...દૂર ઊડતો. | ,, | તું (પ્રભો) | | ઊડતો | ઊંડું આકાશ | પરપરમ, દૂર(સ્થળ) તે સૌથીએ | |
| ૧૦ શંભાજી મરાયાથી ...ચલાવવા લાગ્યો. | સંયુક્ત | | | | | | |
| અ. શંભાજી મરાયાથી ......લેવા માંડયા. | સંયુક્ત | મોગલોએ | | લેવા માંડયા | મરાઠી કિલ્લા | શંભાજી મરાયાથી મરેઠા નરમ પડશે એમ ધારી | |
| બ. ને તેમની રાજધાની જીતી લીધી. | અ નું સહગામી | ,, | | જીતી લીધી | તેમની રાજ-ધાની | ત્વરાથી(રીતિવાચક) | ને |
| ક. જે રાયગઢ હતી. | વિશેષણવાક્ય રાજધાનીનું વિશેષણ | જે | | હતી | રાયગઢ | | |
| ડ. પણ તેમાં કેદ પકડાયો | અ નું સહગામી | તે | | પકડાયો | કેદ | તેમાં (સ્થળવાચક) | |
| ઇ. શંભાજીનો બાળક દીકરો શિવાજી હતો | વિશેષણવાક્ય રાજધાનીનું | શિવાજી | જે | હતો | સંભાજીનો બા-ળક દીકરો | | |
| ફ. તેથી શંભાજી...... રાજ્ય ચલાવવા લાગ્યો. | વિશેષણ નું સહગામી | રાજારામ | શંભાજીનો ભાઈ | ચલાવવા લાગ્યો | રાજ્ય | શિવાજીને નામે (હેતુ) | |

# પાઠ ૨૫ મો

## પદચ્છેદના નમુના.

(अ) ૧. મોહન આ રસ્તે બજારમાં ગયો.

**મોહન**—સંજ્ઞાવાચક નામ, નરજાતિ નામાર્થે પહેલીનું એકવચન. 'ગયો' ક્રિયાપદનો કર્તા.

**આ**—દર્શક વિશેષણ.

**રસ્તે**—જાતિ વાચક નામ નરજાતિ કરણ અર્થે ત્રીજીનું એકવચન.

૨. મોહનનું ઘર આ રસ્તે છે, પણ તેને ઘેર એ હશે નહિ.

**રસ્તે**—જાતિવાચક નામ નરજાતિ અધિકરણ અર્થે સાતમીનું એકવચન.

**તેને**—ત્રીજો પુરુષ સર્વનામ નરજાતિ સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

**ઘેર**—જાતિવાચક નામ નાન્યતરજાતિ અધિકરણ અર્થે સાતમીનું એકવચન.

**એ**—દર્શક સર્વનામ (મોહન માટે વપરાયું છે) નરજાતિ નામાર્થે પહેલીનું એકવચન.

**હશે**—અકર્મક ક્રિયાપદ 'હો' ધાતુનું મૂળરૂપ સંશયાર્થ ભવિષ્યકાળ ત્રીજો પુરુષ એકવચન કર્તા 'એ' ક્રિયાનાથ કર્તા, કર્મ નથી અકર્મક કર્તરિ પ્રયોગ.

**નહિ**—નકારવાચક ક્રિયાવિશેષણ અવ્યય.

૩. મગનને બાપે એજ કહ્યું હતું પણ મારાથી તે લખવાનું બન્યું નહિ.

**મગનને**—સંજ્ઞાવાચક નામ નરજાતિ છઠ્ઠીનું એકવચન.

**એ**—દર્શકસર્વનામ નાન્યતરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન.

**જ**—નિશ્ચયદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

મારાથી—પહેલો પુરુષ સર્વનામ નરજાતિ પાંચમીનું એકવચન. (કર્તૃવાચક).

લખવાનું—સામાન્ય કૃદંત નામ નાન્યતર જાતિ નામાર્થે પહેલીનું એકવચન, (બન્યું નો કર્તા).

૪. તેને રૂપીઆ કમાવાને પરગામ જવું પડ્યું.

કમાવાને—સામાન્ય કૃદંત નાન્યતરજાતિ, તાદર્થ્યે ચોથીનું એકવચન.

પરગામ—જાતિવાચક નામ નાન્યતર જાતિ ગત્યર્થે બીજીનું એકવચન.

૫. માત્ર કેશવલાલના કહેલા શબ્દથી તે ઘણો નારાજ થયો, એટલુંજ નહિ પણ તે માત્ર શાંત રહ્યો.

માત્ર—ગુણવાચક વિશેષણ વિશેષ્ય કેશવલાલ.

કહેલા—વિશેષભૂતકૃદંત વિશેષણ વિશેષ્ય શબ્દ.

ઘણો—વિશેષણનું વિશેષણ 'નારાજ'ના અર્થમાં વધારો કરે છે.

માત્ર—રીતિવાચક ક્રિયાવિશેષણ અવ્યય 'રહ્યો' ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે.

૬. અમદાવાદમાં ઘણી મીલો ચાલે છે, તેથી તે ઉદ્યોગી શહેર છે.

તેથી—એ પરિણામવાચક ઉભયાન્વયી અવ્યય છે, અમદાવાદમાં ચાલે છે અને તે ઉદ્યોગી શહેર છે એ બે વાક્યોને જોડે છે.

શહેર—જાતિવાચક નામ નાન્યતર જાતિ વિધિવાચક અર્થે પ્રથમા.

૭. મને આજે પેટમાં દુઃખે છે.

મને—પહેલો પુરુષ સર્વનામ નરજાતિ ચોથીનું એકવચન.

દુઃખે છે—અકર્મક ક્રિયાપદ દુઃખ ધાતુનું મૂળરૂપ નિશ્ચયાર્થ વર્ત-

માન કાળ ત્રીજો પુરુષ નાન્યતરજાતિ એકવચન, કર્તા ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ-ભાવ, કર્મ નથી ભાવે પ્રયોગ

**૮. માખીએ બચ્ચાને ના કહી છતાં ઉના પાણી તરફ ઊડી ગયું.**

**માખીએ**—જાતિવાચક નામ નારીજાતિ કર્તા અર્થે ત્રીજીનું એકવચન.

**ના**—ભાવવાચક નામ નારીજાતિ 'કહી' ક્રિયાપદના કર્મ અર્થે બીજીનું એકવચન.

**છતાં**—(તોપણ) ઉભયાન્વયી અવ્યય 'માખીએ બચ્ચાને કહ્યું' અને 'તે ઉનાપાણી તરફ ઊડી ગયું' એ બે વાક્યોને તે જોડે છે.

**તરફ**—નામયોગી અવ્યય. (પાણી સાથે સંબંધ ધરાવે છે.)

**ઊડી ગયું**—સંયુક્ત અકર્મક ક્રિયાપદ 'ઊડ' અને 'જા' ધાતુનું મૂળ રૂપ નિશ્ચયાર્થ ભૂતકાળ ત્રીજો પુરુષ એકવચન નાન્યતર જાતિ કર્તા 'તે' ક્રિયાનાથ કર્તા કર્તરિપ્રયોગ.

**છતે પૈસે તે હવાતીઆં કરે છે.**

**છતે** એ '**सति**'નું અપભ્રષ્ટરૂપ છે. '**सति** એ **सत्**+ઇ; **अस्** 'હોવું'. તે ઉપરથી વર્તમાન કૃદંત છે અને તેનું સાતમીનું એકવચન સતિ થાય છે; તેથી 'છતે' 'છતાં' એ રૂપ જે પદની સાથે વપરાયું હોય ત્યાં સતિ સપ્તમી ગણવી જોઈએ.

દા. છતે માણસે તે લાચાર બન્યો. 'માણસે'ની વિભક્તિ સતિ સપ્તમી ગણવી અને તેના પ્રત્યયનો લોપ થયો છે એવી નોંધ કરવી. '**છતે**' વર્તમાન કૃદંત વિશેષણ, વિશેષ્ય પૈસે, નાન્યતર જાતિ સતિ સપ્તમી એકવચન.

**પૈસે**—જાતિવાચક નામ નરજાતિ સતિ સપ્તમી એકવચન.

તેવી રીતે "જતે દહાડે તેની બુદ્ધિ બગડશે" એમાં પણ તેમ સમજવું.

જતે—એ 'જતે છતે' બરોબર છે તેથી દહાડે એ સતિ સપ્તમીમાં છે.

૧૦. **ઉસ્તાદે રમણને પહેલાંની નોંધ લખાવરાવી હશે.**

**પહેલાંની**—ગુણવાચક વિશેષણ વિશેષ્ય નોંધ.

**લખાવરાવી હશે**—સકર્મક સંયુક્ત ક્રિયાપદ 'લખ' ધાતુનું દ્વિત્વ પ્રેરકરૂપ સંશયાર્થ ભૂતભવિષ્ય કાળ ત્રીજો પુરુષ એકવચન કર્તા 'ઉસ્તાદ' કર્મ નોંધ ક્રિયાનાથ કર્મ, સકર્મક કર્મણિપ્રયોગ.

મેં આ ચોપડી **વાંચી**; હું આ ચોપડી **વાંચી રહ્યો.**

**'વાંચી'**—એમાં સકર્મક કર્મણિપ્રયોગ છે.

**'વાંચી રહ્યો'**—એમાં સકર્મક કર્તરિપ્રયોગ છે.

૧૧. તમે શું કરો છો? શું—સર્વનામ. શું, તમે ત્યાંજ હતા, એમાં શું કેવળપ્રયોગી અવ્યય. શું ભાષણ થયું? શું વિશેષણ વિશેષ્ય ભાષણ.

૧૨. **સાકરલાલે મને કહ્યું કે તમારાથી છોકરાની વાતમાં આમ બોલાય કે?**

કે—ઉભયાન્વયી અવ્યય 'સાકરલાલે કહ્યું' અને તમારાથી બોલાય કે, એ બે વાક્યને જોડે છે.

**તમારાથી**—બીજો પુરુષ સર્વનામ નરજાતિ પાંચમીનું બહુવચન 'બોલાય' ક્રિયાપદનો કર્તા.

**આમ**—રીતિવાચક ક્રિયાવિશેષણ અવ્યય.

**કે**—ક્રિયાવિશેષણ અવ્યય 'બોલાય' ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે.

૧૩. તે **એવું** બોલ્યા કે કહેવું **એ** સહેલું છે પણ કરવું **મુશ્કેલ** છે.

**એવું**—દર્શક સર્વનામ નાન્યતર જાતિ કર્મ અર્થે બીજીનું એકવચન. 'બોલ્યો' ક્રિયાપદનું કર્મ.

એ—દર્શક સર્વનામ નાન્યતર જાતિ 'કહેવું' એની સમાન વિભક્તિ

કરવું—સામાન્ય કૃદંતનામ નાન્યતર જાતિ નામાર્થે પહેલીનું એકવચન.

મુશ્કેલ—વિધિવાચક વિશેષણ.

(બ) નીચેનાં વાક્યોમાંનાં મોટા અક્ષરોવાળાં પદોનું પદચ્છેદ કરો.

(૧) એક **મોટા** મનવાળી **ડાહીબાઈને નિંદા** અને ચાડી ચુગલી ઉપર બહુ **ચીઢ** હતી.

(૨) એક ગૃહસ્થ જણાવે છે કે એક હિસાબના ચોપડામાં નિંદાખાનું મારા **જોવામાં આવ્યું.**

(૩) **વળી ત્યાંની જમીનમાંથી** કોયલા, લોઢું વગેરે ખનીજો પુષ્કળ મળી આવે છે.

(૪) **નકશો** જોવાથી જણાશે કે **ગ્રેટબ્રિટનને ચોમેર ફરતો** દરીઓ આવેલો છે.

(૫) વળી **એ લોકોને પોતાના દેશ** ઉપર અદ્ભુત **પ્રીતિ** હોય છે.

(૬) **મેં** તેને આ કાગળ વાંચવા કહ્યું એટલે તેણે તરત **હા** કહી અને તે વાંચવા **મંડી પડયો.**

(૭) **તમારાથી** આ કામ થાય નહિ **તો** તમે તે ગુણવંતને કરવાનું **કહેશો.**

(૮) તેને **માથે** ઘણું દેવું છે, **છતાં** તે ખર્ચ કરે જાય છે.

(૯) **છતે છોકરે** તેને આડોશીપાડોશી પાસે ફેરો **ખવરાવવો પડે છે.**

(૧૦) **હું** વાંચું છું એટલામાં **પ્રભુલાલે હિસાબ** ગણી કાઢયા.

(૧૧) **અરે!** આ બિચારો ભિખારી ગાડીની **અડફટે નીચો** પડી ગયો.

(૧૨) ઔરંગઝેબ મોટું લશ્કર લઈને દક્ષિણમાં મરાઠાને જીતવાને ગયો હતો.
(૧૩) મેં તેને બહુ સમજાવ્યો, પણ તેને રુચ્યું નહિ.
(૧૪) ઉપર જે કહ્યું તે ઉપરથી એવું નીકળે છે, કે દરેક પદાર્થ છિદ્રાળુ હોવો જોઈએ.
(૧૫) દ્રવ્ય કે પદાર્થ શું છે, અને તે કયા રૂપમાં હોય છે, તે વિષે આપણે પાછળ શીખી ગયા.

---

## પાઠ ૨૬ મો

---

### કવિતાવિચાર.

૧. કવિતા બનાવવામાં શબ્દોની ગોઠવણ માટે જે નિયમો જાણવાની જરૂર છે, તેનું જ્ઞાન જે શાસ્ત્રમાં આપેલું છે, તેને **પિંગળ** કહે છે. પિંગળનું જ્ઞાન મેળવ્યા પછી તેના નિયમોને અનુસરીને ખામી વગરની કવિતા બનાવી શકાય છે. વળી તે નિયમો જાણનાર કવિતાના ગુણદોષ સમજી તેની બરાબર પરીક્ષા કરી શકે છે, માટે તે નિયમો વિષે ટુંકમાં વિવેચન કરીશું.

૨. સ્વરના બે પ્રકાર છેઃ હ્રસ્વ અને દીર્ઘ. અ, ઇ, ઉ અને ઋ હ્રસ્વ સ્વર છે. બાકીના આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ દીર્ઘ સ્વર છે. કોઈ અક્ષરનો ઉચ્ચાર કરવામાં આવે છે, ત્યારે તે બોલવામાં જેટલો વખત જાય છે, તેના માપને **માત્રા** કહે છે. હ્રસ્વ સ્વર લઘુ અક્ષર ગણાય છે; અને તેની એક માત્રા ગણવામાં આવે છે. દીર્ઘ સ્વર ગુરુ અક્ષર કહેવાય છે; અને તેની બે માત્રા ગણાય છે. લઘુ અક્ષર કરતાં ગુરુ અક્ષરના ઉચ્ચારમાં બમણો વખત જાય છે, તેથી તેની બે માત્રા ઠરાવી છે. જે સ્વરને દીર્ઘથી પણ વધારે લંબાવીને બોલવામાં આવે છે, તેને પ્લુત કહે છે; અને તેની માત્રા તેના ઉચ્ચાર પ્રમાણે ત્રણ કે તેથી વધારે ગણાય છે.

૩. વ્યંજનમાં સ્વર મળે છે, ત્યારે તેનો ઉચ્ચાર થઈ શકે છે; માટે વ્યંજનમાં જે જાતનો સ્વર મળેલો હોય છે, તે પ્રમાણે તેની માત્રા ગણાય છે. હ્રસ્વ સ્વર મળેલો હોય, તો એક માત્રા ગણાય. જેમકે કુ, ગિ, ચુ. દીર્ઘ સ્વર મળેલો હોય, તો બે માત્રા ગણાય છે. જેમકે કા, ની, ભૂ, મે, વગેરે. જોડાક્ષર એક અક્ષર ગણાય છે; માટે જો તેમાં હ્રસ્વ સ્વર હોય તો એક માત્રા અને દીર્ઘ સ્વર હોય તો બે માત્રા ગણવી જોઈએ. જોડાક્ષરની પહેલાંનો હ્રસ્વ અક્ષર થડકીને બોલાતો હોય, તો તેની બે માત્રા ગણાય છે. જેમકે **ચક્ર, સમગ્ર.** ચક્રમાં 'ચ' અને સમગ્રમાં 'મ' થડકાય છે, માટે તેની બે માત્રા ગણાય છે. **ખર્ચું, મળ્યું** એમાં 'ખ' અને 'મ' થડકાતા નથી, માટે તેની એકજ માત્રા ગણાય છે. લઘુ અક્ષરનું ચિહ્ન '।' આ પ્રમાણે અને ગુરુ અક્ષરનું ચિહ્ન 'ऽ' આ પ્રમાણે કરવામાં આવે છે દા. ચોપડી (S | S). વળી લઘુ અક્ષરનું ચિહ્ન '⏑' આ પ્રમાણે અને ગુરુનું ચિહ્ન '–' આ પ્રમાણે પણ છે. દા. ચોપડી (– ⏑ –).

૪. માત્રાના મેળને માટે હ્રસ્વ અક્ષરને દીર્ઘ અને દીર્ઘને હ્રસ્વ ગણવાની છૂટ છે. હ્રસ્વને દીર્ઘ ગણવો હોય, તો તેના ઉપર '–' આવી નિશાની કરવી. દા. કુશળ. દીર્ઘને હ્રસ્વ ગણવો હોય, તો તેના ઉપર '⏑' આવી નિશાની કરવી. દા. ભૂલ. ચરણને અંતે લઘુ અક્ષર હોય, તો પણ તે ગુરુ ગણાય છે.

૫. કવિતાની રચનામાં અમુક નિયમ પ્રમાણે લઘુ અને ગુરુ આવે, એવી રીતે ત્રણ ત્રણ અક્ષરોનું જૂથ લેવામાં આવે છે, તેને ગણ કહે છે. ગણ આઠ છે.

| ગણનું નામ. | લક્ષણ. | દૃષ્ટાંત. |
| --- | --- | --- |
| (૧) મગણ. | ત્રણે ગુરુ અક્ષર. | માતાજી, દાદાજી, ચોપાટી. |
| (૨) યગણ. | પહેલો લઘુ, છેલ્લા બે ગુરુ. | મદારી, પથારી, કચેરી. |
| (૩) રગણ. | પહેલો ને છેલ્લો ગુરુ, વચ્ચે લઘુ. | ચાસણી, પારધી, રામજી. |

(૪) સગણ. પહેલો ને બીજો લઘુ, છેલ્લો ગુરુ. મૅમૅતૅ, જમના, મમરા.
(૫) તગણ. પહેલો ને બીજો ગુરુ, છેલ્લો લઘુ. દાતાૅર, આચાર, નાદાન.
(૬) જગણ. પહેલો ને છેલ્લો લઘુ, વચ્ચે ગુરુ. મૅકાનૅ, જકાત, વિચાર.
(૭) ભગણ. પહેલો ગુરુ ને છેલ્લા બે લઘુ. જોૅર્જૅન, રોશન, ખેચર.
(૮) નગણ. ત્રણે લઘુ અક્ષર. મૅગૅરૅ, નગર, વગર.

આઠે ગણને ટુંકામાં આ પ્રમાણે જણાવી શકાયઃ મ, ય, ર, સ, ત, જ, ભ, ન.

૬. માત્રા કે અક્ષરની નિયમસર ગોઠવણ પ્રમાણે રચેલી કવિતાને **છંદ** કે **વૃત્ત** કહેવામાં આવે છે. છંદ કે વૃત્ત બે જાતના છેઃ ૧. **માત્રામેળ** ૨. **અક્ષરમેળ.** જે છંદમાં માત્રાની ગણના ગણવામાં આવે છે, તેને **માત્રામેળ** છંદ કહે છે. જે છંદ અક્ષરના હિસાબે રચાય છે, તેને **અક્ષરમેળ** કહે છે.

૭. છંદની અમુક હાર કે લીટીને **તૂક** કહે છે. તૂકના જે વિભાગ કરવામાં આવે છે, તે દરેકને **પાદ** અથવા **ચરણ** કહે છે. પાદ કે ચરણમાં વિસામો લેવાનો હોય છે, તેને **યતિ** કે **જતિ** કહે છે.

૮. છંદમાં અમુક માત્રા કે અક્ષર ઉપર **તાળ** આવે છે. તાલ તૂટવાથી કવિતા કઢંગી લાગે છે. જે માત્રા ઉપર તાળ આવતો હોય તે અને તેની પછીની માત્રા મળીને ગુરુ થાય, તો તાળ તૂટતો નથી; પણ તેની પહેલાંની માત્રા મળીને ગુરુ થાય, તો તાળ તૂટે છે.

૯. કવિતામાં સ્વરો કે વ્યંજનોના ઉચ્ચારનું સામ્ય સાચવવામાં આવે છે તેને **પ્રાસ** કે **અનુપ્રાસ** કહે છે. કવિતાના પાદ કે ચરણને છેડે જે મળતા ઉચ્ચાર આવે છે તેને અંત્યાનુપ્રાસ કહે છે. કવિતાની તૂકમાં વચ્ચે એકજ જાતના અક્ષરો કે ઉચ્ચાર આવે છે, તેને ઝડ અને ઝમક કહે છે.

**૧૦. માત્રામેળ છંદો—**

(૧) ઉધોર—એના દરેક ચરણમાં ૧૪ માત્રા અને ૬ તાળ હોય છે. પહેલી, ત્રીજી, પાંચમી, આઠમી, દશમી અને બારમી માત્રા પર તાળ આવે છે.

૨૨ ૧૧૨ ૨૨ ૨૧
પેલું બકરી કેરું બાળ
વિખુટું માડીથી આ કાળ

(૨) ચોપાઈ—એના દરેક ચરણમાં ૧૫ માત્રા હોય છે. તાળ ૪ હોય છે. ૧, ૫, ૯, ૧૩ મી માત્રાએ તાળ આવે છે. છેવટે ગુરુ અને લઘુ અક્ષર આવે છે.

૨ ૨ ૨ ૨ ૧૧ ૧૧ ૨ ૧
માને દેખી બહુ હરખાઉં, દોડી દોડી સામે જાઉં;
ચાંપે લઈને છાતી સાથ, બોકી દઈને ભીડે બાથ.

(૩) ચરણાકુળ છંદ—માત્રા ૧૬ અને તાળ ૪. તેમાં ચોપાઈ પ્રમાણે તાળ આવે છે. છેલ્લા બે ગુરુ આવે છે.

૧૧૨ ૧ ૧ ૨ ૨ ૨ ૨ ૨
હસતે મુખ રસ્તામાં વેર્યાં,
ફૂલ નસીબે ગુલાબકેરાં.

(૪) પ્લવંગમ છંદ—માત્રા ૨૧ અને તાળ ૫. ૧, ૫, ૯, ૧૩, ૧૭ મી માત્રા ઉપર તાળ. ૧૧ અને ૧૦ માત્રા ઉપર વિસામો આવે છે. પહેલો અને છેલ્લો ગુરુ હોય છે.

૨ ૨ ૨ ૨ ૨ ૧ ૧ ૨૧૧ ૨ ૧ ૨
છત્રે થાતી છાંય, છડીધર છાજતા
હાથી હોદ્દામાંય, રસિક વિરાજતા,

(૫) મહીદીપ છંદ—માત્રા ૨૨ અને તાળ ૪. ૧, ૭, ૧૩, ૧૯ મી માત્રા ઉપર તાળ. બારમી માત્રા ઉપર યતિ. છેલ્લા બે ગુરુ.

૨૧ ૧૧૧ ૧ ૧ ૧ ૨૧ ૧૧૧ ૨૧ ૨ ૨
ઈશ ચરણ સ્મરણ મિત્ર, સરસ રીત સાચી;
તે વિના ત્રિલોકમધ્ય, ક્રોડ વાત કાચી.

(૬) રોળા છંદ—માત્રા ૨૪ અને તાળ ૬. ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧ મી માત્રા ઉપર તાળ. પહેલું અર્ધું ચરણ ૧૧ અને તે પછીનું અર્ધું ૧૩ માત્રાનું હોય છે. તાળમાં જગણ આવવો જોઈએ નહિ; પણ કોઈ ઠેકાણે એકાદ જગણ આવે તો ચાલે. આ છંદનું બીજું નામ કાવ્ય છંદ છે.

૨ ૨૧૧ ૨ ૧ ૨ ૧૧૧૨ ૨ ૧ ૧ ૨ ૨
રે ખેડુત તું ખરે જગતનો તાત ગણાયો,
આ સઘળો સંસાર, પાળતો તુંજ જણાયો.

(૭) હરિગીત—માત્રા ૨૮ અને તાળ ૮. ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪, ૨૭ મી માત્રાએ તાળ. તે તાળમાં જગણ આવવો ન જોઈએ. છેવટે ગુરુ. ૧૬ મી કે ૧૪ મી માત્રાએ વિસામો.

૧૧૨૧ ૨૧૧૨ ૧ ૨ ૧૧૨૧ ૨ ૨ ૨૧૨
નરદેવ ભીમકની સુતા દમયંતી નામે સુંદરી,
સૂણીને પ્રસંશા હંસથી નળરાયને મનથી વરી.

(૮) સવૈયા એકત્રીસા—માત્રા ૩૧ અને તાળ ૮. ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯ મી માત્રા ઉપર તાળ. સોળમી માત્રાએ વિસામો. છેવટે ગુરુ અને લઘુ આવે.

૨૧ ૧ ૨ ૨ ૨૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨ ૨૧ ૧ ૨ ૧૧૨૧
ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર
પર નાતીલા જાતીલાથી સંપ કરી ચાલે સંસાર

(૯) ઝુલણા—માત્રા ૩૭ અને તાળ ૮. ૧, ૬, ૧૧, ૧૬, ૨૧, ૨૬, ૩૧, ૩૬ મી માત્રા ઉપર તાળ. તાળમાં ત્રીજી માત્રા લઘુ જોઈએ. દસ દસ માત્રાએ યતિ આવે છે. છેવટે ગુરુ આવવો જોઈએ.

૨૧ ૨ ૨૧૨ ૧૧૧૨૨૧૨ ૧૧૧ ૧૧૨૧૧૧૨૧ ૨ ૨
સત્ય છે જિંદગી જઈરિઆતીતણી, સમજ સમશાન નહિ ઠામ છેલો,
જીવ કાયાતણો યોગ જે કારમો, ધાર મા એક ઠામે ઠરેલો.

(૧૦) દોહરો—માત્રા ૪૮ તાળ ૧૨. પહેલા અને ત્રીજા પાદમાં ૧૩ માત્રા, બીજા અને ચોથા પાદમાં ૧૧ માત્રા હોય છે. ૧૧ મી માત્રા લઘુ હોવી જોઈએ. દરેક પાદમાં ૧, ૫, ૯, મી માત્રાએ તાળ આવે છે. એવી રીતે કુલ ૧૨ તાળ થાય છે દરેક તાળમાં જગણ ન જોઈએ. પહેલી કે બીજી તાળમાં એકાદ જગણ નભી શકે.

૧ ૧૧ ૧ ૨ ૧ ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૨૧
જગપતિએ જગમાં રચી, રચના રૂડી અપાર
નાનાં મોટાં પ્રાણીઓ, સરજાવ્યાં સંસાર.

(૧૧) કુંડળીઓ—માત્રા ૧૪૪. પ્રથમ એક દોહરો બનાવવો. પછી તેના ચોથા ચરણને ઉલટાવી ૧૧ અને ૧૩ માત્રાની એટલે દરેક ચોવીસ માત્રાની એવી ચાર તૂક બનાવવી. પહેલા ચરણનો પહેલો શબ્દ છેલ્લા ચરણને છેડે આવવો જોઈએ.

૨ ૨ ૧૧૧૧ ૨ ૧ ૨ ૧૧૧ ૧ ૨ ૨ ૨૧
ડોલે તરુવર ડાળીઓ પવન ઝુલાવે પાન,
૧ ૨ ૧૨૧૧ ૨ ૧ ૨ ૨ ૨ ૨૧૧ ૨૧
ઊડે મનોહર પંખીઓ ગાતાં સુંદર ગાન;
૨ ૨ ૨૧૧ ૨ ૧ ૨ ૧ ૨૧૧૨ ૧૧ ૨
ગાતાં સુંદર ગાન ધ્યાન ઇશ્વરનું ધરતાં,
૧૧૨ ૧૨ ૧૨૧ ૨ ૧ ૨ ૨૨ ૧૧૨
કરતાં વને કલોલ રોજ આનંદે ફરતાં;
૨૨ ૨ ૨ ૨ ૧ ૨ ૧૨ ૧૧૨ ૨ ૨
સંપે રે'તાં સાથ પ્રીતનો પડદો ખોલે;
૧ ૧ ૨ ૨ ૨ ૨ ૧ ૨ ૧ ૨ ૧૧૧૧ ૨૨
સુખીઆં પંખી રોજ ડાળીઓ તરુવર ડોલે.

(૧૨) છપ્પય છંદ—માત્રા ૧૫૨. પહેલાં ચાર ચરણ કાવ્ય એટલે રોળા છંદનાં બનાવવાં. પછી પાંચમું અને છઠ્ઠું ચરણ દરેક અઠ્ઠાવીસ માત્રાનું બનાવવું.

૧ ૨ ૧ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૧ ૨ ૨ ૨ ૨
જટા ધરે વડવૃક્ષ પતંગ નિજ બાળે કાયાં,
૧ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૨ ૧ ૨ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨
જળચર જળમાં નાય ધ્યાન ધરવા બગધાયા,
૨ ૧ ૧ ૧ ૨ ૨ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨ ૨ ૨
ગાડર મુંડાવે શીષ અજા મુખ દાઢું રાખે,
૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૨ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨
ગર્ધવ લોટે છાર શુક મુખ રામજ ભાખે,
૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૨ ૨ ૧ ૧ ૧ ૧ ૨ ૨ ૧ ૨
વળી મોર તજે છે માનિની શ્વાન સકળનું ખાય છે,
૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૨ ૨ ૧ ૨ ૧ ૨ ૨ ૧ ૨
કવિ શામળ કે' સાચા વિના કોણ સ્વર્ગમાં જાય છે.

**૧૧. અક્ષરમેળ છંદો**—'લ' એટલે લઘુ અક્ષર અને 'ગ' એટલે ગુરુ અક્ષર સમજવો.

(૧) પ્રમાણિકા—અક્ષર ૮. દરેક પાદમાં જગણ, રગણ, લઘુ અને
(જ,ર,લ,ગ) ગુરુ આવે છે. ૨, ૪, ૬ અને ૮ મા અક્ષર ઉપર તાળ આવે છે.

ઊડું જગે ઊડું વને, રીઝું હું રીઝવું તને
ઉઘાડી પાંખ માહરી, ઉઘાડ ભાઈ તાહરી.

(૨) દોધક—અક્ષર ૧૧. ત્રણ ભગણ અને બે ગુરુ. ૧, ૪, ૭, ૧૦
(ભ,ભ,ભ,ગ,ગ) મા અક્ષર ઉપર તાળ.

નિર્જળગામે નવાણ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો.

(૩) ઇંદ્રવજ્રા—અક્ષર ૧૧. બે તગણ, પછી જગણ અને છેલ્લા બે
(ત,ત,જ,ગ,ગ) ગુરુ. ૧, ૪, ૬, ૧૦ મા અક્ષર ઉપર તાળ.

કેરી ભરેલી રસથીજ સારી, કોકીલ કંઠે વખણાય ભારી.

(૪) ઉપેન્દ્રવજ્રા—અક્ષર ૧૧. જગણ, તગણ, જગણ અને બે ગુરુ.
(જ,ત,જ,ગ,ગ) ૧, ૪, ૬, ૧૦ મા અક્ષર ઉપર તાળ.

સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે, કુવાક્યથી કલેશ હમેશ લાધે.

(૫) ઉપજાતિ—અક્ષર ૧૧. ઇંદ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનું મિશ્રણ છે.

સીતા સમાણી સતિ કોણ શાણી
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી

(૬) લલિત—અક્ષર ૧૧. નગણ, રગણ, રગણ, લઘુ અને ગુરુ.
(ન,ર,ર,લ,ગ) ૧, ૪, ૬, ૭, ૯, ૧૧ મા અક્ષર ઉપર તાળ.

વિનતિ હું કરૂં દેશીઓ રુડા, ગરીબ જંતને લક્ષ દો વડા.

(૭) દ્રુતવિલંબિત—અક્ષર ૧૨. નગણ, ભગણ, ભગણ, રગણ.
(ન,ભ,ભ,ર) ૧, ૪, ૫, ૧૦, ૧૨ મા અક્ષર ઉપર તાળ.

દિસત જંગલ મંગલ કારીરે, મનુષના પરિતાપ નિવારીરે.

(૮) તોટક—અક્ષર ૧૨. ચાર સગણ. ૩, ૬, ૯, ૧૨ મા અક્ષર
(સ,સ,સ,સ) ઉપર તાળ.

સતનું ચિત ચિંતન રે કરવું, સતવાયક નિશ્ચય ઉચરવું.

(૯) ભુજંગી—અક્ષર ૧૨. ચાર યગણ. ૨, ૫, ૮, ૧૧ મા અક્ષર
(ય,ય,ય,ય) ઉપર તાળ.

અહો દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશ નામી.

(૧૦) વસંતતિલકા—અક્ષર ૧૪. તગણ, ભગણ, જગણ, જગણ,
(ત,ભ,જ,જ,ગ,ગ) અને છેલ્લા બે ગુરુ. ૧, ૪, ૯, ૧૩ મા અક્ષર
ઉપર તાળ.

નિદ્રામહીં નહિ હતું તન ભાન જ્યારે,
જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે.

(૧૧) માલિની—અક્ષર ૧૫. નગણ, નગણ, મગણ, યગણ, યગણ.
(ન,ન,મ,ય,ય) ૧, ૩, ૭, ૯, ૧૪ મા અક્ષર ઉપર તાળ. આઠમા અક્ષર
પછી યતિ.

ઘડી ઘડી તડકો ને છાંયડો ફેરવાયે,
ગરમીથી ઉકળાટો પ્રાણીને ભારી થાયે.

(૧૨) નારાચ—અક્ષર ૧૬. જગણ, રગણ, જગણ, રગણ, જગણ,
(જ,ર,જ,ર,જ,ગ) ગુરુ. ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬ મા અક્ષર ઉપર તાળ.

જુઓ રૂપેરી બાગ આ દીપે મધુર મોગરે,
કળી ફુલેલ વેલમાં સુગંધ અંગમાં ભરે.

(૧૩) મન્દાક્રાન્તા—અક્ષર ૧૭. મગણ, ભગણ, નગણ, તગણ, તગણ
(મ,ભ,ન,ત,ત,ગ,ગ) અને છેલ્લા બે ગુરુ. ૧, ૩, ૫, ૮, ૧૧, ૧૫, ૧૭-મા અક્ષર ઉપર તાળ. ચોથા અને દસમા અક્ષર પછી યતિ.

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો!
છૂટયો તેને અરરર પડી ફાળ હૈયા મહીંતો!

(૧૪) શિખરિણી—અક્ષર ૧૭. યગણ, મગણ, નગણ, સગણ, ભગણ,
(ય,મ,ન,સ,ભ,લ,ગ) લઘુ અને ગુરુ. ૨, ૩, ૫, ૬, ૭, ૧૨, ૧૪, ૧૭ મા અક્ષર ઉપર તાળ. છઠ્ઠા અક્ષર પછી યતિ.

પરેશા વિશ્વેશા અકલિત તહારી કૃતિ ગતિ.
રચ્યું સર્વે આ તેં જનસુખ હિતાર્થે જગપતિ.

(૧૫) શાર્દૂલવિક્રીડિત—અક્ષર ૧૯. મગણ, સગણ, જગણ, સગણ,
(મ,સ,જ,સ,ત,ત,ગ) તગણ, તગણ અને ગુરુ. ૧, ૩, ૬, ૮, ૧૦, ૧૩, ૧૬, ૧૭ મા અક્ષર ઉપર તાળ. બારમા અક્ષર પછી યતિ.

સોડે કેમ કરાય ડાપણ નથી દેવાય તેવું રહ્યું,
શું થાશે સઢ જાય નાવિક કશું કાને ન ધારે કહ્યું.

(૧૬) વૈતાલીય—અક્ષર ૧૦-૧૧. પહેલા અને ત્રીજા પાદમાં સગણ,
(સ,સ,જ,ગ અને સ,ભ,ર,લ,ગ) સગણ, જગણ અને ગુરુ; તથા બીજા અને ચોથા પાદમાં સગણ, ભગણ, રગણ, લઘુ અને ગુરુ. ૧, ૪, ૮, ૧૦

અને ૧, ૪, ૭, ૯, ૧૧ મા અક્ષર ઉપર તાલ.

રચના રચનાર રે ધણી, કરુણાળુ કરુણા કરો ધણી.
પ્રભુતા પ્રભુ તારી તું ધરી, મજરો લૈ મજ રોગ લે હરી.

(૧૭) મનહર—અક્ષર ૩૧. આ છંદમાં ૩૧ અક્ષર હોય છે. ગણુ સંબંધી નિયમનું બંધન નથી. છેલ્લે ગુરુ આવે છે. આઠ આઠ અક્ષરે યતિ આવે છે.

ઉદ્યમથી એકલો હજારને હઠાવી દીયે,
ઉદ્યમથી ધન ધાન્ય ધાર્યું મેળવાય છે.

**૧૨. પ્રશ્નો.** (૧) પિંગળ કોને કહે છે ? તે જાણવાથી શો ફાયદો છે ?

(૨) માત્રા કોને કહે છે ? લઘુ અને ગુરુ અક્ષરની કેટલી માત્રા ગણાય છે ? જોડાક્ષરની પહેલાંના હ્રસ્વ અક્ષરની માત્રા માટે શો નિયમ છે ? પ્લુત એટલે શું ?

(૩) ગણુના પ્રકાર દાખલા આપી સમજાવો.

(૪) નીચેના શબ્દોમાંના દરેક ઉપર લઘુ ગુરુની નિશાની મૂકીને કયો ગણુ છે તે કહો.

મોહન, રોટલી, પખાલ, મજુર, આભારી, સુધારી, વિદેશ આચાર, ખેતર, રમતા.

(૫) છંદના કેટલા પ્રકાર છે ? તે દરેકનું નામ આપો.

(૬) ચોપાઈ, મહીદીપ, હરિગીત અને છપયછંદ એ દરેકમાં કેટલી માત્રા અને કેટલા તાળ હોય છે ?

(૭) ભુજંગી, મંદાક્રાન્તા, શિખરિણી, માલિની અને તોટક એ દરેકમાં કેટલા અક્ષર હોય છે, અને તાલ કયા કયા અક્ષર ઉપર આવે છે ?

**૧૩.** નીચેની કવિતાનો છંદ કહો અને તેની **રચના** સમજાવો.

(૧) સત્યે ધરા ધરે નાગેન્દ્ર, સત્યે તપે દિવાકર ચંદ્ર.

(૨) ઉતારી સ્વર્ગેથી મુજ હૃદય સ્થાપ્યો સ્થિર વસે.

(૩) રહી સદાએ સહધર્મચારે, આ વિશ્વયાત્રામહિં ભક્તિ ભારે.

(૪) સ્વતંત્ર તો ઈશ્વર એક એ છે, જુગોજુગે આપ અજીત એ છે.

(૫) વ્હાલી બાબા ! સહન કરવું એય છે એક લ્હાણું !

(૬) વર્ષ, કોમળ વાદળી ! આગળ જા,
તુજ સુંદર કોમળ વસ્ત્ર ધરી.

(૭) દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી તામડીયું.

(૮) ઓ હૃદય રવ રેલાવનારા કવિવરો ! ગાયકગણો !

(૯) ઓ સિંધુ અતિ ગર્જ તું રુચ્યો પડે તેવું અને તેટલું.

(૧૦) મૃદુ મૃદુ કંઈ ગા પ્રિય દેવી હે ! તુજ સ્વભાવનું દાન કંઈ તું દે.

(૧૧) ઈંડું બાળડું કુમળું છેક નાનું
કરે ચિંતના ગૂઢ જે છાનુંમાનું.

(૧૨) વય કંઈ વધુ થાતાં બાળુડાંને મુખેથી
નવલ મધુર વાણીની મીઠી સેર છુટી.

(૧૩) કળિયો મુખ અર્ધું ખોલિને, અટકી આ જળ વીણ શોષથી

(૧૪) જુવાનને યૌવન ઇષ્ટ લાગે, તારુણ્ય તે અક્ષયિ સ્થાયિ માગે.

(૧૫) મૃદુતા લલના હૃદયે વસતી, પ્રતિ અશ્રુ વિષે થતી મૂર્તિ મતી.

(૧૬) જે સૃષ્ટિ કેરા યશની પતાકા, જે પ્રેરણાઓ તણિ ખાણ મોંઘી.

(૧૭) નેત્રનાં પોપચાં ખીલ્યાં, મુખના હોઠ ઉઘડ્યા.
ગરદન વાંકી થઈ, માર્ગે ઉભા લોકની.

---

## પાઠ ૨૭ મો

---

### અલંકાર

૧. (૧) શરદઋતુની પૂર્ણિમાના **ચંદ્રતુલ્ય** દેવશ્રી ચંદ્રગુપ્તથી પ્રજા તો પરમ પ્રસન્નજ છે.

(૨) સુંદરગિરિનાં સર્વ શિખરો **જાનનાં માણસો પેઠે** એક બીજાના ખભા ઉપર માથા કરી જોઈ રહેતાં હતાં.

(૩) ધોળા રેશમના **ઢગલા જેવાં** વાદળાં તો આપણી આસપાસથી **દોરડાં પેઠે** ટીંગળાવા માંડે અને પાણીના ધોધ **નારાયણના નખમાંથી** ગંગાજી નીકળ્યાં હોય એમ આપણા પગમાંથી નીકળતા હોય !

(૪) આકાશમાંથી વીજળી પડી **પર્વત ફાડી નાખે છે, તેમ** મોગલ **દળનાં કાળજાં ફાટી જાય,** અને દુષ્ટ વાદળાં વેરાતાં આપણે આપણા પ્રતાપી રાણાને ભેટીએ.

(૫) સકલ વનલતાઓ પણ, **જાણે આંસુ** ખરેખરાં પાડે; તેમ પત્ર વેરે છે, ઉમરા એવા પ્રકારથી કાઢે.

(૬) આકાશ રાતું ઉદયાચળે છે, તથા હવામાં પ્રતિબિંબ જે છે; જાણે રૂડી **જાજમ** છે બિછાવી, ઠરાવ્યું **સિંહાસન** એક લાવી.

(૭) જાણે ઉદ્યો નૈષધ **ભાણ, કમળ નયન** પ્રેમના ફંદ; કર કુંજર **શુંડાકાર,** કટિએ જીત્યો **કુંજરકાળ;** ચાલતો **શાર્દુલની** ગત્ય.

ઉપરનાં વાક્યો તપાસતાં માલમ પડે છે કે તેમાં જે વિચાર કે લાગણી દર્શાવવામાં આવી છે તે સાદા શબ્દોમાં નથી, પણ તેને અસરકારક રીતે જણાવવા માટે અમુક પદાર્થ કે પ્રાણીના સામાન્ય ધર્મ કે લક્ષણ સાથે સરખાવીને અસાધારણ રીતે બતાવવામાં આવી છે. દા. ચંદ્રગુપ્તના રાજ્યની અસર શરદઋતુના ચંદ્રમા જેવી આહ્લાદક ગણવામાં આવી છે. સુંદરગિરિનાં શિખરોને જાનનાં માણસની સાથે સરખાવવામાં આવ્યાં છે. તેવીજ રીતે વાદળાંનો રંગ ધોળા રેશમ જેવો કલ્પ્યો છે. અમુક બાબત સાદીભાષામાં દર્શાવવાથી સાધારણ અસર થાય છે; પણ જ્યારે તેમાં ઉપર જણાવ્યા મુજબ જુદા જુદા પદાર્થનું અસાધારણ પ્રયોગથી મળતાપણું બતાવવામાં આવે છે, ત્યારે ભાષાની ચમત્કૃતિને લીધે તેનો સચોટ અર્થ સમજાય છે અને મનને આનંદ થાય છે. આવી રીતે ભાષા સમૃ·

દ્ધિવાન અને વિસ્તૃત થવાથી આપણા વિચાર અને લાગણીના ઝીણા ઝીણા ભેદ વધારે ખૂબીથી આનંદ સાથે દર્શાવી શકીએ છીએ. જ્યારે માણસ સારો પોશાક અને ઘરેણાં પહેરે છે, ત્યારે તે વધારે આકર્ષક અને રૂપાળો લાગે છે, તેવી રીતે જે વડે ભાષાના શબ્દ અને અર્થને શોભા પ્રાપ્ત થાય છે અને વાંચનારને આનંદ થાય છે તેને **અલંકાર** કહે છે* અલંકારથી ભાષામાં સૌંદર્ય ઓજસ્ અને મધુરતા આવે છે.

આપણે જે અમુક બાબત એક રીતે જણાવીએ તેને જુદી જુદી રીતે વધારે અસરકારક સ્વરૂપમાં દર્શાવી શકાય છે. દા. સિદ્ધરાજ સિંહ જેવો બળવાન હતો. સિદ્ધરાજ સિંહ હતો. સિદ્ધરાજ સિંહજ હતો. સિદ્ધરાજ જાણે બીજા સિંહ જેવો લાગતો. સિંહ ઘણો પરાક્રમી હોય છે, તેમ સિદ્ધરાજે ઘણાં પરાક્રમ કર્યાં છે. આ દાખલામાં એકજ વિચારનો અર્થ જુદી જુદી રીતે રસપૂર્વક બતાવવામાં આવ્યો છે.

૨. જેવી રીતે અર્થની શોભા તેની ચમત્કૃતિથી વધે છે, તેવી રીતે શબ્દના સૌંદર્યથી તેની શોભા વધે છે; તેથી શબ્દ અને અર્થ પ્રમાણે શબ્દાલંકાર અને અર્થાલંકાર હોય છે.

## શબ્દાલંકાર.

(૧) અહો દેવના દેવ, હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશ નામી;
દયાળુ પ્રભુ આપદાથી ઉગારો;
દીનાનાથ તું એક આધાર મારો.

---

* "અલંકાર ભાષાને સમૃદ્ધિવાન અને વિસ્તીર્ણ કરે છે; તેમના સાધન વડે શબ્દો અને વાક્યો સર્વ પ્રકારના વિચાર દર્શાવવાને અર્થે ઉપયોગમાં આણી શકાય છે; અતિ સૂક્ષ્મ એવા ભેદોનું વર્ણન કરી શકાય છે, અને વિચારો અથવા વૃત્તિઓની અતિ સુંદર છાયાઓ અને રંગો પણ દર્શાવાય છે; તે અલંકારની સહાયતા વિના માત્ર સરળ રીતના સાદા શબ્દો વાપરવાથી કદી પણ બની શકવાનું નથી." (અલંકાર ચંદ્રિકા)

(૨) પ્રભો અંતર્યામી, જીવન જીવના દીનશરણા;
પિતામાતા બંધુ, અનુપમ સખા હિતકરણા;
મળ્યાં દૂધ સાકર ઝેર સમાન;
ભજો ભગવાન તજો અભિમાન.

(૩) કદે દેખાવે એ અચરતીજ જણાએ જગતમાં;
મનાયે સત્સંગે પવીતર કબીરા ભગતમાં.

(૪) ઝૂકી ઝાડનાં ઝૂંડની ઝાઝી ઝાડી.
વસે વાઘ અને વાંદરાં સિંહ હર્ણાં,
ઝરે નિર્મળાં નીરનાં નિત્ય ઝર્ણાં.

પહેલી કવિતાના ચરણમાં છેલ્લા અક્ષરો મળતા આવે છે તેથી તેને **અનુપ્રાસ** કહે છે. આપણી ગુજરાતી કવિતા સાધારણ રીતે પ્રાસવાળી હોય છે. જ્યારે શબ્દનો છેલ્લો અક્ષર અને તેની પહેલાંનો સ્વર મળતા આવે ત્યારે તેને ઝડ કહે છે. બીજી કવિતામાં **ભગવાન** અને **અભિમાન** અને ત્રીજીમાં **જગતમાં** અને **ભગતમાં** એ ઝડ છે. કવિતામાં એકજ શબ્દ કે અક્ષર વારંવાર આવે તો તેને **યમક** કહે છે. ચોથી કવિતામાં 'ઝ' 'વ' અને 'ન' વારેવારે આવે છે.

## અર્થાલંકાર.

૧ તે **ભીલ રાક્ષસ જેવો** અતિ ભયંકર દેખાતો હતો.

૨ **પોપટીના ગાલ જેવાં** ધોળાં કેટલાંક **પાન** હતાં.

૩ શિવ મસ્તકે બિરાજતી **ચંદ્રકલા જેવડો કર્પૂરનો કડકો** હતો.

૪ **કામિનીના જેવી** તે **ભૂમિ**, ચંદન અને કસ્તુરીની સુગંધ આપે છે.

ઉપરનાં વાકયોમાં ભીલનું વર્ણન રાક્ષસ સાથે સરખાવી કરવામાં આવ્યું છે તેવી જ રીતે 'પાન' 'કર્પૂરનો કડકો' તથા 'ભૂમિ' ને 'પોપટીના ગાલ' 'ચંદ્રકલા' અને કામિની સાથે સરખાવવામાં આવ્યાં છે. જે પદાર્થને સરખાવી ઉપમા કરવામાં આવે છે તેને **ઉપમેય** કહે છે. જેની

સાથે સરખાવવામાં આવે છે તેને **ઉપમાન** કહે છે. જે બાબતમાં સરખામણી થાય તેને સામાન્ય ધર્મ કહે છે; અને જે શબ્દ આ સરખામણી બતાવે છે, તેને **ઉપમાવાચક** શબ્દ કહે છે. પહેલા વાક્યમાં ભીલ ઉપમેય છે, રાક્ષસ ઉપમાન; ભયંકરતા સામાન્ય ધર્મ અને જેવો એ ઉપમાવાચક શબ્દ છે. એ પ્રમાણે બીજાં વાક્યોના સંબંધમાં સમજવાનું છે. આવી રીતે જ્યારે બે જુદી જુદી જાતના પદાર્થ વચ્ચે અમુક પ્રકારનું સાદૃશ્ય બતાવવામાં આવે છે, ત્યારે તેને **ઉપમાલંકાર** કહે છે. સાધારણ રીતે પદાર્થનું સરખાપણું જેવું તેવું, પ્રમાણે, સરખું, પેઠે વગેરે શબ્દથી જણાવાય છે.

રક્ત કમલપત્ર જેવા કોમળ હાથથી, ચંડાળ કન્યાએ લાકડી પછાડી.

આ વાક્યમાં હાથ ઉપમેય, 'કોમળતા' એ સામાન્ય ધર્મ, 'રક્ત કમળપત્ર' એ ઉપમાન છે અને 'જેવા' એ ઉપમાવાચક છે. જ્યારે આવી રીતે ઉપમેય, ઉપમાન, સાધારણ ધર્મ અને ઉપમાવાચક આપેલાં હોય છે ત્યારે **પૂર્ણોપમા** કહેવાય છે.

રાજાએ અમૃત જેવાં વચન સાંભળ્યાં. આમાં અમૃત જેવી મિઠાશનો સાધારણ ધર્મ બતાવ્યો નથી તેથી તે લુપ્તોપમા છે. ઉપર જણાવ્યા મુજબની ચાર બાબતમાંથી એકાદ ન આપી હોય, તો તે **લુપ્તોપમા** થાય છે.

૧ મહારાજા શિવાજી તે શિવાજીજ હતા.

૨ આકાશ જેવું આકાશ સાગર જેવો સાગર.

ઉપરનાં વાક્યોમાં ઉપમેય અને ઉપમાન એકજ વસ્તુ છે. આવી રીતે જ્યારે અમુક વસ્તુ પૂર્ણ છે; એટલે તેને તેની સાથે સરખાવામાં આવે છે, ત્યારે આવા અલંકારને **અનન્વય** કહે છે.

૧ 'ભીમક સુતાનું **વદનસુધાકર** દેખીને શોભાય"
**ચંદ્રમા** તો ક્ષીણ પામી આભમાં સંતાય."

આ કડીમાં દમયંતીનું સુધાકર જેવું મુખ સુંદર છે. તે દેખીને ચંદ્રમા વાદળમાં સંતાય છે. આમાં ઉપમાન ચંદ્રમા ઉપમેય થાય છે. એટલે તે **પ્રતીપ** (ઉલટો) અલંકાર છે.

૨. ૧ **આશાતંતુથી** મનુષ્ય જીવન ટકે છે.

૨ **સંસારસાગર**ના તોફાનમાં પડેલી નૌકા મહામુશીબતે સહિસલામત રહે છે.

૩ કુંવરનું **મુખારવિંદ** નિરાશાથી મ્લાન થયું હતું.

ઉપરના વાકયોમાં 'આશા' ને 'તંતુ' જેવો ગણ્યો નથી પણ તેને તંતુ રૂપે વર્ણવ્યો છે. તેવી રીતે સંસારને સાગરનું અને મુખને અરવિંદનું રૂપ આપ્યું છે. તેમાં ઉપમેય અને ઉપમાનનો અભેદ બતાવ્યો છે, તેથી એક વસ્તુને બીજી વસ્તુનું રૂપ આપવાના અલંકારને **રૂપક** કહે છે. તેમાં જેવું તેવું, પેઠે, સરખું વગેરે શબ્દો આવતા નથી.

૩. ૧ તિથિ, પુનમે, શોભિતા, સાંજ ટાણે,
બન્યા ઘંટ બે **સૂર્ય** ને **સોમ** **જાણે**.

૨ સમુદ્ર તરંગના અંગે કરીને ફીણ રૂપી ચંદનને **જાણે** ઘસે છે.

૩ સકળ વન લતાઓ પણ, જાણે આંસુ ખરેખરાં પાડે
તેમ પત્ર વેરે છે, ઉભરા એવા પ્રકારથી કાઢે.

પહેલી કડીમાં સૂર્ય અને સોમને ઘંટની સાથે સરખાવ્યા છે, પણ તે સરખામણી વાસ્તવિક છે, એમ ગણવાને બદલે તેની સંભાવના (ઉત્પ્રેક્ષા) કરવામાં આવી છે; તેથી તેને ઉત્પ્રેક્ષા અલંકાર કહે છે. તેવી રીતે સમુદ્રના ફીણને ચંદન સાથે અને પાંદડાંનું નીચે પડવું તેની આંસુ સાથે સરખામણી કરી છે. આવી રીતે એક વસ્તુ ઉપરથી જાણે તેને મળતી બીજી વસ્તુ હોય એવી કલ્પના કરવી તેને **ઉત્પ્રેક્ષા** અલંકાર કહે છે. તેમાં ઉપમેય અને ઉપમાનનો સંબંધ

જાણે, શકે, હોયની, શું, વગેરેથી બતાવવામાં આવે છે. તે રૂપકનો એક પ્રકાર છે.

૪. ૧ પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રાંકા.

૨ કીર્તિ થઇ નળની, વિસ્તીર્ણ જેમ સૂરજનાં પ્રસરે કીર્ણ.

આ વાકયોમાં પંડિત ને રાય સાથે તથા મૂઢને રાંકા સાથે સરખાવવામાં આવ્યાં છે. તેવીજ રીતે નળની કીર્તિને સૂરજના કિરણ સાથે સરખાવી છે. આવી રીતે જ્યારે એક બાબતથી બીજી વસ્તુ સ્પષ્ટ રીતે સમજાય છે, ત્યારે તેને **દૃષ્ટાંત–ઉપમા** કહે છે.

૫. ૧ રે **રત્નાકર** સાગર સાંભળ, રત્ન કીધું સઘળાં થકી સારૂં.

૨ આકાશે તો ચકચક થતો શ્વેત વાગો સજ્યોરે,
તારાઓ જે **મુંઝાઇ રડતા શોક** તેણે તજ્યોરે.

રત્નાકર અને તારા જે નિર્જીવ વસ્તુ છે તેને સજીવ તરીકે ગણીને વર્ણન કર્યું છે. આવા અલંકારને **સજીવારોપણ** કહે છે. તે રૂપકનો એક પ્રકાર છે.

૬. ૧ આ ચંદ્ર નથી પણ આકાશગંગાનું **કમળ** છે.

૨ આ આકાશમંડળ નથી પણ એક **સાગર** છે.

પહેલા વાકયમા ચંદ્રત્વનો નિષેધ કરી કમળનો આરોપ કર્યો છે. તેવીજ રીતે આકાશ મંડળનો નિષેધ કરીને સાગર ગણવામાં આવ્યો છે. જ્યારે બીજા પદાર્થના આરોપ માટે કોઈ પદાર્થનો નિષેધ કરવામાં આવે છે, ત્યારે તે **અપહ્નુતિ** અલંકાર કહે છે.

૭. ૧ અશોકમાં પણ શોકમાં જનકસુતા છે રામ.
વસે ખરા આરામમાં તોય નથી આરામ.

૨ તેને અગ્નિ જળ રૂપ વિષ અમૃત જેવું અને સાપ માળા સરખો છે.

સીતા અશોક વનમાં આરામમાં વસે છે પણ શોકને લીધે આરામ નથી. આમાં દેખીતો વિરોધ છે તેથી તેને **વિરોધાભાસ**

અલંકાર કહે છે. અગ્નિ અગ્નિ જેવો નથી પણ જળરૂપ છે. તેવી રીતે વિષ અમૃત જેવું અને સાપ માળા રૂપ છે. જોતાંનીવાર વિરોધ લાગે છે, પણ ખરી રીતે વિરોધ નથી. આવા વિરોધાભાસથી અજાયબી સાથે આનંદ થાય છે.

૮. ૧ એ નીલકમળમાંથી તીક્ષ્ણ જેવાં બાણ નીકળે છે તે જો.
નેત્ર રૂપી કમળમાં બાણની ઉત્પત્તિ વર્ણવી છે.
૨ કોટી શશી ને સૂરજ ઝાંખા પડયા, મુખ એનું નિરખતાંરે.
ચંદ્ર અને સૂરજ તેના મોં આગળ ઝાંખા પડયા હોય એવું વર્ણન કર્યું છે, તે અસંભવિત છે; તેથી તેને **અતિશયોક્તિ** અલંકાર કહે છે.

૯. ૧ હે ગંગા આ તારો **વિવેક** કેવો કે પાપીને સ્વર્ગ પમાડે છે.
૨ એતો ચીનનો **સાહુકાર** છે.
૩. આવું તમારૂં **ડહાપણ** !

આ વાકયોમાં વિવેક, સાહુકાર અને ડહાપણ એ શબ્દોનો અર્થ ઉલટો સમજવાનો છે એટલે તેમાં સ્તુતિને બદલે નિંદા સમજવામાં આવે છે. જ્યારે જે બાબત કહી હોય તેનાથી ઉલટો અર્થ થાય છે, ત્યારે તેને **વ્યાજ સ્તુતિ** અલંકાર કહે છે.

૧૦. ૧ હનુમાન દરિયો તરી ગયા. મહાત્માને શું કઠિન છે !
૨ ગુણવાળી વસ્તુના સંસર્ગથી. તુચ્છને ગૌરવ પ્રાપ્ત થાય છે.
જુઓ કે પુષ્પમાળાના સંબંધથી સૂત્ર માથે ચઢી બેસે છે.

હનુમાન દરિયો તરી ગયા એ વર્ણનના સમર્થનમાં મહાત્માને શું કઠિન છે એ અન્ય વસ્તુનું વર્ણન કર્યું છે. તેવી રીતે ગુણવાળી વસ્તુને લીધે તુચ્છ વસ્તુ ગૌરવવાળી થાય છે, તેને માટે પુષ્પમાળાનું વર્ણન કર્યું છે. આવી રીતે એક વસ્તુના વર્ણનના સમર્થન માટે બીજી વસ્તુનું વર્ણન કરવામાં આવ્યું હોય છે, ત્યારે તેને **અર્થાન્તર** (અર્થ+અંતર+ન્યાસ, અન્ય અર્થનું વર્ણન) અલંકાર કહે છે.

૧૧. રાજા મૃદુલ કરે લોકનાં હૃદય હરણ કરે છે.

આ ઉદાહરણમાં રાજા થોડા કરથી લોકનાં મન હરણ કરે છે

અને રાજા એટલે ચંદ્ર મૃદુ કિરણથી લોકોનાં મન આકર્ષે છે એવા બંને અર્થ નીકળે છે. જ્યારે કોઈ વર્ણનમાંની શબ્દરચના બે અર્થને લાગુ પડે ત્યારે તેને **શ્લેષાલંકાર** કહે છે.

**૧૨.** સાગરને છોડી નદી બીજે કયાં જવાની છે.

આમાં શકુંતલાએ દુષ્યંત રાજા ઉપર જે પ્રેમ બતાવ્યો હતો તે વિષે અનસૂયા તેને કહે છે. જે વર્ણન કર્યું છે તે વસ્તુને ન લાગતાં **બીજા**ને લાગે છે તેથી તેને **અન્યોક્તિ** અલંકાર કહે છે.

**૧૩. પ્રશ્નોઃ—**

(૧) અલંકાર કોને કહે છે ? તેના પ્રકાર જણાવો.

(૨) જુદા જુદા શબ્દાલંકાર દાખલાથી સ્પષ્ટ રીતે સમજાવો.

(૩) ઉપમા અને રૂપકમાં શો ફેર છે ? ઉપમાના કેટલા ભેદ છે ?

(૪) ઉત્પ્રેક્ષા અલંકારના ત્રણ દાખલા આપો.

(૫) સજીવારોપણ, દષ્ટાંત–ઉપમા અને અપહ્નુતિ અલંકાર દાખલાથી સમજાવો.

(૬) અર્થાન્તરન્યાસ કોને કહે છે ? તેના બે દાખલા આપો.

(૭) અન્યોકિત, અતિશયોક્તિ અને શ્લેષાલંકાર શું છે તે કહો.

**૧૪.** નીચેના વર્ણનમાંથી જે જાતના **અલંકાર** હોય તે બતાવોઃ—

(૧) આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી.

(૨) આશા ઉંડી ખાડ પહાડથી થાય ન પૂરી.

(૩) આ તારાઓ નથી પણ સાગરના ફીણની હાર છે.

(૪) એતો કાળો નાગ છે; એને છેડશો નહિ.

(૫) પાણિપત ! ઓ છેલ્લીવારે કહું તુજને બે બોલ.

(૬) બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દરિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ.

(૭) એને સ્ત્રી રૂપ કોણ કહે છે, એતો કેળશાખા છે

(૮) ઉંમર તો ડુંગર થયારે, પાદર થયા પરદેશ.

(૯) ભૂલ્યો મન ભમરા, તું કયાં ભમ્યો, ભમ્યો દિવસ ને રાત.

(૧૦) આ સંસાર તરુણીના નેત્રપ્રાંતના રંગ પેઠે ક્ષણભંગુર છે.

(૧૧) રામ રાવણનું યુદ્ધ, તે રામ રાવણના યુદ્ધના જેવુંજ.

(૧૨) હે રાધા, ચંદ્ર તારા મુખ સમાન છે.

(૧૩) આ ચંદ્ર નથી કારણ કે તીવ્ર છે, તેમજ સૂર્ય નથી કારણ કે હમણાં રાત છે, તોએ સમુદ્રમાંથી ઉત્પન્ન થએલો વડવાનલ છે.

(૧૪) જેણે ક્ષણમાં નગરો બાળ્યાં તે આ સાક્ષાત્ મહાદેવજ છે.

(૧૫) કોમળ તારા ચરણ જાણે જમીન ઉપર ચાલવાથીજ રાતા થયા હોયની ?

(૧૬) રે ચાતક મિત્ર સાંભળ, જે જે મેઘને દેખે, તે તે તરફ દીનવાણી મા બોલ.

(૧૭) શિવ શૂલધારી છે, તથાપિ નિરામય છે.

(૧૮) ઓહો ! શું તમારા ઉત્તમ વિચાર છે.

(૧૯) સીતાસમાણી, સતી કોણ શાણી
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી;
કુરંગ હણવા, મતિ ભ્રષ્ટ કીધી;
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

(૨૦) આ નદીનું પાણી અમૃત જેવું મીઠું છે.

(૨૧) એવી ખૂબસુરતીનો મોહ કોણ અટકાવી શકે ! માણુસ તો માણુસજ છે.

(૨૨) ચાંદી જેવી જિવ્હા, મોતી જેવા દાંત, અને પ્રવાળ જેવા ઓષ્ટથી નીકળતા તેના શબ્દોએ સભાને મુગ્ધ કરી દીધી.

(૨૩) સિંહણ ભૂખથી જો મરે, તોય ઘાસ નવ ખાય;
પતિવ્રતા દુઃખમાં ઝુરે, પાપકર્મ નવ થાય.

(૨૪) પ્રિયે તારા મુખ સરખો જે ચંદ્ર તે વાદળથી ઢંકાઈ ગયો.

(૨૫) વિક્રમ સરખો પરદુઃખભંજન તે એક વિક્રમજ છે.

(૨૬) દમયંતિનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.

(૨૭) શીતળ વાયુ વહ્નિ સરખો, લાગે રાયને તન;
નગ્ન વૃક્ષ છે કદળી તેને, દેતો આલિંગન.

(૨૮) એક વાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડયો નળરાય, કંઈ એક રજ વાધી પાત્ર માંહે.

(૨૯) ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ.

(૩૦) તાહરી આશાસૂત્રનો તંતુપ્રાણ રહ્યો છે વળગી.

(૩૧) કુંદનપુર તે કુંદન જેવું, જોતાં મોહ ઉપજાવેજી.

(૩૨) કદળી સ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનક વેલડી.

(૩૩) લોચન અગ્ર શ્રવણ અડિયાંરે, શું ખંજન જાળે પડિયાંરે,

(૩૪) મોહવારૂણી પી પડયો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજઅંબુજ મેં પણ ભેદ્યાં, તોયે મન નવ આણી.

(૩૫) આ ઇંદ્ર અંતઃપુરપાલક અહીં ક્યાંથી ? નાના નોય,
આતો જય વિજય છે. અરે એ પણ નોય! ત્યારે આ કોણ ?

(૩૬) કેવી નીચી નમી છે, મદન સદનની કમાન શું રાજે !
નહિ નહિ મદન શિલી મુખ, વાંકુ સીધું સદાય જે ભ્રાજે.

(૩૭) શા આકાશે અડકી અડકી વંશ હર્મ્ય રહ્યા છે.

(૩૮) કુસુમશર સુરંગે રંગી માલા રચી છે;
લલિત સુમન સંગે પંચરંગી પચી છે.
અતનુ તનુ લજાયે અર્પવા દે ન લીધે;
તન મન અતિ રૂચે ના જીતે લાજ લીધે.

(૩૯) સજળ આ સઘ્રને તડિતા રહી,
સ્થિર લહી ઉપમા ન ઘટે સહી.
વિસ વશા ત્રિદશા ન બરાબરી,
નવલ દંપતીને નમ સુંદરી

(૪૦) અરે અતનુ, તું મને હવે તો કંઈ ઓછી પીડા દે !
આ શીતળ સમીરને તેં અગ્નિ જેવો કર્યો. જળમાં
વડવાનળ રૂપે પ્રવેશ કરી દેહની આ દશા કરી.

